શ્રીમંત ગાયકવાડ સરકારનું દેશી કેળવણી

# ધર્મવર્ણન.

## (બાલોપયોગી)

સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ એમની આજ્ઞાથી

તૈયાર કરનાર
પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ; એલએલ બી.

છપાવી પ્રસિદ્ધ કરનાર
શ્રીમંત ગાયકવાડ સરકારનું કેળવણી ખાતું—વડોદરા.



અમદાવાદ.
શાળમાં ધી યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં
મોતીલાલ શામળદાસે છાપ્યું.

આવૃત્તિ પહેલી. પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૬૯, ] [ ઈ. સ ૧૯૧૩

કિંમત રૂ. ૦—૯—૦.

# જાહેરાત.

આ રાજ્યની શાળાઓમાં નીતિવિષયક શિક્ષણ આપવા સારૂ એક પુસ્તક તૈયાર કરાવવા માટે શ્રીમંત સરકાર મહારાજ સાહેબ એમની ખાસ હુઝુર હુકમ અંક ૨૪ તા. ૮-૩-૦૪ માં આજ્ઞા થયેલી તે પ્રમાણે તે કામ ગુજરાત કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્ એલ્. બી. એમની પાસેથી કરાવવામાં આવ્યું છે અને પરિણામે 'નીતિશિક્ષણ' નામનો ગ્રંથ ઈ. સ. ૧૯૧૧ માં બહાર પાડવામાં આવ્યો છે. તેની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે દુનિઆના તમામ દેશોમાં પ્રવર્તતા ધર્મોનો ઇતિહાસ પણ તેજ ગૃહસ્થ પાસેથી તૈયાર કરાવવાનું ઠરાવવામાં આવ્યું હતું અને જૂદા જૂદા ધર્મોની ઝીણી ઝીણી બાબતો જે બાળકોને પણી રૂચિકર ન થાય અને ઉપયોગી ન પડે તેટલા માટે એવું કરાવવામાં આવ્યું હતું કે જૂદા જૂદા ધર્મોનો ઇતિહાસ બે જૂદા જૂદા ગ્રંથોમાં લખવો જેમાંનો એક નાનો ગ્રંથ વિદ્યાર્થીઓને ઉપયોગી થાય, અને બીજો શિક્ષકોને ઉપયોગી થાય. તે પ્રમાણે વિદ્યાર્થીઓને માટે તૈયાર કરાવેલો આ ધર્મોનો ઇતિહાસ પ્રકટ કરવામાં આવે છે, અને એવી આશા રાખવામા આવે છે કે પ્રો. ધ્રુવ જેવા બહુશ્રુત વિદ્વાનને હાથે લખાયલો આ ગ્રંથ જેમને માટે તેની યોજના થઇ છે તેમને ઉપયોગી થશે એટલુંજ નહીં પણ સામાન્ય જનસમૂહને પણ તે ઉપયોગી થશે તથા જાણવા જેવા તમામ ધર્મોની મહત્વની બાબતો ઉપર ઘણું અજવાળું પડશે.

| તા. ૨ ઑક્ટોબર ૧૯૧૩.<br>વિદ્યાધિકારી કચેરી,<br>વડોદરા. | A. M. Masani.<br>વિદ્યાધિકારી. |
|---|---|

# પ્રસ્તાવના.

૧. પ્રથમ નીતિશિક્ષણ, પછી ધર્મશિક્ષણ—કારણ કે ધર્મ એ નીતિ કરતાં વધારે વિશાળ અને ઊંડો છે. ધર્મશિક્ષણમાં પણ પહેલું શ્રવણ, અને પછી મનનઃ પહેલું વર્ણન, અને પછી તત્ત્વચિન્તન. નીતિશિક્ષણ થઇ ગયું, હવે ધર્મનું વર્ણન થાય છે, અને આવતા પુસ્તકમાં એનું તત્ત્વચિન્તન થશે.

૨. આ લઘુ પુસ્તકમાં પૃથ્વી ઉપરના મ્હોટા ધર્મોનું રેખાચિત્ર દોર્યું છે. એમાં પ્રથમ હિન્દુસ્થાનમાં ઉત્પન્ન થએલા (૩), પછી હિંદુસ્થાનમાં બહારથી આવીને વસેલા (૪), અને છેવટે હિન્દુસ્થાન બહારના દેશોમાં પૂર્વે પ્રવર્તેલા કે અત્યારે પ્રવર્તતા (૪ + ૨) એમ બધા મળી ૧૩ ધર્મોનું નિરૂપણ છે.

૩. આ પુસ્તક મૂળ બાળ વિદ્યાર્થીઓ માટે ઉદ્દિષ્ટ હતું. પણ મારા 'નીતિશિક્ષણ'ને શાળા બહારના પ્રદેશમાં જે સત્કાર મળ્યો તેથી ઉત્તેજન પામી, આ પુસ્તક પણ સામાન્ય લોકને ઉપયોગી થાય તેમ કરવા મેં પ્રયત્ન કર્યો છે, અને લોકમાં મ્હોટો ભાગ હિન્દુઓનો છે એ વિચારીને હિન્દુ ધર્મ વધારે વિગતવાર વર્ણવ્યો છે.

૪. પુસ્તકનો ઉદ્દેશ આમ વિશાળ કરવાથી, બાળ વિદ્યાર્થીને ભારે પડે એવા પાઠો પણ આમા નજરે પડશે. પણ તેથી શિક્ષણમાં અડચણ પડે એમ નથી. બાળક ગ્રહણ કરી શકે એવા પાઠો શિક્ષક સહેલાઇથી પસંદ કરી શકશે. (ખાસ બાલોપયોગી પાઠ ઉપર અનુક્રમણિકામાં ચિહ્ન મૂકીને એનો નિર્દેશ કરવો એમ પ્રથમ ધાર્યું હતું. પણ વિદ્યાર્થીના વય પ્રમાણે શિક્ષક પોતે જ એ પસંદ કરી લે એ વધારે સારૂં છે—એમ સમજી, એ ચિહ્ન મૂક્યાં નથી.)

૫. ધર્મના ઇતિહાસવેત્તાઓને સુવિદિત છે કે દરેક ધર્મમાં શ્વેત તેમ જ શ્યામ બાજુ પણ હોય છે. તેમ થવાનુ કારણ એ છે કે ધર્મમાં મનુષ્ય માત્રનો રસ હોય છે, અને સર્વ હૃદયો એકસરખાં ઉજ્જવળ નથી હોતાં, એટલે સ્વાભાવિક રીતે દરેક ધર્મના ઇતિહાસમાં કેટલીક શ્યામતા ઉત્પન્ન થાય છે જ. પરંતુ આ નિરૂપણમાં શ્યામ કરતાં શ્વેત બાજુ ઉપર વિશેષ લક્ષ આપ્યું છે, બલ્કે એ બાજુ જ આલેખી છે એમ કહું તો ચાલે. કારણ કે આ પુસ્તકનો હેતુ વિદ્યાર્થીને ગુણદર્શી કરી, એને ધર્મના ઉજ્જ્વલ પન્થે ચઢાવવાનો છે.

૬. વિવિધ ધર્મનાં ન્હાનાં તેમ જ મ્હોટાં—મૂળ, ભાષાન્તર, ઇતિહાસ અને વિવેચનરૂપે લખાએલાં—પુસ્તકો યથાશક્તિ વાંચીને મેં આ પુસ્તક રચ્યું છે. પરંતુ એ સર્વનો પૂર્ણ નિષ્કર્ષ હું અત્રે ઉતારી શક્યો નથી. વળી જે જે વિષયમાં મતભેદ છે ત્યાં અનેક મતમાંથી માત્ર એક મત જ સ્વીકારવો પડ્યો છે. તેમ કરવામાં મેં સાધારણ રીતે પ્રતિષ્ઠિત વિદ્વાનના મતને માન આપ્યું છે, અને જ્યાં સ્વતન્ત્ર નિર્ણય બાંધવાની મારી શક્તિ જણાઈ છે ત્યાં તેમ કરવાની છૂટ લીધી છે. એ વિદ્વાનોના મતનાં અને મારા નિર્ણયોનાં હું કારણ આપી શક્યો નથી, તેમ જ તે તે ધર્મના ઇતિહાસની અને સ્વરૂપની કેટલીક મહત્વની બાબતો પણ મારે છોડી દેવી પડી છે. આ બને જાતની ખામીઓ પૂરવાનો, શિક્ષક માટે યોજેલું પુસ્તક હાલ છપાય છે તેમાં મેં યત્ન કર્યો છે. તથાપિ પ્રથમથી બંને પુસ્તકોનું કદ નક્કી થઇ ગએલું હોવાથી આ કાર્યમાં કેટલીક અપૂર્ણતા રહી છે. વળી જે છૂટથી એક ખાનગી જવાબદારીવાળા પુસ્તકમા ચર્ચા થઇ શકે, તે છૂટ શાળા જેવી સાર્વજનિક સસ્થામાં લેવી અયોગ્ય ગણાય—એ કારણથી પણ મારા સ્વતન્ત્ર વિચારો અને તેના આધારભૂત પ્રમાણો રજુ કરતાં મને સંકોચ રહ્યો છે.

૭ આ પુસ્તકમા અનેક ખામીઓ રહેલી છતાં, હુ વાચકને અને તે તે ધર્મના અનુયાયીઓને એટલી ખાતરી આપુ છું કે કોઇપણ દોષ કોઇ-પણ ધર્મના દ્વેષ કે અવજ્ઞામાંથી ઉત્પન્ન થયો નથી.

૮. ધર્મના વિષય જેવો મતભેદનો અને આળી લાગણીનો બીજો કોઈ પણ વિષય નથી. અને તેથી આ પુસ્તકમાં કોઇને કાંઈ ભૂલ જણાય, અથવા તો લાગણી દુખાય એવું નજરે પડે, તો કૃપા કરી તેમણે તે તરફ મારૂં ધ્યાન ખેચવું, જેથી બીજી આવૃત્તિ વખતે હું તે ઉપર યોગ્ય લક્ષ આપી શકું. એટલી વિનતિ કરી—ગૂજરાતનાં બાળ, શિક્ષક, અને સા-માન્ય વાચક વર્ગની સેવામાં હું આ પુસ્તક અર્પણ કરૂં છુ. એથી એક પણ માનવ બન્ધુને—આ સંસારરૂપી અરણ્યમાંથી મહાજનોએ પાડેલા પરમ પુરુષાર્થ પ્રાપ્ત કરવાના ધોરી માર્ગો જાણવામાં સાહ્ય થશે, તો મારો શ્રમ હું સફળ થયો માનીશ.

અમદાવાદ. }
સ ૧૯૬૯ વિજ્યાદશમી. } આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# શિક્ષકને સૂચના.

---

૧. નીતિશિક્ષણની માફક ધર્મશિક્ષણ પણ શિક્ષકે—પુસ્તકને માત્ર મદદરૂપે જ રાખી—મ્હોંએ આપવાનું છે. પછી, વિદ્યાર્થીએ મ્હોંએ મળેલા શિક્ષણનું પુનરાવર્તન કરવા તથા એને મનમાં ઠેરવવા પુસ્તકનો ઉપયોગ કરવો હોય તો કરવો.

૨. શિક્ષકે પ્રથમ નકશા ઉપર અમુક ધર્મ ક્યાં ઉત્પન્ન થયો, ક્યાં પળાય છે—ઇત્યાદિ બતાવવું.

૩. ત્યાર પછી એ ધર્મ વિષે સહજ ઉપોદ્‌ઘાત કરીને, એ ધર્મનાં શાસ્ત્રોનું જ્ઞાન આપવું. ઝીણી વિગતમાં ઊતરવું નહિ, કારણ કે એ તો ધર્મની હકીકતમાં એની મેળે જાણવામાં આવશે.

૪. બનતાં સુધી–દરેક ધર્મના ઇતિહાસના ભાગ પાડવા, અને તે ક્રમવાર ગોઠવીને શીખવવા.

૫. જે ધર્મ અમુક મહાપુરુષે પ્રવર્તાવ્યો કે ઉદ્ધાર્યો હોય તેમાં એ મહાપુરુષના જીવનની હકીકત વિદ્યાર્થીને રસિક રીતે–અર્થાત્ ધાર્મિક રસ ઊપજે અને હૃદયની પવિત્ર વૃત્તિ ખીલે એવી રીતે—કહેવી. પછી એનો ઉપદેશ તારવી બતાવવો. અને છેવટે એનાં થોડાંક વચનામૃતનું પાન કરાવવું.

૬. ધર્મને અંગે જ્ઞાન ભક્તિ અને કર્મ એ ત્રણે તત્ત્વ આવે છે, એ દરેક ધર્મના વર્ણનમાંથી કાઢી બતાવવાં. અને કર્મના પેટામાં આચાર અને નીતિની અગત્ય પણ બતાવવી.

૭. પ્રાચીન ધર્મો તે બાળક મનુષ્યની કલ્પનાઓ છે–એવો મત કેટલાક વિદ્વાનો ધરાવે છે. પણ એ મતને ઉત્તેજન ન આપતાં, દરેક ધર્મમાં મનુષ્યની ધાર્મિક ભાવના પ્રકટ થાય છે, અને તે પરમ સત્યના ઊંડા પાયા ઉપર રચાએલી છે એ સિદ્ધાન્તને જ આગળ રાખી—વિદ્યાર્થીને સર્વ ધર્મમાં ગંભીરતા સમજાય અને તે પ્રત્યે માન ઊપજે એવી પદ્ધતિએ વ્યાખ્યાન કરવું.

૮. જુદા જુદા ધર્મ વચ્ચે જ્યાં જ્યાં સામ્ય બતાવવાનો પ્રસંગ આવે ત્યાં તે બતાવવું. અને સર્વ ધર્મના ભેદ કરતાં અભેદનાં તત્ત્વ વિશેષ આગળ કરવાં.

૯. દિગ્દર્શનરૂપે—આરંભના પાઠોમાં, ન્હાના અક્ષરથી શિક્ષકને કેટલીક સૂચનાઓ આપી છે. એ ધોરણે આખું પુસ્તક શીખવવું.

૧૦. છેક બાળ વિદ્યાર્થિઓને આ વિષય શીખવવો પડે તો (૧) દરેક ધર્મના મુખ્ય શાસ્ત્રોનાં નામ, (૨) એ ધર્મના મુખ્ય મહાપુરુષના જીવનની કથા, (૩) એનાં વચનામૃત, અને (૪) ઉપદેશને રસિક કરનાર કોઈ આખ્યાયિકા હોય તો તે—એટલાં વાનાં જ કહેવાં.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# ધર્મવર્ણન.

## (બાલોપયોગી).

અનુક્રમણિકા.

---

૨ જૈન ધર્મ.

પૃ૪. વિષય. પૃષ્ઠ.



૩ બૌદ્ધ ધર્મ.

# હિન્દુ (વેદ) ધર્મ



૧.

## હિન્દુ (વેદ) ધર્મ—એનાં શાસ્ત્રો.

હેન્દુસ્થાનમાં વસેલા પ્રાચીન આર્યોનો ધર્મ તે હિન્દુ ધર્મ: એ આર્યો જે ધર્મ પાળતા અને એમાંથી જતે દહાડે જે જેનો વિકાસ થયો—એ સર્વનો ' હિન્દુ ધર્મ ' માં સમાવેશ થાય છે.

હિન્દુ ધર્મની ત્રણ શાખાઓ છે: (૧) વેદ( બ્રાહ્મણ )ધર્મ; (૨) જૈન ધર્મ; અને (૩) બૌદ્ધ ધર્મ. જેમ એક જ માબાપનાં છોકરાં સૌ એક જ રૂપનાં અને એક જ ગુણનાં નથી હોતાં, છતાં એમની સામાન્ય આકૃતિ ઉપરથી, કોઈ કોઈ અવયવો ઉપરથી, અને બોલવા-ચાલવાની ઢબછબ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે એ સર્વ ભાંડુઓ છે—તેમ આ ત્રણે શાખાઓ મૂળ એક જ ધર્મની છે એમ ઓળખાઈ આવે છે.

આ ત્રણ શાખામાંની મુખ્ય શાખા—જે એના મૂળ ગ્રન્થ ઉપરથી, તથા મૂળ ઉપદેશકો ઉપરથી, 'વેદ ધર્મ' અથવા 'બ્રાહ્મણ ધર્મ' કહેવાય છે—તેનું મુખ્ય પ્રમાણ વેદ છે. 'વેદ' એટલે જ્ઞાન[1]. એ જ્ઞાનનો શબ્દ ઋષિઓને ( પરમાત્મા પાસેથી ) અન્તરાત્મામાં સંભળાયો, તેથી એનું બીજું નામ 'શ્રુતિ'[2] છે.

---

[1] સંસ્કૃત વિદ્—જાણવું ધાતુ ઉપરથી. [2] સંસ્કૃત શ્રુ—સાંભળવું ધાતુ ઉપરથી.

[ વેદ. ] જતે દહાડે ઋષિઓએ પ્રાચીન ધર્મોપદે
સંસારના રીતરિવાજ સ્મરણમાં રાખી ' સ્મૃતિઓ ' ર
કેટલીક, આ કરવું આ ન-કરવું, આવું આ કરવું તેવું
ઇત્યાદિ નિયમો રૂપી હતી [ ધર્મશાસ્ત્ર. ]. બીજી ર
જીવ-જગત્-અને પરમાત્મા સંબન્ધી વિચારો કરવામાં
હતા. [ દર્શન. ] આ ઉપરાંત, દેવો-ઋષિઓ-રાજા
અન્ય મહાન પુરુષોનાં ચરિત્રો સંબન્ધી—ધર્મ અને જ્ઞ
ઉપદેશથી ભરપૂર પુરાણકથાઓ, ઇતિહાસો અને આ
રચવામાં આવ્યાં. એ પણ પ્રમાણ મનાયાં. [ ઇતિહ
પુરાણ. ] અને છેવટે સન્ત પુરુષોએ પોતાના જીવનમાં
ઉપદેશમાં જે ધર્મનો બોધ કર્યો એ પણ ધર્મનું ખરૂં ર
સમજવા માટે કામમાં લેવાયો. [ સન્ત-વાણી. ]

૪. આ ગ્રન્થોનો ઇતિહાસ ત્રણ વિભાગમાં ગોઠવી શકાય:—

(૧) વેદયુગ.
(૨) સંસ્કૃતયુગ. } જેનું સ્વરૂપ આગળ જાણવામાં આ
(૩) ભાષાયુગ.

---

૧. " અરે ! આ મહાન સત્વ( પરમાત્મા )નું આ નિઃશ્વસિત
આ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાંગિરસ; ઇતિહાસ, પુરા
વિદ્યા, ઉપનિષદ્, શ્લોકો, સૂત્રો, અનુવ્યાખ્યાન—એ
સર્વ નિઃશ્વસિત ( ઉચ્ચાર, ઉદ્ગાર ) એનાં જ છે. "—
ઉપનિષ

૨. સકલ વેદ, વેદ જાણનારાઓનાં સ્મૃતિ અને શીલ, સત્પુરુષ
આચાર, અને આત્માની તુષ્ટિ ( સન્તોષ )—એ ધર્મનું મૂલ।

**જે ધર્મને તર્ક ( બુદ્ધિ ) વડે સમજે છે તે જ એને સમજે છે, બીજો નહિ. —મનુ.**

---

મૂળ આર્યો સિન્ધુ નદીના પ્રદેશમાં વસતા, અને ત્યાથી દેશના જુદા જુદા ભાગમા પ્રસર્યા, દ્રાવિડ વગેરે બીજી જાતિઓની સાથે ભળ્યા— ઇત્યાદિ હકીકત શિક્ષકે વિદ્યાર્થીને કહેવી—જેથી હિન્દુધર્મમા આર્ય અને અનાર્ય ( દ્રાવિડ વગેરે ) અંશો કેવા ભળ્યા છે એ સમજવામા આવે

આ દેશમા બૌદ્ધ ધર્મ પાળનારાની સખ્યા તો હવે જૂજ છે પણ વેદધર્મ અને જૈનધર્મ મૂળમા એક જ ધર્મ છે એ વાત વિદ્યાર્થીઓના મનમા ઠસાવવાની જરૂર છે—જેથી હિન્દુઓનો ધાર્મિક સપ વધે ત્રણે ધર્મનો ભાઇભાવ અને સમાનરૂપતા બે ત્રણ દાખલા આપીને સમજાવવા.

આ કરવુ આ ન કરવુ —ઇત્યાદિ આ સાદા દૃષ્ટાન્તો આપીને સમજાવવુ જેમકે—સત્ય બોલવુ, હિંસા ન કરવી, બ્રહ્મચારીએ વહેલા ઊઠવુ, વિદ્યા ભણવી, ગૃહસ્થે કુટુમ્બનુ પોષણ કરવુ, અતિથિસત્કાર કરવો, બ્રાહ્મણે વિદ્યા ભણવી—ભણાવવી, રાજાએ અપરાધીને શિક્ષા કરવી, પ્રજાનુ પાલન કરવુ ઇત્યાદિ સ્મૃતિ—મનુસ્મૃતિ વગેરે

દર્શન સાદા દાખલા—મરણ પછી આત્મા રહેતો હશે કે કેમ ? આ જગત્ ક્યાથી આવ્યુ ? કોણે કર્યું ? ઇશ્વર હશે ? કેવો હશે ? ઇત્યાદિ

૫ ઇતિહાસ પુરાણ રામાયણ, મહાભારત, ભાગવત વગેરે

૬. સન્તો—કબીર, નરસિંહ મહેતા, તુકારામ વગેરે

૭ આ સર્વ પ્રમાણો પાટીઆ ઉપર એક વૃક્ષ કાઢીને ગોઠવી બતાવવા

૮ ઉતારામા બતાવેલા પ્રમાણ આ ધર્મના ઇતિહાસમા આગળ જતા સમજાશે પણ સત્પુરુષનો આચાર, આત્મસન્તોષ અને તર્ક ( બુદ્ધિ ) એ ત્રણનુ મહત્ત્વ હિન્દુ ધર્મમા સ્વીકાર્યું છે એ વાત વિદ્યાર્થીઓને બતાવવી, જેથી એમને હિન્દુ ધર્મ વિષે વિશાળ દૃષ્ટિથી વિચાર કરતા આવડે

---

૨.

# વેદ—અને એના વિભાગ.

૧. વેદ ચાર છેઃ (૧) ઋગ્વેદ, (૨) યજુર્વેદ, (૩) સામવેદ અને અથર્વવેદ.

(૧) ઋગ્વેદઃ એમાં 'ઋચાઓ'નો—દેવતાઓની પ્રાર્થના અને સ્તુતિઓનો-સંગ્રહ છે.

(૨) યજુર્વેદઃ એમાં દેવતાઓના યજન—યજ્ઞ—સંબન્ધી ઘણુંછે.

(૩) સામવેદઃ એ ઘણે ભાગે ઋગ્વેદની ઋચાઓનો જ બનેલો છે, અને એમાં એ ઋચાઓનાં ગાન છે.

(૪) અથર્વવેદઃ એ મૂળ 'અથર્વન્' નામના બ્રાહ્મણોનો વેદ છે. એમાં કેટલીક ઋગ્વેદની ઋચાઓ છે, અને તે ઉપરાંત અભિચાર( જાદુ )પ્રયોગના મન્ત્રો વગેરે છે.

૨. આ દરેક વેદના ત્રણ ત્રણ વિભાગ છેઃ (૧) સંહિતા, (૨) બ્રાહ્મણ અને (૩) આરણ્યક તથા ઉપનિષદ્.

ધર્મનાં જે ત્રણ અંગો—ભક્તિ, કર્મ, અને જ્ઞાન—તે ક્રમવાર આ ત્રણ વિભાગોમાં દેખાય છે.

(૧) સંહિતામાં પરમાત્માની સ્તુતિ અને પ્રાર્થના છે. (ભક્તિ.)

(૨) બ્રાહ્મણમાં 'બ્રહ્મન્' કહેતાં યજ્ઞ, તે પ્રધાનપણે છે. (કર્મ.)

વસીને યજ્ઞવાટમાં અને રાજસભામાં ઋષિઓએ ધર્મના રહસ્યનું ચિન્તન કર્યું છે–તેમાં જીવાત્મા અને પરમાત્માના સ્વરૂપ સંબન્ધી વિચાર છે. ( જ્ઞાન. )

' બ્રહ્મન્–એટલે સ્તુતિ અથવા યજ્ઞ. અને એનો દેવ તે બ્રહ્મા. વૈદિક યજ્ઞમાં ચાર વેદનો ઉચ્ચાર થતો, તેથી બ્રહ્માને મુખેથી ચાર વેદ નીકળ્યા એમ કહેવાય છે. ( જુવો પાઠ ૭ )

આ વિભાગ સ્થૂળ રીતે જ છે એમ સમજવું. યજુર્વેદ યજ્ઞનો વેદ છે, અને તેથી એની સંહિતા પણ બ્રાહ્મણ જેવી છે. કેટલાંક બ્રાહ્મણો અને ઉપનિષદ્ વચ્ચે નહિ જેવો આંતરો છે—કારણ કે બ્રાહ્મણમાંથી ઉપનિષદ્ થયાં છે. આરણ્યક કાંઇક બ્રાહ્મણ જેવાં અને કાંઇક ઉપનિષદ્ જેવાં છે.

ઋષિઓએ—બ્રહ્મર્ષિઓએ અને રાજર્ષિઓએ.

---

૩.

# ઋગ્વેદ-સંહિતાનો ધર્મ.

જેઓ ધર્મના દ્રષ્ટા હતા, તથા સામાન્ય જનો કરતાં ધર્મના આચાર-વિચારમાં વધારે ઊંચે પહોંચેલા અને તેજસ્વી હતા, તેઓ ' ઋષિ ' કહેવાતા. ઋષિઓનાં હૃદય ઊંચાં અને દૃષ્ટિ પ્રતિભાવાળી હોવાથી—આ વિશ્વ અને એના વિવિધ પદાર્થોમાં એમને ચૈતન્યની ઝલક દેખાતી; અને તેથી તેને તેઓ ' દેવ '[1] કહેતા. એ પદાર્થોના વિવિધ ગુણ અને કર્મ પ્રમાણે તે તે

---

૧. દિવ્–દીપવું , પ્રકાશવું ઉપરથી

દેવનાં પણ તેઓએ જુદાં જુદાં નામ પાડ્યાં હતાં; અને એક અનન્ત પદાર્થમાંથી એ વિવિધ પદાર્થો નીકળે છે, તેથી એ અનન્ત પદાર્થની દેવતાને તેઓ દેવમાતા 'અદિતિ'[1] કહેતા.

૨. જેમ આપણે કોઇક વાર મનુષ્યના શરીરને મનુષ્ય કહીએ છીએ, અને કોઇક વાર એના આત્માને કહીએ છીએ, તેમ આ દેવ-વાચક શબ્દો પણ કેટલીક વાર જડ પદાર્થોને અને કેટલીક વાર એમાં રહેલા ચૈતન્યને લાગુ પડે છે. ઉદાહરણ—'સૂર્ય' એટલે એ નામનો આકાશમાં પ્રકાશતો તેજનો ગોળો, અને 'સૂર્ય' એટલે એ ગોળામાં પ્રકાશતો પરમાત્મા.

૩. આ દેવોની ઋષિઓ સ્તુતિ કરતા; તેમાં એમની પાસે ધન-ધાન્ય-પશુ-પુત્ર-આરોગ્ય-સદ્બુદ્ધિ-પવિત્રતા અને દેવકૃપા વગેરે સર્વ જાતની ઉત્તમ વસ્તુઓ માગતા. મુખે પ્રાર્થના કરતા અને યશ ગાતા, તેમ યજ્ઞની વેદિ રચી, અગ્નિ પ્રજવાળી, એમાં ઘી વગેરે પદાર્થો પણ હોમતા, તથા બીજાં બલિદાન આપતા. અગ્નિ એ 'દેવોનો દૂત' કહેવાતો, કારણ કે એના વડે યજમાન અને દેવો વચ્ચે સંબન્ધ બંધાતો.

૪. આ ઋષિઓ પરલોક માનતા. પુનર્જન્મ પણ કદાચ માનતા હોય એમ જણાવનારાં કોઇ કોઇ અસ્પષ્ટ વચનો મળે છે. પણ આ લોકમાંથી મનુષ્યો પિતૃલોક તથા દેવલોકમાં જાય છે એ માન્યતા તો તેઓની સ્પષ્ટ દેખાય છે.

૫. વળી આ પ્રાચીન ઋષિઓ—આ વિશ્વ ક્યાંથી આવ્યું, કોણે કર્યું, શી રીતે કર્યું વગેરે તત્ત્વવિચાર પણ કરતા.

૧. ઋષિ=દ્રષ્ટા-જોનાર, સત્ય ધર્મ જોનાર—આમ જૂના સંસ્કૃત ટીકા-

કારો અર્થ કરે છે. વૈદિક 'ऋष्व' એટલે ઉંચું; અથવા દર્શનીય, તેજસ્વી.–એ શબ્દ સાથે પણ 'ઋષિ' શબ્દનો સંબન્ધ જોડી શકાય.

'પ્રતિભા'—प्रति+भा=સ્હામું ભાસવું; નજરે પડવું—ઉપરથી; સૂક્ષ્મ વસ્તુઓનાં પણ આંખ આગળ ચિત્ર ખડાં થાય એવી માનસિક શક્તિ.

અદિતિ–એનું સ્થૂળ ભૌતિક સ્વરૂપ તે આ અખંડ આકાશ; અને એમાં ઉત્પન્ન થતા સૂર્ય વગેરે તેજસ્વી પદાર્થો તે આદિત્યો, દેવો.

ભક્તિ (સ્તુતિ), કર્મ (યજ્ઞ), પરલોકમાં શ્રદ્ધા, અને તત્ત્વજ્ઞાન–સઘળું આ ઋષિઓના ધર્મમાં આવે છે. અને એમની પ્રાર્થના પણ આ લોક અને પરલોકની સઘળી ઉત્તમ વસ્તુઓ માટે છે–તેથી બધી જાતની ઇચ્છા અને યોગ્યતાવાળા મનુષ્યોને એ અનુકૂળ પડે છે.

આથી કોઇકવાર–'સૂર્ય એ આ સ્થાવર–જંગમ (પદાર્થ માત્ર) નો આત્મા છે' એમ પણ કહેવાય છે; અને કોઈકવાર એ સર્યને અમુક દેવે ઉત્પન્ન કર્યો એમ પણ કહેવાય છે. ઋચાઓ જડ પદાર્થની સ્તુતિ-રૂપ છે એમ ન સમજવું.

---

૪.

# ઋગ્વેદસંહિતાના ધર્મવાચક શબ્દો.

ઋષિઓના ધાર્મિક વિચાર કેવા ઉત્તમ હતા એ જણાવનારાં ઋક્સંહિતામાં પુષ્કળ સૂક્તો છે. એટલુંજ નહિ, પણ સામાન્ય રીતે આપણે જેને 'ધર્મ' કહીએ છીએ તે વિષેના એમના શબ્દો પણ વિચારવા જેવા છે; જેમકે—

(૧) પ્રથમ તો 'ધર્મ' એ શબ્દ જ કેવો છે! ધૃ–ધારણ કરવું એ ધાતુ ઉપરથી થએલા આ શબ્દનો અર્થ, ઉત્તમ આચાર વિચાર, જે વડે આ વિશ્વનું ધારણ થઈ રહ્યું છે–એવો થાય છે,

(૨)

પણ 'ઋત' પ્રમાણુ અટલ ક
ધર્મના નિયમ પ્રમાણે–ચાલવું જોઈ

(૩) બ્રહ્મન્—( વૃહ્-વધવું. મ્હોટું હોવ
ધર્મનું તત્ત્વ–જે વિશ્વમાં વ્યાપેલું છે,
વિકાસનો, વિશ્વની વૃદ્ધિનો આધાર છે

(૪) વ્રત—( વૃ–વીંટવું, છાવું; અથવા પર
પરમાત્માથી વીંટાએલું છવાએલું જીવન; ર
ત્માને પસંદ છે અને તેથી મનુષ્યે પણ
એવું જીવન.

(૫) સવ—( સૂ–ઉત્પન્ન કરવું ) પરમાત્માની ઉત્
સવિતાના 'સવ' માં રહેવા માગે છે, એ
ન રહેતાં, પરમાત્મા આ સૃષ્ટિનો જે વિકાસ ક
લેવા માગે છે.

૧. આ સર્વ શબ્દના અર્થ વિદ્યાર્થીઓને જરા કુશળતાથી પ્ર
યત્ન થશે તો તે ગ્રહણ કરાવી શકાશે છતા એ એમ
બહાર જ જણાય તો 'ધર્મ' અને 'ઋત' એ બે
સમજાવવા જ. છોકરાંઓને નીતિ અને ભક્તિ ઉપર આપણ
કેવો આધાર છે, તથા આપણે દરેક જણે સીધી લીટીએ
કેવી જરૂર છે—એ બોધ હિન્દુ ધર્મના આ અતિપ્રાચીન
તારની આપવો. 'ઋત' શબ્દ સાથે
સબન્ધ છે એ બનાવને કારણે એનો

૫.

# ઋગ્વેદ સંહિતાની દેવતાઓ.

[illegible]તિ—દિતિથી ઉલટું, અખંડ, અભેદ્ય (છેદી કે ભેદી ન શકાય એવું) અનન્ત તત્ત્વ-જેમાંથી આદિત્યો, દેવો ઉત્પન્ન થાય છે; દેવમાતા.

[illegible]ણ્યગર્ભ—સુવર્ણ જેવા તેજોમય બ્રહ્માંડમાં પ્રકટ થતો આત્મા, પરમાત્મા.

[illegible]શ્વકર્મા—વિશ્વનો કર્તા.

[illegible]ષ્ટા—વિશ્વને ઘડનાર.

[illegible]જાપતિ—સૃષ્ટિનો પતિ.

[illegible]રુષ અથવા વિરાટ્—વિશ્વરૂપે વિરાજનાર આત્મા, પરમાત્મા.

[illegible]ઘુ અને પૃથિવી—દ્યોઘ્=દીપતું, તેજોમય આકાશ, અને પૃથિવી=વિશાળ, વિસ્તરેલી પૃથ્વીઃ જગતનાં પિતા અને માતા.

[illegible]ગ્નિ—એ મનુષ્યને પરમાત્મા સાથે જોડનાર, દિવ્ય શક્તિ છે. એને ઋષિઓ 'હોતા', 'પુરોહિત', 'ઋષિ', 'કવિ' વગેરે વિશેષણો લગાડે છે. એ દેવોને યજ્ઞમા બોલાવી લાવનાર 'દૂત' છે—અને ઘેરેઘેર ઘરનો સ્વામી છે.

[illegible]રુણ—પરમાત્માનું સર્વને આવરીને (વીંટીને) રહેતું સર્વજ્ઞ અન્તર્યામી સ્વરૂપ છે. એ રાજા છે, સમ્રાટ્ છે. પ્રાણી માત્ર એના નિયમથી બંધાએલાં છે. એનો પવિત્ર નિયમ તે 'વ્રત' કહેવાય છે. એ નિયમ પોતે પાળે છે, અને આપણે

પાળીએ એમ ઇચ્છે છે. પ્રાણી માત્રનાં સારાં-ખોટાં કર્મો એ જુવે છે—એની દૃષ્ટિ વિશાળ છે. અન્તરિક્ષમાં ઉડતાં પક્ષીઓનો અને દરિયામાં ફરતાં વહાણોનો માર્ગ એ જાણે છે

મિત્ર—સૂર્યમાં પ્રકાશતું આ પરમાત્માનું સ્વરૂપ પ્રાણીમાત્રને પોતાનાં કામમાં અનુકૂલ થાય છે, એમને બોલાવે છે, અને ઉદ્યોગમાં લગાડે છે.

ઈન્દ્ર—આ પરમાત્માનું શક્તિમન્ત સ્વરૂપ છે. એ દેવોનો રાજા છે એ હાથમાં વજ્ર ધારણ કરે છે, અને વૃત્ર અહિ વગેરે દૈત્ય અને દાનવોને મારી જગતને અન્ધકારમાંથી અને દુ:ખમાંથી મુક્ત કરે છે. વજ્રવડે મેઘને ફાડીને એ વૃષ્ટિ કરાવે છે, અને આર્યોને યુદ્ધમાં જીતાડે છે. પૃથ્વી અને આકાશ એનો કમરપટો થવાને પણ બસ નથી.

વિષ્ણુ—એ પરમાત્માનું સર્વમા પ્રવેશી રહેલું વ્યાપક સ્વરૂપ છે એનાં વીર્ય—વીરત્વભર્યાં કર્મ—અસંખ્ય છે. એણે ત્રણ પગલાથી આખું વિશ્વ માપી કાઢ્યું છે, તથા વૃત્રને હણવામ ઇન્દ્રને મદદ કરી છે આકાશમા વિસ્તરેલા નેત્ર જેવુ રૂપા દીસતું અને જગતને જોતું જે આદિત્યમંડળ, તે વિષ્ણુ પરમ પદ છે—એવું જ્ઞાની પુરુષો નિત્ય ધ્યાન કરે છે. ટ આદિત્ય તે જગતનુ રક્ષણ કરનાર 'ગોપ' છે. એનું ધા 'મધુ'( મીઠા આનન્દ )નાં ઝરણાથી ભરેલું છે.

સવિતા—પ્રેરક ઉત્પાદક—એવી પરમાત્માની તેજોમય શક્તિનું રૂ
... આપણી બુદ્ધિના પ્રેર
તેજનું ધ્યાન કરવામાં આવે છે, તથ
એમ પ્રાર્થના કરવામાં આવે છે
... નેત્ર હસ્ત વગે
...થી એણે અ

ર્ય—સૂર્યદેવ; એનાં બીજાં નામ સવિતા વગેરે આદિત્યો.

ષા—સૂર્યરૂપી પોષક દેવ. એ પરમાત્માનું પોષક સ્વરૂપ છે. એ સ્થાવર અને જંગમનો નિયન્તા અને પાલક છે. ભૂલાં પડેલાં ઢોર અને ખોવાઇ ગએલી ચીજો એ જાણે છે અને પાછી લાવી આપે છે. એ માર્ગનો રક્ષક છે, અને પરલોક જતા જીવનો એ વળાવો છે. એ ઉપરાંત પોષક દેવ તરીકે એનું એક મુખ્ય કૃત્ય લગ્ન સંબન્ધે છે. એ કન્યાને હાથ ઝાલીને લગ્નની ભાવનામાં પ્રવેશ કરાવે છે, અને સુખ આપે છે.

શ્વિનૌ—એમનું બીજું નામ "नासत्यौ"—સત્યનિષ્ઠ છે. આ દેવોનું દ્વન્દ્વ—જોડકું—પરોપકારનાં અનેક કૃત્યો કરે છે. એ જોડકું તે દ્યૌ અને પૃથ્વી, સૂર્ય અને ચન્દ્ર, સ્હવાર અને સાંઝ, દિવસ અને રાત, અમુક બે તારા—એમ જુદી જુદી રીતે લેવામાં આવે છે. પણ એની સ્તુતિમાં ઘણે ભાગે પરોપકારનાં કૃત્યો જ નજરે પડે છે—જેમકે, ચ્યવાન નામના ઋષિને એમણે જુવાની આપી; ઋજ્રાશ્વને દેખતો કર્યો; પરાવૃજ્ આંધળો અને લૂલો હતો તેને આંખ અને પગ આપ્યા; વિશ્પલાનો લઢાઇમાં પગ ભાગ્યો હતો તેને લોઢાનો પગ આપ્યો; ભુજ્યુનું વહાણ સમુદ્રની વચ્ચોવચ ભાગ્યું તે વારે, સો હલેસાંવાળા, પાણીનું ટપકું પેશી ન શકે એવા, અને જાણે આકાશમાં ઊડતા એવા વહાણમાં બેસાડીને ઘેર લાવ્યા. એમનાં કેટલાંક પરોપકારનાં કૃત્યો માટે એમને "દેવોના વૈદ્ય" કહેવામાં આવે છે. અને એઓનું જોડકું છે તેથી એમનો લગ્નની સાથે પણ સંબન્ધ માનવામાં આવે છે—તેઓ સ્ત્રીને પતિ આપે છે, પતિને સ્ત્રી આપે છે.

યમ—આ જીવનની પાર બીજું-પર-જીવન છે, અને તે અમૃત જીવન છે એ જીવનમાં આપણા પૂર્વજ પિતરો ગયા છે

પાળીએ એમ ઇચ્છે છે. પ્રાણી માત્રનાં સારાં-ખોટાં કર્મ એ જુવે છે—એની દૃષ્ટિ વિશાળ છે. અન્તરિક્ષમાં ઉડતાં પક્ષીઓના અને દરિયામાં ફરતાં વહાણોના માર્ગ એ જાણે છે.

મિત્ર—સૂર્યમાં પ્રકાશતું આ પરમાત્માનું સ્વરૂપ પ્રાણીમાત્રને પોતાનાં કામમાં અનુકૂલ થાય છે, એમને બોલાવે છે, અને ઉદ્યોગમાં લગાડે છે.

ઇન્દ્ર—આ પરમાત્માનું શક્તિમન્ત સ્વરૂપ છે. એ દેવોનો રાજા છે એ હાથમાં વજ્ર ધારણ કરે છે, અને વૃત્ર અહિ વગેરે દૈત્ય અને દાનવોને મારી જગતને અન્ધકારમાંથી અને દુઃખમાંથી મુક્ત કરે છે. વજ્રવડે મેઘને ફાડીને એ વૃષ્ટિ કરાવે છે, અને આર્યોને યુદ્ધમાં જીતાડે છે. પૃથ્વી અને આકાશ એનો કમરપટો થવાને પણ બસ નથી.

વિષ્ણુ—એ પરમાત્માનું સર્વમાં પ્રવેશી રહેલું વ્યાપક સ્વરૂપ છે એનાં વીર્ય—વીરત્વભર્યાં કર્મ—અસંખ્ય છે. એણે ત્રણ પગલાંથી આખું વિશ્વ માપી કાઢ્યું છે, તથા વૃત્રને હણવામાં ઇન્દ્રને મદદ કરી છે. આકાશમાં વિસ્તરેલા નેત્ર જેવું સ્પષ્ટ દીસતું અને જગતને જોતું જે આદિત્યમંડળ, તે વિષ્ણુનું પરમ પદ છે—એનું જ્ઞાની પુરુષો નિત્ય ધ્યાન કરે છે. એ આદિત્ય તે જગતનું રક્ષણ કરનાર 'ગોપ' છે. એનું ધામ 'મધુ' (મીઠા આનન્દ)નાં ઝરણાંથી ભરેલું છે.

સવિતા—પ્રેરક, ઉત્પાદક—એવી પરમાત્માની તેજોમય શક્તિનું રૂપ છે. ગાયત્રીનો મહામન્ત્ર—જેમાં આપણી બુદ્ધિના પ્રેરક પરમાત્માના 'વરેણ્ય' તેજનું ધ્યાન કરવામાં આવે છે, તથા એ આપણી બુદ્ધિને પ્રેરો એમ પ્રાર્થના કરવામાં આવે છે એ મન્ત્ર સવિતાદેવનો છે. એ દેવનાં નેત્ર હસ્ત વગેરે સર્વ અવયવો સુવર્ણનાં છે. કુશળ આંગળીઓથી એણે આ

ર્ય—સૂર્યદેવ; એનાં બીજાં નામ સવિતા વગેરે આદિત્યો.

પા—સૂર્યરૂપી પોષક દેવ. એ પરમાત્માનું પોષક સ્વરૂપ છે. એ સ્થાવર અને જંગમનો નિયન્તા અને પાલક છે. ભૂલાં પડેલાં ઢોર અને ખોવાઇ ગએલી ચીજો એ જાણે છે અને પાછી લાવી આપે છે. એ માર્ગનો રક્ષક છે, અને પરલોક જતા જીવનો એ વળાવો છે. એ ઉપરાંત પોષક દેવ તરીકે એનું એક મુખ્ય કૃત્ય લગ્ન સંબન્ધે છે. એ કન્યાને હાથ ઝાલીને લગ્નની ભાવનામાં પ્રવેશ કરાવે છે, અને સુખ આપે છે.

અશ્વિનો—એમનું બીજું નામ "નાસત્યૌ"—સત્યનિષ્ઠ છે. આ દેવોનું દ્વન્દ્વ—જોડકું—પરોપકારનાં અનેક કૃત્યો કરે છે. એ જોડકું તે દ્યો અને પૃથ્વી, સૂર્ય અને ચન્દ્ર, સ્હવાર અને સાંઝ, દિવસ અને રાત, અમુક બે તારા—એમ જુદી જુદી રીતે લેવામાં આવે છે. પણ એની સ્તુતિમાં ઘણે ભાગે પરોપકારનાં કૃત્યો જ નજરે પડે છે—જેમકે, ચ્યવાન નામના ઋષિને એમણે જુવાની આપી; ઋજ્રાશ્વને દેખતો કર્યો; પરાવૃજ્ આંધળો અને લૂલો હતો તેને આંખ અને પગ આપ્યા; વિશ્પલાનો લઢાઇમાં પગ ભાગ્યો હતો તેને લોઢાનો પગ આપ્યો; ભુજ્યુનું વહાણ સમુદ્રની વચ્ચોવચ ભાગ્યું તે વારે, સો હલેસાંવાળા, પાણીનું ટપકું પેસી ન શકે એવા, અને જાણે આકાશમાં ઊડતા એવા વહાણમાં બેસાડીને ઘેર લાવ્યા. એમનાં કેટલાંક પરોપકારનાં કૃત્યો માટે એમને "દેવોના વૈદ્ય" કહેવામાં આવે છે. અને એઓનું જોડકું છે તેથી એમનો લગ્નની સાથે પણ સંબન્ધ માનવામાં આવે છે—તેઓ સ્ત્રીને પતિ આપે છે, પતિને સ્ત્રી આપે છે.

યમ—આ જીવનની પાર બીજું-પર-જીવન છે, અને તે અમૃત જીવન છે. એ જીવનમાં આપણા પૂર્વજ પિતરો ગયા છે.

એ જીવનનો માર્ગ પ્રથમ યમે શોધી કાઢયો છે, અને તેથી યમને પિતૃલોકનો દેવ માનવામાં આવે છે. યમ તે વિવસ્વાન્-સૂર્ય-નો પુત્ર છે. એ અને એની બ્હેન યમી તે આદ્ય સ્ત્રી-પુરુષનું જોડું છે.

રુદ્ર—વિશ્વમાં ઘોર શબ્દ કરતું પરમાત્માનું સ્વરૂપ. તે પ્રચંડ વાયુમાં દર્શન દે છે, વાયુરૂપે એ સુગન્ધિ અને પુષ્ટિવર્ધક પણ છે. ભડભડતો અગ્નિ પણ એનું જ રૂપ છે—એ અગ્નિની જ્વાળા તે એની દેવીઓ છે, ધૂમ એ એની જટા છે. અગ્નિ કલ્યાણકારી પણ છે—અને એ રૂપમાં એ આગળ જતાં ' શિવ ' બને છે.

મરુત્—આ વાયુઓ ઇન્દ્રને યુદ્ધમાં સાહ્ય કરે છે.

વાત—વાયુ.

પર્જન્ય—વૃષ્ટિનો દેવ.

ઉષા—ઉષઃકાળની મનોહર મૂર્તિ.

વાસ્તોષ્પતિ—વસવાના ઘરનો દેવ.

ક્ષેત્રપતિ—ખેતરનો દેવ.

બ્રહ્મણસ્પતિ—પ્રભુ પ્રત્યેની વાણીનું, સ્તુતિનું, યજ્ઞનું, ધર્મનું દૈવી તત્ત્વ, એનો અધિષ્ઠાતા દેવ—તે બ્રહ્મણસ્પતિ. આ તત્ત્વ સમસ્ત વિશ્વમાં વ્યાપેલું છે, એ વડે વિશ્વ વૃદ્ધિ પામે છે, અને દેવોનું દેવત્વ પણ એને લીધે છે.

સોમ—આ એક જાતની ઓષધિ ( વનસ્પતિ ) છે. ઋષિઓ એને પૂજતા અને ' રાજા ' એવું વિશેષણ લગાડતા. યજ્ઞમાં એનો વિધિપૂર્વક રસ કાઢીને એનું પાન કરતા. દેવોને એ,

માંથી રસ ઝરે છે તેમ ચન્દ્રમાંથી ઝરે છે, તેથી ચન્દ્રને પણ 'સોમ' શબ્દ લગાડાતો.

આપઃ; સિન્ધુ-સરસ્વતી—ગંગા-યમુના—'આપઃ' એટલે જળની દેવતા. અને સિન્ધુ વગેરે તે ઉત્તર હિન્દુસ્થાનમાં વસતા આર્યોની મુખ્ય નદીઓ.

શ્રી—શ્રદ્ધા. પરમાત્માનો આશ્રય કરી રહેલી, એના લક્ષણરૂપ શક્તિ તે શ્રી યા લક્ષ્મી. પરમાત્માની શક્તિ સુન્દર અને મંગળ છે, તેથી એ સર્વ સૌન્દર્ય અને માંગલ્યની દેવી છે. શ્રદ્ધા તે ભક્તે પરમાત્મામાં અને એના ધર્મમાં મૂકેલો વિશ્વાસ.

૧. બાળકોને બધા દેવતાઓનાં સ્વરૂપ યાદ રાખવાં કઠણ પડે તો અગ્નિ, ઉષા, ઇન્દ્ર, વરુણ, વિષ્ણુ, સવિતા, યમ અને અશ્વિન્; અને તે ઉપરાંત, દ્યાવાપૃથિવી, હિરણ્યગર્ભ, અને પુરુષ—એટલાં બસ થશે. 'આપઃ' (જળ) અને સોમ ( વનસ્પતિ ) પણ જરા ધ્યાનમાં રાખવા લાયક છે.

---

૬.

## ઉતારા.

યજ્ઞનો દિવ્ય પુરોહિત ઋત્વિજ અને હોતા એવો જે અગ્નિ, જે ઉત્તમ રત્ન ધારણ કરનાર છે, તેની હું સ્તુતિ કરૂં છું.

જે ડાહ્યો અને યુવાન ગૃહપતિ પાંચ જનો( પાંચ વર્ગના જનો )ની સામે દરેક ઘેર ઘેર બેઠેલો છે.

હે વિશ્વતોમુખ ( સર્વ તરફ છે મુખ જેનાં ) ! તું સર્વ તરફથી વીંટીને બેઠો છે. અમારૂં પાપ કાઢીને બાળી નાંખ.

* * *

જેમ પિતા પુત્રને સારી બક્ષીસો આપે છે તેમ તું અમને આપ; અમારૂં કલ્યાણ કરવામાં સાહ્યકારી થા.

હે બલવંત ઇન્દ્ર ! આ અત્યન્ત મીઠી વાણી વડે પુત્ર પિતાનું વસ્ત્ર ઝાલે તેમ હું તારૂં ઝાલું છું.

* * *

૧. હે દેવ વરુણ ! અમે એવા તો સામાન્ય મનુષ્ય છીએ કે પ્રતિદિવસ અમે તારા વ્રતનો ભંગ કરીએ છીએ.

૨. જેમ રથવાળો બાંધ્યા ઘોડાને છોડે તેમ, અમારી વાણી (સ્તુતિ) વડે; હે વરુણ ! અમે તારા મનને અમારા ઉપર દયા અર્થે છોડીએ છીએ.

૩. અમારી વિવિધ વૃત્તિઓ-પક્ષીઓ માળા તરફ દોડે તેમ-તારી તરફ કલ્યાણની ઇચ્છાથી દોડે છે.

૪. અન્તરિક્ષમાં ઊડતાં પક્ષીઓનો માર્ગ જે જાણે છે અને સમુદ્રના નાવનો જાણે છે;

૫. જે ધૃતવ્રત (સત્ય અને પવિત્રતાનો નિયમ પોતામાં અને અન્યમાં ધારણ કરી રાખનાર) વરુણ બાર મહિના અને એની પ્રજા-(દિવસ)ને, તથા તેમાંથી ઉત્પન્ન થતા (અધિક) માસને જાણે છે;

૬. જે વિશાળ ઊંચા અને મ્હોટા વાયુનો માર્ગ તથા તે ઉપર જેઓ (દેવો) વસે છે તેમને જાણે છે.

૭. સુક્રતુ (સારી કૃતિ-પ્રયત્ન-શક્તિ યા કર્મવાળો) ધૃતવ્રત વરુણ મહેલોમાં બેઠો છે, અને સામ્રાજ્ય કરે છે.

૮. ત્યાંથી સઘળા અદ્‌ભુત પદાર્થો-જે થએલા છે અને થવાના છે-તે એ જ્ઞાની (સર્વજ્ઞ વરુણ) જુવે છે,

૯. એ સુક્રતુ આદિત્ય હમેશાં આપણે માટે સારા માર્ગ કરો, આપણું આયુષ્ય વધારો !

૧૦. હિરણ્મય વસ્ત્ર અને બખ્તર વરુણે ધારણ કરેલાં છે, અને એની આસપાસ એના સ્પશ ( દૂતો, તેજનાં કિરણો ) બેઠેલા છે.

૧૧. મારી વૃત્તિઓ ગાયો એમના વાડા પ્રત્યે વળે એમ એ ઉરુચક્ષા—( સર્વને જોતા, વિશાળ નેત્રવાળા ) વરુણને ઇચ્છતી એમની તરફ પાછી વળે છે.

૧૨. હે મેધાવી ( જ્ઞાની—સર્વજ્ઞ ) વરુણ ! તું આકાશ અને પૃથ્વીનો રાજા છે. અમને ઉત્તર આપ.

૧૩. અમારો સૌથી ઉપરનો અને વચલો અને નીચેનો પાશ ( બંધ ) છોડ. જેથી અમે જીવીએ.

* * *

હે રાજા વરુણ ! માટીને ઘેર હું ન જાઉં. દયા કરો, હે સુક્ષત્ર ! ( સુન્દર, શુભ—બળવાન રાજા ) દયા કરો.

હે વરુણ ! અમે મનુષ્ય હોઈ દૈવી જનો પ્રત્યે જે કાંઇ દ્રોહ કર્યો હોય, અજ્ઞાનથી તારા ધર્મ લોપ્યા હોય, એ પાપ માટે હે દેવ ! તું અમારા ઉપર ગુસ્સે ન થઇશ.

અમે એ નિત્ય ભૂમિઓમાં રહીએ, અને વરુણ અમારો પાશ ( બન્ધન ) છોડી નાંખે. અદિતિના ખોળામાંથી અમે રક્ષણ માગીએ છીએ. તમે ( દેવો ) અમારૂં હમેશાં સ્વસ્તિ વડે રક્ષણ કરો.

* * *

ડાહ્યાં ( જ્ઞાની ) અને ઋત ( નિયમ ) પ્રમાણે ચાલનારાં દ્યૌ અને પૃથ્વી ! પાપ અને દુઃખથી અમારૂં રક્ષણ કરો

મિત્ર, અને લક્ષ્મીથી ભરપૂર એવા વરુણ—ની માતા અદિતિ અમારૂં પાપ અને દુઃખથી રક્ષણ કરો.

જ્યારે ઉષા દેખાય છે અને સૂર્ય ઊગે છે ( અથવા, આથમે છે) ત્યારે, હે મિત્ર અને વરુણ ! તમે સોનાના રથમાં બેસો છો—અને ત્યાંથી અદિતિને અને દિતિને જુવો છો.

* * *

૧. એને ઇન્દ્ર, મિત્ર, વરુણ, અગ્નિ તથા દિવ્ય સુપર્ણ ( સુન્દર પાંખવાળો ) ગરુડ, એમ કહે છે. એક સતને જ્ઞાનીઓ બહુરૂપે કથે છેઃ અગ્નિ યમ માતરિશ્વા—કહે છે.

* * *

૧. પૂર્વે હિરણ્યગર્ભ હતો—જે પદાર્થ માત્રનો એક જ પતિ બનેલો હતો. તેણે પૃથ્વી ધારણ કરી, અને આ આકાશ ધારણ કર્યું.

કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

૨. જે આત્મદાયી ( આત્મા આપનાર ) છે, બલદાયી છે, જેની આજ્ઞા સર્વ કોઇ સેવે છે, દેવો પણ સેવે છે, અમૃત જેની છાયા છે, મૃત્યુ જેની છાયા છે.

કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

૩. પોતાના મહિમા વડે, શ્વાસ લેતા અને આંખ મચમચાવતા ( જંગમ ) જગત્‌નો રાજા બનેલો છે; આ બે પગવાળાં અને ચાર પગવાળાંનો જે ઈશ્વર છે.

કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

૪. જેના મહિમાને લીધે, આ હિમવંત પર્વતો છે, પૃથ્વી સહવર્તમાન સમુદ્ર જેનો કહેવાય છે, આ દિશાઓ જેના હાથ છે.

કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

૫. જેને લીધે દ્યો ( પ્રકાશતું ગગનમંડળ ) ઊંચું થંભી રહેલું છે, અને પૃથ્વી દઢ રહેલી છે.—જેનાથી સર્વ થંભેલું છે, અને અન્તરિક્ષ થંભેલું છે, જે અન્તરિક્ષમાં જળનો બનાવનાર છે.

કયા દેવની હવિ વડે સેવા કરીએ?

૬. જેના રક્ષણથી ટકેલાં પૃથ્વી અને આકાશ, મનમાંથી કંપતાં, જેને જુવે છે; ઊગેલો સૂર્ય જેનામાં રહીને પ્રકાશે છે.

કયા દેવની હવિ વડે સેવા કરીએ?

૭. જ્યારે મ્હોટાં જળ વિશ્વમાં આવ્યાં–ગર્ભ ધારણ કરતાં, અને અગ્નિને ઉપજાવતાં એવાં, ત્યારે દેવોનો એક પ્રાણ સર્વત્ર હતો.

કયા દેવની હવિ વડે સેવા કરીએ?

૮. એણે પોતાના મહિમાએ કરી, જળ ચારે તરફથી જોયાં, જે જળ દક્ષ( કુશળ, જ્ઞાનમય આત્મા )ને ધારણ કરતાં હતાં, અને યજ્ઞ ઉપજાવતાં હતાં; જે દેવોમાં એક ઉપરિ દેવ હતો.

કયા દેવની હવિ વડે સેવા કરીએ?

૯. જે સત્ય ધર્મનો દેવ પૃથ્વીનો ઉત્પન્ન કરનાર છે, જેણે દ્યો ઉત્પન્ન કર્યું છે, જેણે મોટાં મનોહર જળ ઉત્પન્ન કર્યાં છે.

કયા દેવની હવિ વડે સેવા કરીએ?

૧૦. હે પ્રજાપતિ ! તારા વિના બીજો કોઇ આ સર્વ ઉત્પન્ન થએલા પદાર્થોને વ્યાપીને રહ્યો નથી. જે ઇચ્છા રાખીને અમે તને બોલાવીએ છીએ–તે અમારી સિદ્ધ થાઓ, અમે લક્ષ્મીના સ્વામી થઈએ!

* * *

દૃશ્યમાન જગતના પિતા અને ધીર ( ડાહ્યા, જ્ઞાની ) વિશ્વકર્માએ મન વડે આ જળ કર્યું; તથા આ કરતાં દ્યાવા-પૃથિવી કર્યાં. એણે જ્યારે છેડા દઢ કર્યા ત્યારે દ્યાવા-પૃથિવી વિસ્તર્યાં.

* * *

૧. હજાર મસ્તકવાળો, હજાર આંખવાળો, હજાર પગવાળો. પુરુષ તે, ભૂમિને સર્વ તરફથી વીંટીને, દશ આંગળ વિશેષ વધ્યો.

૨. જે કાંઇ થએલું અને જે કાંઈ થવાનું તે આ સર્વ, પુરુષ જ છે. તથા અમૃતત્વનો એ અધિપતિ છે-જે અન્ન વડે વિશેષ ઊગે છે.

૩. આટલો બધો એનો મહિમા છે, છતાં એ એ કરતાં પણ. અધિક છે. સર્વ ભૂતમાત્ર તે એનો એક પાદ (ચોથો ભાગ) છે, એના ત્રણ પાદ-જે અમૃત છે, તે દ્યુલોકમાં છે.

૪. ત્રણ પાદ ઊંચે એવો પુરુષ ઊભો છે પણ તેનો એક પાદ અહીં રહ્યો છે. તે થકી ચેતન અને અચેતન એવું વ્યાપેલાં છે.

૫. બ્રાહ્મણ એનું મુખ હતો; ક્ષત્રિય એના હાથ બનાવવામાં આવ્યો; જે વૈશ્ય તે એના ઊરૂ (જંઘા); અને પગમાંથી શૂદ્ર ઉત્પન્ન થયો.

૬. ચન્દ્રમા મનમાંથી ઉત્પન્ન થયો; નેત્રમાંથી સૂર્ય ઉત્પન્ન થયો, મુખમાંથી ઇન્દ્ર અને અગ્નિ; પ્રાણમાંથી વાયુ ઉત્પન્ન થયો; નાભિમાંથી અન્તરિક્ષ થયું, મસ્તકમાંથી દ્યૌ (આકાશ) થયું, પગમાંથી પૃથ્વી; કાનમાંથી દિશાઓઃ આ રીતે લોક કલ્પ્યા

૭. દેવોએ યજ્ઞવડે યજ્ઞ(યજન કરવા યોગ્ય પરમ પુરુષ)નું યજન કર્યું-એ પ્રથમ ધર્મો હતા.

* * *

ખરે, કોણ જાણે, કોણ -કહે કે-કયાંથી ઉત્પન્ન થઈ, કયાંથી આવી, આ (વિવિધ) સૃષ્ટિ ? દેવો આના ઉત્પન્ન થયા પછીના છે. આ કયાંથી આવ્યું એ કોણ જાણી શકે!

* * *

એ શું વન હતું, શું ઝાડ હતું?–જેમાંથી દ્યાવા–પૃથિવી ઘડી કાઢી? ડાહ્યા માણસો! મન વડે એનો વિચાર કરો કે ભુવનોને ધારણ કરતું, તેઓના ઉપર (અધિષ્ઠાતા રૂપે) રહેતું, એવું શું છે?

બ્રહ્મ એ વન હતું. બ્રહ્મ એ ઝાડ હતું જેમાંથી દ્યાવા–પૃથિવી ઘડી કાઢી. ડાહ્યા માણસો! વિચાર કરીને હું કહું છું કે ભુવનોને ધારણ કરતું, તેઓના ઉપર (અધિષ્ઠાતા રૂપે) રહેતું એવું બ્રહ્મ હતું.

— [ ऋग्वेदसंहिता. ]

૧. વિશ્વના વિવિધ મહાન પદાર્થોમાં પ્રકટ થતી પરમાત્માની વિવિધ વિભૂતિ, અને એ સર્વે વિભૂતિઓનો પરમાત્મામાં એકાત્મભાવ—આમ પરમાત્માની એકતા અને અનેકતા છે, અને તે બંને સ્વરૂપનું ઋગ્વેદસંહિતામાં દર્શન થાય છે. આ સૂક્ષ્મ તત્ત્વજ્ઞાન કદાચ ન્હાની ઉમ્મરના વિદ્યાર્થીઓને સમજાવી નહિ શકાય. પણ આ વિશ્વ એક છે અને એના પદાર્થો અનેક છે, તેમ પરમાત્મા એક છે છતાં એનાં સ્વરૂપો અનેક છે–એટલું તો હું ધારૂં છું સમજાવી શકાશે.

૨. ઋષિઓ પરમાત્માની વિભૂતિઓને કેવા હર્ષથી અને પ્રેમથી ભજતા તથા વિશ્વનું રહસ્ય જાણવાને કેવા તલસતા, એ ઉપરનાં વચનો લઇને બતાવવું.

---

૭.

# બીજા વેદની સંહિતાનો ધર્મ.

૧. યજ્ઞમાં મુખ્ય ચાર ઋત્વિજો કામ કરતા: હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા અને બ્રહ્મા. એમને માટે વેદની ચાર સંહિતાઓ થઇ: ઋક્, યજુઃ, સામ, અને અથર્વ સંહિતા.

૨. યજ્ઞમાં અધ્વર્યુને ભાગે યજ્ઞની ક્રિયા કરવાની હતી, તેથી યજુ-

વેદની સંહિતામાં યજ્ઞ પ્રધાનપણે છે. સામવેદની સંહિતામાં ઋગ્વેદની ઋચાને ગાન જોડયું છે તે સિવાય બીજું કાંઈ નવીન નથી. એ વેદનો ઉપયોગ ઘણુંખરૂં સોમયાગમાં થાયછે.

૩.:અથર્વસંહિતામાં ઘણું નવું જાણવા જેવું છે. બીજા કોઈ વેદમાં નહિ તેવી કેટલીક બાબતો એમાં છે. દાખલા તરીકે—તાવ ક્ષય વગેરે રોગ કાઢવા, સાપ વગેરેનાં ઝેર ઊતારવાં, શત્રુને મારવા, ભૂત પિશાચ હાંકવાં, કામણટૂમણ કરવાં અને ગ્હામેથી અટકાવવાં, ઇત્યાદિ અનેક વિષયોને લગતા જાદુપ્રયોગના મન્ત્રો અથર્વસંહિતામાં છે. આ સર્વ આર્યોના અજ્ઞાન અને નીચલા વર્ગની ક્રિયાઓ હોય, અથવા તો આર્યો અનાર્યો જોડે સંબન્ધમાં આવ્યા ત્યાર પછી મૂળ અનાર્યોનો ધર્મ આર્યોમાં દાખલ થવા લાગ્યો હોય. પણ આ સિવાય આ સંહિતામાં ઘણો ઉમદા ભાગ પણ છે.

૧. બ્રહ્મા(બ્રહ્મન્=યજ્ઞ)નાં ચાર મુખમાંથી ચાર વેદ નીકળ્યા એમ જે કહેવાય છે તેનો અર્થ હવે સમજાશે. હોતા દેવોને બોલાવે છે, અધ્વર્યુ ક્રિયા કરે છે, ઉદ્‌ગાતા ગાય છે, અને બ્રહ્મા સૌ ઉપર દેખરેખ રાખે છે.

૨. પહેલાં ત્રણ વેદ હતા અને પછીથી અથર્વવેદ ઊમેરાયો એમ કહેવાય છે. બ્રહ્માને મૂળ તો બીજા ઋત્વિજો ઉપર માત્ર દેખરેખ જ રાખવાની હતી, પણ અથર્વવેદ થયો એટલે એ એને સોંપાયો.

---

૮.

## ઊતારા.

દશવૃક્ષ ! આને રાક્ષસથી અને ગ્રાહી(પિશાચી)થી છોડવ.—જેણે એને સાંધામાં ઝાલ્યો છે, હે વનસ્પતિ! એને જીવલોકમાં ઊપાડી લાવ,

એને, હે અરુન્ધતિ!, ક્ષય વળગતો નથી, અને શાપ (અથવા, મૂઠ) લાગતો નથી—જેને ગૂગળરૂપી ઓષધિનો સુગન્ધ વ્યાપી વળે છે.

* * *

હું તમારૂં એકહૃદય, એકમન, અને દ્વેષરહિતતા કરૂં છું. એક બીજા પાસે જાઓઃ જન્મેલું વાછરડું ગાય પાસે જાય છે તેમ પુત્ર પિતાને અનુકૂળ રહો; માની સાથે એકમન કરો. સ્ત્રી શાન્તિથી પતિ પ્રત્યે મીઠી વાણી વદો. ભાઈ ભાઈનો દ્વેષ ન કરો, બ્હેન બ્હેનનો ન કરો, એકઠા મળી એકવ્રત (પ્રતિજ્ઞા, નિયમ) વાળા થઈ, શુભ રીતે વાણી વદો........જેઓ વડીલ છે, ડાહ્યા છે તેઓ છૂટા ન પડો. એકઠા સુખ ભોગવતા અને એકઠી કર્તવ્યધુરા વહતા ફરો. એક બીજા સાથે સુન્દર વાણી બોલો—આવો, હું તમને એકઠા મેળવું, એકમનના કરૂં.

સસરા–સાસુ વગેરેને સુખકારી થા; પતિને સુખકારી થા; ઘરને (ઘરનાં સર્વ જનોને) સુખકારી થા. એ સર્વ લોકને સુખકારી થા. એઓની પુષ્ટિ (વૃદ્ધિ) થાય એમ સર્વને સુખકારી થા.

* * *

સત્ય વડે પૃથ્વી ટેકાઈ રહી છે; સૂર્ય વડે આકાશ ટેકાએલું છે. ઋત વડે આદિત્યો ઊભા રહે છે, દ્યુલોકમાં સોમ રહેલો છે,

અદિતિ દ્યૌ છે; અદિતિ અન્તરિક્ષ છે; અદિતિ માતા છે, એ પિતા છે, એ પુત્ર છે. સઘળા દેવો અદિતિ છે. પંચજનો અદિતિ છે. જે ઉત્પન્ન થએલું છે અને જે થવાનું છે એ (સર્વ) અદિતિ છે.

વિશાળ સત્ય, ઉગ્ર ઋત, દીક્ષા, તપ, બ્રહ્મ, યજ્ઞ—એ પૃથ્વીનું ધારણ કરે છે. ભૂત અને ભવ્ય (થએલું અને થવાનું) એ સર્વની રાણી એવી પૃથ્વી તે અમારે માટે બહોળો લોક કરો.

એ) પૃથ્વી–જેનું અમૃત હૃદય પરમ વ્યોમ( આકાશ )માં રહેલું છે, અને સત્યથી વીંટાએલું છે.–તે આ ઉત્તમ રાષ્ટ્રમાં અમને તેજ અને બળ આપો.

આ જગતનો મહાન અધિષ્ઠાતા, જાણે પાસે રહીને જુવે છે. કોઈ જાણે કે હું આ ચોરીથી ( છાનું માનું ) કરૂં છું–પણ એ સઘળું દેવો જાણે છે. બે જણા એકઠા બેસીને જે મન્ત્ર ( વાત ) કરે છે, તે ત્રીજો એવો વરુણ રાજા જાણે છે.

આ ભૂમિ વરુણ રાજાની છે; પેલું વિશાળ દ્યો ( પ્રકાશતું ગગનમંડળ ) છેક છેડા સુધી એનું છે. આ બે સમુદ્ર ( અન્તરિક્ષ અને સમુદ્ર ) વરુણની કૂખ છે; અને આ અલ્પ જળ(ખાબોચીઆ)-માં પણ એ છૂપાઇને રહ્યો છે. અહીંથી નાશીને આઘે આભલામાં જાય તો પણ કોઈ વરુણ રાજાથી છટતું નથી......પ્રાણીઓનાં નેત્રો પણ એનાં ગણેલાં છે...હે વરુણ ! તારા સાત–સાત–અને ત્રણ ગણા પાશ છે, તે સર્વે જેઓ અસત્યવાદી હોય તેને બાધ કરો, અને સત્યવાદીને છોડી દો.

[ अथर्ववेदसंहिता. ]

૧. જાદુ આથે વૈદક પણ બળેલું હતું.

૨. કુટુમ્બ અને જનસમાજના સંપનો ઉપદેશ બાળકોના મનમાં દસાવવો.

૩. ઊંચા ધર્મનાં તત્ત્વો તરફ પણ લક્ષ ખેંચવું.

.૯.

# બ્રાહ્મણ.

૧. 'બ્રહ્મન્' કહેતાં જે ધર્મનું તત્ત્વ, તેનો સ્થૂળ આકાર તે યજ્ઞની ક્રિયાઓ. એ ક્રિયાઓનું રહસ્ય 'બ્રાહ્મણ' નામના ગ્રન્થોમાં બતાવવામાં આવ્યું છે. જેમ ઋગ્વેદસંહિતામાં પરમાત્માની અર્ચાનાં સૂક્તો છે તેમ આમાં નથી. પણ જે યજ્ઞ-પ્રસંગે એ સૂક્તો બોલવામાં આવતાં તેને લગતી ક્રિયાઓ વિષે, વિવિધ દેવતાઓનાં નામ વિષે, તથા સ્વરૂપ વિષે, આમાં ખુલાસો કરવામાં આવ્યો છે; તથા એ ખુલાસા માટે ઉપયોગી થાય એવી આખ્યાયિકાઓ (વાર્તાઓ) કહેલી છે. એ ઉપરથી જણાઈ આવે છે કે પ્રાચીન ઋષિઓના યજ્ઞો માત્ર અર્થ વગરની જાદુઈ ક્રિયાઓ જ ન હતી, પણ એમાં ઋષિઓ પોતાના કેટલાક ધાર્મિક વિચારો મૂર્તિમન્ત કરતા.

૨. શ્રૌત (શ્રુતિમાં કહેલા) યજ્ઞના બે પ્રકાર હતાઃ હવિર્યજ્ઞ અને સોમયાગ. હવિર્યજ્ઞ સાદા, અને ઘરમાં થઈ શકે એવા હતા. એમાં ઘણે ભાગે દૂધ ઘી ધાન્ય વગેરે પદાર્થો અગ્નિમાં હોમીને દેવોને અર્પવામાં આવતા. સોમયાગ મ્હોટા યજ્ઞો હતા—એમાં જથાબંધ લોકો ભાગ લેતા, અને પુષ્કળ દ્રવ્ય ખર્ચાતું. રાજસૂય અને અશ્વમેધ એ બે એના પ્રખ્યાત પ્રકારો છે.

૩. 'બ્રાહ્મણ' યુગમાં વૈદિક ધર્મ કર્મજાળથી બહુ છવાઈ ગયો હતો, પરંતુ તે જ સાથે પ્રાચીન એકેશ્વરભાવના પણ નજરે પડતી. ઋષિઓ પ્રજાપતિરૂપે એક પરમાત્માનું યજન કરતા —અને યજ્ઞ તે આ વિશ્વનું સ્વરૂપ છે એમ સમજવા લાગ્યા હતા, તથા એ સમજણથી એમણે યજ્ઞની કેટલીક ક્રિયાઓ ગોઠવી હતી.

૧૦.

# ઊતારા.

૧. જેટલી વેદિ તેટલી પૃથ્વી. દર્ભ એ ઓષધિ ( વનસ્પતિ ). આ પૃથ્વીમાં જે ઓષધિઓ મૂકે છે તે આ પૃથ્વી ઉપર રહે છે. તેથી એના ઉપર દર્ભ પાથરે છે. માટે ખૂબ દર્ભ પાથરવા એમ કહે છે.

૨. તે જ આ ઇન્દ્ર—જે આ ( સૂર્ય ) તપે છે; તે જ આ વૃત્ર—જે ચન્દ્રમા છે.

૩. તે દેવ અગ્નિ. એનાં આ નામઃ—શર્વ; પૂર્વદેશના લોક કહે છે તેમ, ભવ; બાહીક કહે છે તેમ, પશુઓનો પતિ–રુદ્રઃ અને અગ્નિ. આ એનાં બીજાં અશાન્ત ( ઘોર, વિકરાળ ) નામ છે; અગ્નિ એ જ અત્યન્ત શાન્ત નામ છે.

૪. હે ગૃહપતિ અગ્નિ! તારા–ગૃહપતિ–વડે હું સારો ગૃહપતિ થાઉં. એ અગ્નિ! મારા–ગૃહપતિ–વડે તું સારો ગૃહપતિ થા.

૫. સૂર્ય એ અગ્નિહોત્રઃ એ આ આહુતિના અગ્રે ( પહેલાં ) ઊગે છે, તેથી સૂર્ય તે અગ્નિહોત્ર.

૬. જે કોઈ છે તે ઋણ ( દેવું ) વાળો જ જન્મે છે. એ જન્મે છે તેવો જ દેવોનું, ઋષિઓનું, પિતૃઓનુ, અને મનુષ્યોનું ઋણ ( દેવું ) લઇને જ જન્મે છેઃ—

એ યજન કરે છે—તેનુ કારણ કે દેવ પ્રત્યે ઋણ લઇને જન્મે છે.
......અધ્યયન...— „ ઋષિઓ „ ...
......પ્રજા ઇચ્છે છે— „ પિતૃઓ „ ...
......અતિથિને વાસ અને અન્ન આપે છે—„ મનુષ્યો „ ...

[ शतपथ-ब्राह्मण ]

* * *

દેવોએ પુરુષને પશુ કરીને યજ્ઞમાં માર્યો. એને માર્યો ત્યારે એના માંથી મેધ (પવિત્ર યજ્ઞીય અંશ) નીકળ્યો અને તે અશ્વમાં પેઠો.

.... .... .... ગૌમાં પેઠો.
.... .... .... બકરામાં પેઠો.
.... ... ... ઘેટામાં પેઠો.
.... .... વ્રીહિ (ડાંગેર)માં પેઠો.

આ પુરોડાશ ભ્હેરાય છે તે પશુ જ ભ્હેરાય છે. એનાં (ડાંગેર-નાં) છૂંછાં તે રૂંવાં છે, છોડાં તે ચામડી છે..... .... ....

[ ऐतरेय ब्राह्मण. ]

* * *

ઋષિઓ સરસ્વતીને કાંઠે યજ્ઞ કરવા બેઠા હતા. તેઓએ કવષ ઐલુષને સોમ આગળથી હાંકી કાઢ્યો—એમ કહીને કે અરે! દાસીપુત્ર! લુચ્ચા! અબ્રાહ્મણ હોઇને તું શી રીતે (યજ્ઞની) વચમાં દીક્ષા લઇને બેઠો છે? એમ કહીને એને દેશપાર મરુદેશમાં લઇને નાંખ્યો, એમ ધારીને કે ભલે એ તરશે મરી જાય, અને સરસ્વતીનું પાણી પીવા ન મળે! એણે એ નિર્જળ પ્રદેશમાં દેશવટો પામીને 'અપોનપ્ત્રીય' સૂક્ત જોયું. અને જળનું મનોહર ઠામ એની પાસે આવ્યું. જળ એની પાસે આવ્યું. સરસ્વતી એની આસપાસ ફરી વળી........

ઋષિઓ બોલ્યા—એને દેવોએ ઓળખ્યો માટે આવો આપણે એને બોલાવીએ.

[ ऐतरेय ब्राह्मण. ]

* * *

પ્રજાપતિ એ યજ્ઞ છે. એનામાં સર્વ કામનાઓ, સર્વ ઇચ્છાઓ, સઘળું અમૃતત્વ—રહેલાં છે.

[ गोपथ ब्राह्मण. ]

૧. યજ્ઞ, દેવતાઓ, અગ્નિહોત્ર વગેરેનાં રહસ્ય અત્રે બતાવ્યાં છે એ ધ્યાનમાં રાખવાં.

૨. 'ઋણુ' યાને મનુષ્યનાં કર્તવ્યના ચાર વિભાગ કર્યા છે એ જુઓ.

૩. યજ્ઞના બલિદાનમાં ક્રમે ક્રમે ફેરફાર થયો. પશુયજ્ઞમાંથી ધાન્ય-યજ્ઞ થયો.

૪. સામાન્ય શૂદ્રને યજ્ઞમાં સ્થાન ન હતું, પણ વિદ્વાન અને દેવની કૃપાવાળા એવા શૂદ્રને બ્રાહ્મણો પણ માન આપતા. 'બ્રાહ્મણ' ગ્રન્થ ધર્મનો સંક્રાન્તિકાળ દર્શાવે છે.

૫. યજ્ઞને પરમાત્મામાં (સર્વેશ્વર પ્રજાપતિમાં) સમાવવાનું કામ શરૂ થયુ છે. સર્વ કામનાઓ—અમૃતત્વ પર્યન્ત યજ્ઞમાંથી નીકળી હવે પરમાત્મામાં આવીને ઠરે છે.

---

૧૧.

# આરણ્યક અને ઉપનિષદ્.

૧. ઉપર, વેદના ત્રણ વિભાગ બતાવ્યા—તેમાં, (૧) સંહિતા અને (૨) બ્રાહ્મણ પછી, (૩) આરણ્યક અને ઉપનિષદ્. જેમ કેટલીક વાર સંહિતા સાથે બ્રાહ્મણ ભાગ ભળેલો દીઠામાં આવે છે, તેમ કેટલીક વાર બ્રાહ્મણ સાથે આરણ્યક અને ઉપનિષદ્ પણ સળંગ જોડાએલાં દેખાય છે. ત્રણ મળી 'વેદ' કહેવાય છે. પણ આરણ્યક અને ઉપનિષદ્માં વેદનો 'અન્ત'—છેવટનો ભાગ યા સિદ્ધાન્ત રહેલો છે, તેથી એને 'વેદાન્ત' નામ પણ આપવામાં આવે છે.

૨. ગામ અને ઘર છોડી, અરણ્ય(વન)માં જઈને, ધર્મનું તત્ત્વ-ચિન્તન કરનાર જનોના ગ્રન્થો તે 'આરણ્યક.' બ્રાહ્મણમાં

યજ્ઞની દેવતાઓના તથા ક્રિયાઓના જે ગૂઢ અર્થ સમજાવવાનો પ્રયત્ન શરૂ થાય છે, તે આરણ્યકમાં આગળ ચાલે છે. યજ્ઞના રૂપક( આકાર )માં ઋષિઓ આ વિશ્વ( પિંડ અને બ્રહ્માંડ )નાં ગૂઢ સત્યો અને ક્રિયાઓ જુવે છે, અને આ રીતે ધર્મનું તત્ત્વ વિચારતાં વિચારતાં તેઓ ઉપનિષદ્‌માં રહેલું ઉત્તમ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરે છે. આમ, આરણ્યક તે બ્રાહ્મણ અને ઉપનિષદ્ વચ્ચેની કડી છે.

૩. 'ઉપનિષદ્'–શબ્દના બહુ રીતે અર્થ કરવામાં આવ્યા છે. પણ એ સર્વમાંથી એટલું નીકળે છે કે–અજ્ઞાનનો નાશ કરી, પરમાત્માને પહોંચાડનારી વિદ્યા, જેમાં વેદનું ખરૂં રહસ્ય રહેલું છે, તે 'ઉપનિષદ્.' મૂળ ઉપનિષદ્‌ની સંખ્યામાં જતે દહાડે ઘણો વધારો થઇ ગયો છે–જેમકે, ઉપનિષદ્‌ને નામે એક 'અલ્લોપનિષદ્' પણ દાખલ થઇ જાય છે! પણ આ નવાં ઉપનિષદ્ જે ઘણે ભાગે અથર્વવેદ સાથે જોડાયાં છે તેને જૂનાં ઉપનિષદ્‌થી જુદાં ઓળખી કાઢવાં બહુ કઠણ નથી.

૪. ઉપનિષદ્‌ના વિષય પ્રમાણે વિભાગ કરીએ તો ચાર વિભાગ થઇ શકેઃ (૧) કેટલાંકમાં જ્ઞાન મુખ્ય છે; (૨) કેટલાંકમાં યોગ બતાવ્યો છે; (૩) કેટલાંકમાં વૈરાગ્ય( સંન્યાસ )નો ઉપદેશ કર્યો છે; અને કેટલાંકમાં ભક્તિ માટે શિવ અને વિષ્ણુનો જુદે જુદે નામે મહિમા ગાયો છે.

૫. આ સર્વમાં વધારેમાં વધારે પ્રાચીન ઉપનિષદ્ જ્ઞાનને લગતાં છે. એમાં જીવ જગત્ અને પરમાત્માના સ્વરૂપ વિષે, બહુ રસિક આખ્યાયિકાઓ કહીને તથા સરળ દૃષ્ટાન્તો આપીને, બોધ કર્યો છે. એનો ટૂંકામાં સાર આ પ્રમાણે છેઃ—

(૧) જીવ એ પંચમહાભૂતના બનેલા જડ પદાર્થોથી ભિન્ન છે.

(૨) એ જડ પદાર્થો—સજીવ અને નિર્જીવ—પરમાત્મામાંથી ઉત્પન્ન થયા છે, પરમાત્મા થકી ટકી રહ્યા છે, અને અન્તે પરમાત્મામાં ભળે છે.

( ૩ ) પરમાત્મા પિંડમાં અને બ્રહ્માંડમાં વસેલો છે—જગતનો અને : જીવનો અન્તર્યામી છે.

( ૪ ) જીવાત્મા અને પરમાત્માનો સંબન્ધ બહુ ગાઢ અને નિકટ છે. એક અજ્ઞ છે, બીજો સર્વજ્ઞ છે, પણ બંને એક જ તત્ત્વ છે.

( ૫ ) એ પરમાત્માનો સાક્ષાત્કાર ( પ્રત્યક્ષ અનુભવ )—મન ઇન્દ્રિયો વગેરે વશ કરીને, સદાચારથી ચાલીને, એનો અનુગ્રહ પ્રાપ્ત કરીને એનું યથાર્થ ( સત્ય ) જ્ઞાન મેળવીને, થઇ શકે છે.

( ૬ ) તે માટે ઉપનિષદ્ વગેરે એના જ્ઞાન સંબન્ધી ગ્રન્થોનું શ્રવણ કરવું; શ્રવણ કરીને તે ઉપર મનન કરવું; અને છેવટનો નિર્ણય બાંધીને ધ્યાન કરવું.

( ૭ ) જે આ જ્ઞાન પ્રાપ્ત કરીને જાય તે ' બ્રાહ્મણ '; અને પ્રાપ્ત કર્યા વગર જાય તે ' કૃપણ ' ( દયા ખાવા જેવો ) સમજવો.

( ૮ ) મનુષ્યની કર્મ પ્રમાણે ગતિ થાય છેઃ પુણ્ય કર્મથી એ પુણ્યશાળી થાય છે, અને પાપકર્મથી પાપરૂપ થાય છે. સત્પુરુષ માટે પણ મરણ પછી બે માર્ગ છે—જેમાંનો એક ચન્દ્રલોકમાં અને બીજો બ્રહ્મલોકમાં જાય છે. તેમાંનો પહેલો માર્ગ તે ' ધૂમમાર્ગ ' કહેવાય છે, કારણ કે તે યજ્ઞયાગનો માર્ગ છે. અને બીજો માર્ગ ' અર્ચિર્માર્ગ ' યાને પ્રકાશનો માર્ગ કહેવાય છે, કારણ કે તે જ્ઞાનનો માર્ગ છે. જેને પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે તેને માટે મરણ નથી, એને જન્મજન્માન્તરનો ફેરો રહેતો નથી.

૧. હિન્દુઓ જે ' વેદ 'ને માન આપે છે તે માત્ર સંહિતા જ નથી; પણ સંહિતા ઉપરાંત બ્રાહ્મણ અને આરણ્યક તથા ઉપનિષદ્ છે.

૨. ઉપનિષદ્‌ના જે મુખ્ય સિદ્ધાન્ત અહીં બતાવ્યા છે—તે એવે આકારે બતાવ્યા છે કે જેમાં પાછળના આચાર્યોનો મતભેદ ન પડે.

૧૨.

# ઊતારા.

## (૧)

શ્વેતકેતુ આરુણેયને એના પિતાએ કહ્યું: "ભાઇ! વિદ્યાભણી આવ. આપણા કુળમાં વગરભણ્યો માત્ર બ્રહ્મબન્ધુ (અર્થાત્ ફક્ત માતાપિતા અને સગાંવહાલાં બ્રાહ્મણ, એટલાથી જ બ્રાહ્મણ) એવો કોઇ રહ્યો નથી." શ્વેતકેતુ ગુરુને ત્યાં બારમે વર્ષે જઈ બાર વર્ષ રહી વિદ્યા ભણી આવ્યો. એક દહાડો પિતાએ પૂછ્યું: "શ્વેતકેતુ! તારી બુદ્ધિ તો ઘણી વધી છે, તું વેદ ભણ્યાનું અભિમાન રાખે છે, અને અક્કડ દેખાય છે! તો હું પુછું છું તેનો જવાબ દે. કહે, તેં ગુરુને કદી પૂછ્યું છે કે એવી કયી વસ્તુ છે કે જેને જાણવાથી સઘળું જણાઇ જાય? જો: એક માટીનો ગોળો બરાબર જાણી લઈએ તો માટીના સઘળા પદાર્થો જણાઈ જાય છે; કારણ કે વિકાર એ ફક્ત નામ છે, વાણીએ ઊભા કરેલા છે, વસ્તુતઃ એકલી માટી જ સત્ય છે; તે જ પ્રમાણે એક લોઢું જાણવાથી સર્વ લોઢાના પદાર્થો જણાઇ જાય છે; વગેરે. એ રીતે એવો તેં કોઇ પદાર્થ જાણ્યો છે કે જેને જાણવાથી સઘળું જણાઈ જાય?"

શ્વેતકેતુએ ઉત્તર દીધો: "પિતાજી, ના; મારા ગુરુઓ જ એ નહિ જાણતા હોયને; જાણતા હોય તો એ મને કહ્યા વિના કેમ રહે?"

પછી પિતાએ શ્વેતકેતુને બ્રહ્મનો ઉપદેશ કર્યો. એ બ્રહ્મ સર્વ વસ્તુઓમાં સૂક્ષ્મરૂપે પ્રવેશી રહેલું છે—એ એણે વિવિધ દૃષ્ટાન્તોથી શ્વેતકેતુને બતાવ્યું.

પિતા કહે છે:—"હે શ્વેતકેતુ! જો આ ઝાડના મૂળમાં ઘા માર્યો હોય તો એ જીવતું હોવાથી એમાંથી રસ નીકળે. એની વચમાં માર્યો હોય તો પણ એ જીવતું હોવાથી એમાંથી રસ નીકળે, અને

એની ટોચે માર્યો હોય તો પણ એ જીવતું હોવાથી એમાંથી રસ નીકળે. પણ એની એક શાખામાંથી જીવ જતો રહે તો તે સૂકાઇ જાય; બીજીમાંથી જતો રહે તો તે સૂકાઈ જાય; અને એમ એક પછી એક કરતાં, આખા વૃક્ષમાંથી જીવ જતો રહે તો આખું વૃક્ષ સૂકાઈ જાય. ત્યારે એ ઉપરથી સમજવાનું કે આ જીવ વિનાનું થયું એટલે મર્યું–જીવ પોતે મરતો નથી. આ સર્વ પદાર્થોમાં સૂક્ષ્મ તત્ત્વરૂપે એ રહેલો છે. આ સર્વનો એ જ આત્મા છે અને એ જ તું પોતે છે.

વળી બીજું—"પેલો વડનો ટેટો લાવ, અને ભાગ. ભાગીને જો, એમાં શું છે?" શ્વેતકેતુએ એ લાવીને ભાગ્યો, અને અંદર જોયું તો ઝીણા દાણા દેખાયા. પિતાને કહ્યું: "પિતાજી!–આમાં તો ઝીણા દાણા છે." પિતા બોલ્યાઃ "વારૂ; હવે એમાંનો એક દાણો લઇ ભાગ, અને જો. એમાં શું દેખાય છે?" શ્વેતકેતુએ જોયું, પણ તે બહુ ઝીણું હોવાથી, કાંઇ દેખાયું નહિ. તેથી તેણે પિતાને કહ્યું: "પિતાજી, કાંઈ દેખાતું નથી." પિતા બોલ્યાઃ "ત્યારે સમજ કે કાંઈ દેખાતું નથી તેમાં જ આખું વડલું ઝાડ સમાઇ રહેલું છે. તે પ્રમાણે ખાતરી રાખજે કે બ્રહ્મ એ સૂક્ષ્મ તત્ત્વરૂપે સર્વમાં રહેલું છે. સર્વનો એ આત્મા છે, એ સત્ય છે; એ આત્મા તે તું પોતે છે."

વળી એક બીજું—"પેલા પાણીમાં એક મીઠાનો કકડો નાંખ, અને સ્હવારમાં એ લઇને મારી પાસે આવજે." શ્વેતકેતુએ એ પ્રમાણે કર્યું. પિતાએ શ્વેતકેતુને કહ્યું: "ભાઈ! પેલું મીઠું લાવ." શ્વેતકેતુઃ "એ તો પાણીમાં ભળી ગયું છે." પિતાઃ "આને ઉપરથી પી, અને કહે કેવું લાગે છે?" શ્વેત—"ખારૂં." પિતાઃ "મધ્યેથી પી, કેવું લાગે છે?" શ્વેતઃ—"ખારૂં." પિતાઃ—"છેક નીચેથી પી, કેવું લાગે છે?" શ્વેતઃ—"ખારૂં." પિતાઃ—"જો, આ પાણીના કણેકણમાં મીઠું ભળેલું છે, પણ તે દેખાતું નથી; છતાં,

છે ખરૂં. તે જ પ્રમાણે બ્રહ્મ સર્વ વસ્તુઓના આદિ મધ્ય અને અન્તમાં રહેલું છે–જો કે સૂક્ષ્મ હોવાથી જણાતું નથી. આ સર્વનો એ આત્મા છે; એ સત્ય છે; એ આત્મા તે તું પોતે છે."

* * *

એને (યાજ્ઞવલ્કયને) શાકલ્યે પૂછયું: "હે યાજ્ઞવલ્કય ! કેટલા દેવ છે ?" યાજ્ઞવલ્કય: "જેટલા વૈશ્વદેવની નિવિદ્(મન્ત્ર)માં કહ્યા છે તેટલા...." શાકલ્ય: "હે યાજ્ઞવલ્કય ! કેટલા દેવ છે ?" યાજ્ઞવલ્કય: "૩૩. * શાકલ્ય: "હે યાજ્ઞવલ્કય ! કેટલા દેવ છે ? "યાજ્ઞ૦ "૬." શાકલ્ય: "હે યાજ્ઞવલ્કય ! કેટલા દેવ છે ? "યાજ્ઞ૦ "૩." શાકલ્ય: "હે યાજ્ઞવલ્કય ! કેટલા દેવ છે? યાજ્ઞ૦ "૨." શાકલ્ય: "હે યાજ્ઞવલ્કય ! કેટલા દેવ છે ! "યાજ્ઞ૦"૧૱." શાકલ્ય: "હે યાજ્ઞવલ્કય! કેટલા દેવ છે ?" "યાજ્ઞ૦."૧."†

* * *

જેમાંથી આ ભૂત (સજીવ અને નિર્જીવ પદાર્થો) ઉત્પન્ન થયાં છે, જેના વડે ઉત્પન્ન થઇને જીવે છે, જેના પ્રત્યે જાય છે, જેમાં પ્રવેશ કરે છે—તે આ આત્મા સર્વ ભૂતોનો રાજા છે. જેમ રથના પૈડાની ધરીમાં અને એની ફરતી વાટમાં આરા રહેલા છે તેમ આ આત્મા(પરમાત્મા)માં સર્વ ભૂત, સર્વ દેવ, સર્વ લોક, સર્વ પ્રાણ, આ સર્વ આત્મા (જીવાત્મા) રહેલા છે.

* * *

જે પૃથ્વીમાં રહે છે છતાં પૃથ્વીથી જુદો છે, જેને પૃથ્વી જાણતી નથી, પૃથ્વી જેનું શરીર છે, જે પૃથ્વીની માંહ્ય અને જુદો રહીને એનું નિયમન કરે છે–એ અમૃત અન્તર્યામી તે તારો આત્મા છે.

* * *

---

* ૮ વસુ (અગ્નિ, પૃથ્વી, વાયુ, અન્તરિક્ષ, આદિત્ય, દ્યૌ, ચન્દ્રમા, નક્ષત્ર. + ૧૧ રુદ્ર (૧૦ પ્રાણ + ૧ આત્મા). + ૧૨ આદિત્ય (૧૨ માસ) + ઇન્દ્ર (વીજળીવાળો ગાજતો મેઘ) + પ્રજાપતિ (યજ્ઞ) = ૩૩.

† બ્રહ્મ.

હે ગાર્ગિ ! સૂર્ય અને ચન્દ્ર એની આજ્ઞા પાળી પોતપોતાને ઠેકાણે ટકી રહ્યા છે.

ત્યાં સૂર્ય પ્રકાશતો નથી, ચન્દ્ર અને તારા પ્રકાશતા નથી, વીજળીઓ પ્રકાશતી નથી. આ અગ્નિ તો ક્યાંથી જ હોય ! એ પ્રકાશતો હોઇ, એની પાછળ સઘળું પ્રકાશે છે, એના તેજથી આ સઘળું દીપે છે.

* * *

જેને હાથ નથી, પગ નથી, છતાં દોડે છે અને પકડે છે; આંખ નથી, છતાં જુવે છે; કાન નથી, છતાં સાંભળે છે. જે જાણવાનું તે જાણે છે—એને કોઇ જાણનાર નથી—એને આદ્ય મહાન પુરુષ (પરમાત્મા) કહે છે.

* * *

બે સુવર્ણ (સુન્દર પાંખવાળાં પંખીઓ), જોડીઆ અને સખા, એક જ વૃક્ષ ઉપર બેઠેલાં છે. તેમાંનો એક મીઠું ફળ ખાય છે, અને બીજો, એ ન ખાતાં, જોયાં કરે છે.

* * *

હે શ્વેતકેતુ ! તે તું છે. આ સર્વનો એ આત્મા છે. આ સર્વ ખરેખાત બ્રહ્મ છે. બ્રહ્મ વિજ્ઞાન અને આનન્દ રૂપ છે. બ્રહ્મ સત્ય જ્ઞાન અને અનન્ત રૂપ છે.

(૨.)

એકવાર નચિકેતાએ એના પિતાને યજ્ઞમાં ઘરડી દૂબળી અને વસૂકેલી ગાયો આપતા જોઇને વિચાર કર્યો કે "આ પિતાશ્રીને—જે નકામું લાગે છે તેનું દાન કરે છે, પણ વહાલી વસ્તુઓ આપતા નથી. આવું દાન કરવું યોગ્ય નહિ."–તે ઉપરથી એણે પિતાને કહ્યુંઃ "પિતાજી ! તમે મને કોને આપશો ?" એકવાર કહ્યું,

બેવાર કહ્યું એટલે પિતાએ ચીઢાઇને ઉત્તર આપ્યોઃ "તને યમને આપીશ." નચિકેતાએ વિચાર કર્યો કે આ ધાન્ય જેમ ઊગે છે અને પાકે છે (અને લણાય છે) તેમ મનુષ્ય પણ જન્મે છે અને મરે છે—ઘણા મર્યા અને ઘણા મરશે. એમ વિચાર કરી એ ખુશીથી યમને ઘેર ગયો. તે વખતે યમરાજા ઘેર નહોતા. ત્રણ દહાડા એને યમને ઘેર ભૂખ્યા તરસ્યા વાટ જોઇ બેસી રહેવું પડયું. યમ ઘેર આવ્યા ત્યારે નચિકેતાને જોઈ, અતિથિ તરીકે એનો સત્કાર કરવામાં વિલંબ થયો તે માટે એની ક્ષમા માગી અને ત્રણ વરદાન માગવા કહ્યું. તે ઉપરથી નચિકેતાએ ત્રણ વરદાન માગ્યાં: "હે યમરાજ! મારા પિતા મારા ઉપર ગુસ્સે થયા છે તે શાન્ત થાય, અને તમે મને એમની પાસે મોકલો ત્યારે એ મને ખુશી થઇને બોલાવે—એ હુ પહેલું વરદાન માગું છું. બીજું વરદાન એ માગુંછું કે જે સ્વર્ગનો અગ્નિ છે તેનું સ્વરૂપ મને સમજાવો. અને ત્રીજું એ માગું છું કે મુવા પછી માણસનું શુ થાય છે તે મને કહો. કોઇ કહે છે એ રહે છે અને કોઇ કહે છે એ નથી રહેતો. તેમાંથી એનું ખરેખરૂં શું થાય છે તે મને કહો." યમરાજાએ એનું પહેલું માગ્યું આપ્યું. બીજું એ આપ્યું, અને નચિકેતાના નામ ઉપરથી એ અગ્નિનું નામ 'ત્રિણાચિકેતા અગ્નિ' પડશે એમ જણાવ્યું. પણ ત્રીજા વરદાનના સંબન્ધમાં કહ્યું કે—"નચિકેતા! આ બાબત તો દેવો પણ સંશયમાં છે. આ વિષય ઘણો ઝીણો છે, જાણવો સહેલો નથી. એને બદલે બીજું કોઈ વરદાન માગ." એમ કહીને સો વર્ષ જીવે એવા પુત્ર-પૌત્ર, હાથી-ઘોડા-રથ-ખજાના-મહેલો-સ્ત્રીઓ-આયુષ્ય વગેરે અસંખ્ય ચીજો આ ત્રીજા વરદાનને બદલે એને આપવા માંડી, પણ તે નચિકેતાએ લેવા સાફ ના પાડી, અને જુસ્સાથી કહ્યું: "મહારાજ! આ હાથી ઘોડા ગાનતાન સૌ તમારાં જ હજો. મને તો સઘળું જીવન અલ્પ લાગે છે. દ્રવ્યથી માણસને તૃપ્તિ થતી નથી. દ્રવ્ય તો મળી રહેશે, અને જીવન પણ મળશે. પણ મારે તો માત્ર એક જ વરદાન જોઇએ, અને તે એ કે આત્માનું ખરૂં સ્વરૂપ હું

જાણું." યમરાજા નચિકેતાનો આવો શુભ આગ્રહ જોઈ રાજી થયા, અને આત્માનું સ્વરૂપ તથા એને પામવાનો ખરો માર્ગ શો છે એ સવિસ્તર એને સમજાવ્યું.

* * *

એ મૈત્રેયી બોલી: "હે ભગવન્! આ સઘળી પૃથ્વી ધનથી ભરી હોય તો તેથી અમૃતત્વ મળે?" યાજ્ઞવલ્કયે જવાબ દીધો: "ના. ધનવડે અમૃતત્વ મળવાની આશા નથી." ત્યારે મૈત્રેયીએ કહ્યું: "જેવડે અમૃતત્વ ન મળે તે મેળવીને હું શું કરૂં?"

* * *

સત્ય બોલ; ધર્મ આચર; સ્વાધ્યાય (પોતાના ભણતર)માં પ્રમાદ કરીશ નહિ........માતાને દેવ ગણ, પિતાને દેવ ગણ, આચાર્યને દેવ ગણ, અતિથિને દેવ ગણ. જે દોષરહિત કર્મો હોય તે કરવાં, બીજાં નહિ. અમારાં જે સારાં આચરણ હોય તે તારે સેવવાં.

* * *

જે દુરાચરણમાંથી વિરમ્યો નથી, જે શાન્ત થયો નથી અને જે પરમાત્મામાં એકાગ્ર થયો નથી, જેનું મન શાન્ત નથી—એ ઉત્તમ જ્ઞાને કરીને પણ એ(પરમાત્મા)ને પ્રાપ્ત કરતો નથી.

* * *

જેણે આત્મા પ્રાપ્ત કર્યો છે તે, જેમ ઘોડો વાળ ખંખેરે અથવા તો ચન્દ્ર રાહુના મુખમાંથી છૂટે, તેમ પાપથી છૂટી, શરીર ખંખેરી દઈ, નિત્ય એવા બ્રહ્મલોકને પામે છે.

* * *

ત્રણ ધર્મના સ્કન્ધ છે : યજ્ઞ, અધ્યયન અને દાન.

આ ત્રણ શીખવાં : દમ, દાન અને દયા.

તપ, દાન, આર્જવ, અહિંસા, સત્યવચનઃ એ એની દક્ષિણા છે.

આ આત્મા (પરમાત્મા ) પ્રવચન(વ્યાખ્યાન)થી મળતો નથી, બુદ્ધિથી મળતો, બહુ ગ્રન્થોનું શ્રવણુ કર્યે પણ મળતો નથી. જેને એ પસંદ કરે છે તેનાથી જ તે મેળવી શકાય છે–એને જ એ આત્મા પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે.

આ આત્માને જાણીને બ્રાહ્મણો પુત્રની ધનની અને પરલોકની ઇચ્છા ત્યજીને-ઘર છોડી—ભિક્ષા (પ્રવ્રજ્યા, સંન્યાસ) આચરે છે.

આ યજ્ઞરૂપી હોડીઓ તકલાદી છે.

—∞—

૧. ઊપરના ઊતારામાં બે ભાગ પાડ્યા છેઃ એક પરમાત્માના સ્વરૂપ સંબન્ધી, અને બીજો એને પામવાનાં સાધન સબન્ધી.

૨. ઉપનિષદ્નુ ગભીર તત્ત્વજ્ઞાન સામાન્ય ગુરુઓ(શ્રોત્રિયો)ને જાણીતું ન હતું પદાર્થ માત્ર પરમાત્માનાં જ સ્વરૂપો છે; પરમાત્મા એ સર્વનો જીવ છે, પરમાત્માનુ સ્વરૂપ સૂક્ષ્મ હોઇ નજરે દેખી શકાતું નથી; પણ તે વિશ્વના કણેકણમાં ભરેલુ છે—આ શ્વેતકેતુની આખ્યાયિકાનો સાર છે.

૩. આ ઉપરાંત, પ્રથમ ખડના ઊતારામાંથી—પરમાત્મા જીવનો સખા, અને જીવ અને જગત્ સર્વનો અન્તર્યામી છે; જીવ અને જગત્ સર્વ બ્રહ્મ( પરમાત્મ )રૂપ છે; બ્રહ્મ એ સર્વનો આત્મા છે. એનુ સ્વરૂપ ગૂઢ અને અદ્ભુત છે—ઇત્યાદિ બાબતો સમજાવવી; તથા, યજ્ઞયાગના અસખ્ય દેવોમાંથી જ્ઞાની માટે એક બ્રહ્મ જ દેવ છે એ સિદ્ધાન્ત કાઢી બતાવવો.

૪. જે પરમેશ્વરને ફોસલાવવા માગતો નથી, પણ જેને સત્ય જ વહાલું છે; જેની પિતા પ્રત્યે, એના અપકાર કર્યા છતાં પણ, પ્રેમ અને માનની લાગણી કુંઠિત થઇ નથી; અને જેને સંસારના સુખના પદાર્થો કરતાં પરમાત્માનું જ્ઞાન વધારે પ્રિય છે—એ જ જ્ઞાનનો ખરો અધિકારી છે–એ નચિકેતાના આખ્યાનનો સાર છે.

૫. આ ઉપરાંત, ઉપરના ભાગમાં, 'પરમાત્માને પામવાનાં બીજા માર્ગ' સત્ય, ધર્મ, દાન, દયા વગેરે–બતાવ્યાં છે તે તરફ વિદ્યાર્થીનું આ લક્ષ ખેંચવું. અને યજ્ઞની ઉપાસનાને બદલે હવે સંન્યાસીના જીવનને મહિમા મનાવા લાગ્યો છે એ બતાવવું.

---

૧૩.

# શ્રુતિ—સ્મૃતિ—વેદાંગ—સૂત્ર.

૧. હિન્દુ ધર્મશાસ્ત્રના બે ભાગ પાડવામાં આવે છે: શ્રુતિ અને સ્મૃતિ. પરમાત્મા પાસેથી સાક્ષાત્ સાંભળેલું તે 'શ્રુતિ' અને શ્રુતિને સ્મરણમાં રાખી, તથા એમાં બતાવેલા બાબતોનો વિચાર કરી, જે શાસ્ત્રો રચવામાં આવ્યાં તે 'સ્મૃતિ.' અત્યાર સુધી, વેદની સંહિતાથી માંડી ઉપનિષદ સુધીનાં જે શાસ્ત્રો બતાવ્યાં તે 'શ્રુતિ' કહેવાય છે; અને ત્યાર પછી જે સંસ્કૃતકાળનાં પુસ્તકો આવે છે તે 'સ્મૃતિ' કહેવાય છે.

૨. 'શ્રુતિ' સાંભળેલી, અને 'સ્મૃતિ' સંભારેલી—તેથી સ્મૃતિ કરતાં શ્રુતિ વધારે પ્રમાણ મનાય છે. પણ હાલ જે શ્રુતિઓ જોવામાં આવે છે તે કરતાં, પૂર્વે, વધારે હતી—જેમાંની કેટ-લીક લુપ્ત થઇ છે, અને એનું સ્મરણ માત્ર સ્મૃતિઓમાં રહ્યું છે: આમ મનાય છે, તેથી સાધારણ રીતે સ્મૃતિઓ ઉપર, એટલે કે સંસ્કૃતકાળના ધાર્મિક ગ્રન્થો ઉપર, હિન્દુ ધર્મનો ઘણો આધાર રહે છે.

૩. વેદનો શુદ્ધ ઉચ્ચાર કરવા માટે, એમાં બતાવેલી યજ્ઞની ક્રિયાઓ યોગ્ય રીતે કરવા માટે–વગેરે કામ સારૂં, કેટલાંક પુસ્તકો રચવામાં આવ્યાં તે 'વેદાંગ' કહેવાય છે. 'વેદાંગ' એટલે વેદનાં અંગ યાને સાધન; વેદને મદદગાર થનારાં પુસ્તકો.

૪. વેદાંગ ૭ છેઃ (૧) શિક્ષા (વેદના ઉચ્ચાર કરવાનું શીખવનાર ગ્રન્થ); (૨) કલ્પ (યજ્ઞયાગની ક્રિયાઓનો વિધિ બતાવનાર ગ્રન્થ); (૩) વ્યાકરણ; (૪) છન્દ; (૫) જ્યોતિષ્ અને (૬) નિરુક્ત (વેદના શબ્દોની વ્યુત્પત્તિ આપી એના અર્થ કરવાની રીત બતાવનાર ગ્રન્થ.).

૫. આ સમયનાં ઘણાં ખરાં પુસ્તકો 'સૂત્ર'ના આકારમાં રચાએલાં નજરે પડે છે. 'સૂત્ર' એટલે દોરો. જેમ દોરા ઉપર ફૂલ ગૂંથીને હાર બનાવી શકાય છે તેમ થોડા થોડા શબ્દોનાં બનેલાં અલ્પાક્ષરી વાક્યો ઉપર ગ્રન્થ ગૂંથી શકાય છે. આવાં ટૂંકાં વાક્યો શિષ્ય સહેલાઇથી યાદ રાખી શકે છે; અને એ ઉપર ગુરુએ કરેલો બધો ઉપદેશ મનમાં ગોઠવે છે. જ્યારે સઘળી વિદ્યા બનતાં સુધી મ્હોંએ જ રાખવાનો રિવાજ હતો ત્યારે આ સૂત્રો રચાયા હતાં.

—ooo—

વેદાંગોમાંનાં કેટલાંક—શિક્ષા, વ્યાકરણ, છન્દ અને નિરુક્ત—વેદના અભ્યાસ માટે ઉપયોગી છે; વેદમાં બતાવેલી ક્રિયાઓના—પૂનમ અમાસ પડવો વગેરે—યોગ્ય કાળ જાણવા માટે જ્યોતિઃશાસ્ત્ર ઉપયોગી થાયછે. પણ એ કોઇમાં ધર્મનું ખાસ પ્રતિપાદન નથી માટે એ સંબન્ધી અત્રે વિશેષ ન કહેતાં, સૂત્રો કેવા આકારનાં હોય છે એ દેખાડવા માટે, તથા વેદના કેવી રીતે અર્થ કરવામાં આવે છે એ બતાવવા માટે, એક પાણિનિનું (વ્યાકરણ—) સૂત્ર, અને નિરુક્તમાંથી બે ત્રણ ઊતારા આપીશું. કલ્પસૂત્ર ધર્મની બાબતમાં વિશેષ મહત્ત્વનાં હોવાથી એ વિષે આગળ વિગતવાર કહેવામાં આવશે.

૧૮.

# ઊતારા.

૧. "પતિનો ન, યજ્ઞસંબન્ધમાં" = 'પતિ' નો અન્ત્ય ઇ જઇ, ત્યાં ન્ થાય; અને પછી સ્ત્રીપ્રત્યય 'ઈ' લાગે; એનો અર્થ યજ્ઞમાં પતિ સાથે ભાગ લેનાર એવો થતો હોય તો.—આ રીતે 'પત્ની' શબ્દ બને છે.

[ पाणिनि-सूत्र ]

* * *

૨ એ ( વેદના ) અર્થ સ્પષ્ટ હોતા નથી એમ કેટલાકનો (વેદનં અર્થ કરવા બાબત) વાંધો છે. તેનો ઉત્તર કે—આંધળો માણસ થાંભલાને દેખતો નથી તેમાં વાંક થાંભલાનો નથી, પણ માણસનો છે. જેમ લૌકિક બાબતોમાં વિદ્યા થકી મનુષ્ય શ્રેષ્ઠ બને છે, તેમ ન્હાની—મ્હોટી વેદવિદ્યા જાણનારાઓમાં પણ જે અધિક વિદ્યાવાળો હોય છે તે જ વખણાય છે...કહ્યું છે કે—'જે વેદ ભણીને એનો અર્થ જાણતો નથી તે ભાર વહન કરનાર માત્ર થાંભલો જ છે. જે અર્થ જાણે છે તેને સઘળાં સારાંવાનાં થાય છે, અને જ્ઞાનથી એનાં પાપ ખંખેરાઇ જઇ, એ સ્વર્ગલોકને પામે છે.'

* * *

એક જ આત્માની બહુ રીતે સ્તુતિ કરવામાં આવે છે. એક જ આત્માનાં અન્ય દેવો અંગ ( અવયવો ) છે..........ત્રણ જ દેવતા છે એમ નૈરુક્તોનો મત છેઃ અગ્નિ—જેનું સ્થાન પૃથ્વી છે; વાયુ અથવા ઇન્દ્ર—જેનું સ્થાન અન્તરિક્ષ છે; સૂર્ય—જેનું સ્થાન દ્યૌ છે. તેઓના મહાન ઐશ્વર્યને લીધે એક એકનાં અનેક નામો હોય છે;

અશર તો, તેઓનાં જુદાં જુદાં કર્મોને લીધે અનેક નામો થાય છેઃ જેમ એક જ માણસનાં ( કર્મ પ્રમાણે ) હોતા, અધ્વર્યુ, બ્રહ્મા અને ઉદ્ગાતા નામ પડે છે તેમ.

*　　　*　　　*

વૃત્ર તે કોણ? મેઘ–એમ નૈરુક્તો કહે છે. ત્વષ્ટાનો પુત્ર અસુર–એમ ઐતિહાસિકો કહે છે....પોતાનું શરીર વધારીને એણે ( આકાશના જળનાં ) વહેણ અટકાવ્યાં. એ મરાયો એટલે જળ વહેવા લાગ્યાં.

[ यास्क–निरुक्त. ]

—∞—

૧. પતિપત્નીનો પવિત્ર સંબન્ધ, અને યજ્ઞકર્મમાં સ્ત્રીનો અધિકાર—ધ્યાનમાં રાખો.

૨. વેદનો અર્થ ન જાણતાં, માત્ર વેદ મ્હોંએ કરવાની રીત શરૂ થઈ છે–એ અત્રે નિન્દવામાં આવી છે. વેદના અર્થ ભૂલાવા લાગ્યા છે એને હવે ફરી બેસાડવાનો યત્ન થાય છે.

૩. વળી હવે, વેદની દેવતાઓના તથા એની આખ્યાયિકાઓના અર્થ માટે જે વિવિધ તર્કો થાય છે તે જુવો.

૪. નૈરુક્તો વૃત્ર અને ઇન્દ્ર વગેરેની આખ્યાયિકાઓ તેજ અને અન્ધકાર કે વૃષ્ટિ અને સુકાળ વગેરે સૃષ્ટિના બનાવોને લાગુ પાડે છે. અને ઐતિહાસિકો ખરેખરા દૈત્ય અને દેવોને લાગુ પાડે છે. તે સિવાય બીજા અર્થ માટે જુવો ઉપર—'ઋગ્વેદસંહિતાની દેવતાઓ.'

૧૫.

# સૂત્ર અને સ્મૃતિ.

૧. હિન્દુધર્મનું તે વખતનું સ્વરૂપ સમજવા માટે સર્વ વેદાંગોમાં 'કલ્પ' યાને કલ્પસૂત્ર એ મુખ્ય છે. 'કલ્પ' એટલે ક્રિયા અથવા વિધિ; અને 'સૂત્ર' એટલે અલ્પાક્ષરી વાક્યો.

૨. કલ્પસૂત્રના ત્રણ વર્ગ પાડવામાં આવે છે: શ્રૌતસૂત્ર; ગૃહ્યસૂત્ર; અને ધર્મસૂત્ર. શ્રૌતસૂત્રમાં, શ્રુતિમાં કહેલી યજ્ઞની ક્રિયાઓ શી રીતે કરવી એ બતાવેલું હોય છે. ગૃહ્યસૂત્રમાં, ઘરમાં કરવાની ધાર્મિક ક્રિયાઓનો તથા ઉપનયન–વિવાહાદિ સંસ્કારોનો વિધિ છે. ધર્મસૂત્રમાં, મુખ્યત્વે કરીને, બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે વર્ણોના તથા બ્રહ્મચારી ગૃહસ્થ વગેરેના આશ્રમોના ધર્મોનું, તેમ જ વારસો–લેણદેણ વગેરે દુનીઆના વ્યવહાર તથા કાયદાને લગતી બાબતોનું, વર્ણન કરવામાં આવ્યું છે.

૩. શ્રૌત યજ્ઞો હિન્દુ ધર્મમાં હવે નહિ જેવા રહ્યા છે તેથી શ્રૌત સૂત્ર વિષે બહુ કહેવાની જરૂર નથી. પણ ગૃહ્યસૂત્ર અને ધર્મસૂત્ર બહુ ઉપયોગી અને જાણવાજોગ છે, કારણ કે એમાં વર્ણવેલી ક્રિયાઓ અને જીવનના નિયમો ઉપર હિન્દુ ધર્મ અને હિન્દુ જનસમાજની ઇમારત બંધાએલી છે.

૪. ગૃહ્યસૂત્રમાં વિશેષે કરી—ગૃહસ્થોએ કરવાના (૧) પાકયજ્ઞ, (૨) પંચમહાયજ્ઞ, (૩) વર્ષમાં જુદે જુદે વખતે કરવાના ઋતુઓના યજ્ઞ, (૪) શ્રાદ્ધ અને (૫) સંસ્કાર એટલા વિષયો આપે છે. પાકયજ્ઞ તે ઘરમાં અગ્નિ સંધીને અગ્નિદ્વારા પરમાત્માને આહુતિ આપવાની ક્રિયા છે. ઋતુઓના યજ્ઞમાંથી જતે

દહાડે હિન્દુઓના ઉત્સવો અને તહેવારો ઉત્પન્ન થયા છે. શ્રાદ્ધ એ ગત પિતૃઓનું સ્મરણ કરી એમના પ્રત્યે ભક્તિ જાગતી રાખવાની ક્રિયા છે. પંચમહાયજ્ઞ તથા સંસ્કારો એ બે ખાસ મહત્ત્વના વિષય હોવાથી પંચમહાયજ્ઞો નીચેના એક ઊતારામાં બતાવીશું તથા સંસ્કારનો એક જુદો પાઠ કરીશું.

૫. ધર્મસૂત્રોમાંથી આગળ જતાં વિશાળ સ્મૃતિઓ રચાઈ. સ્મૃતિઓ ઘણી છે, પણ તે સર્વમાં મનુ–યાજ્ઞવલ્કય–અને પરાશરની સ્મૃતિઓ મુખ્ય અને વિશેષ જાણીતી છે. એમાં વર્ણવેલા ચાર વર્ણ અને ચાર આશ્રમના ધર્મો બહુ જાણવા જોગ હોવાથી એ વિષે જુદા પાઠમાં બોલવામાં આવશે.

૬. આ ત્રણ જાતનાં સૂત્રો ઉપરાંત, દર્શનસૂત્ર પણ ગણાવવાં જોઇએ. પણ તે 'કલ્પસૂત્ર'ના પેટામાં આવતાં નથી તેથી જુદાં ગણાવવાં પડે છે. 'દર્શનસૂત્ર' એટલે આ વિશ્વમાં રહેલી સત્યવસ્તુ-(તત્ત્વ)નો સાક્ષાત્કાર કરવા માટે જેમાં માર્ગ બતાવ્યો છે એવાં સૂત્ર. આ જાતનાં સૂત્રમાં સાંખ્યસૂત્ર, યોગસૂત્ર, વેદાન્તસૂત્ર વગેરે આવે છે. એ વિષે ઘણું જાણવા જેવું હોવાથી એનો પણ આગળ જતાં એક જુદો પાઠ કરીશું.

---

૧. 'શ્રુતિ' અને 'સ્મૃતિ' એમ કહેવામાં આવે છે ત્યાં 'સ્મૃતિ' શબ્દના અર્થમાં સંસ્કૃત કાળનાં પ્રમાણ મનાતાં સઘળાં પ્રાચીન પુસ્તકો આવી જાય છે. પણ આ સ્થળે 'સ્મૃતિ' શબ્દનો સાંકડો અર્થ પૂર્વોક્ત ધર્મસૂત્રમાંથી વિસ્તાર કરીને રચેલાં પુસ્તકો એવો થાય છે.

૨. ગૃહ્યસૂત્રમાં ઘરસંસારનાં કર્મો( ધાર્મિક )નું વર્ણન છે, અને ધર્મસૂત્રમાં જનસમાજને ધારણ કરી રહેનાર વર્ણાશ્રમ ધર્મોનું વર્ણન છે; પણ આ તેઓનો માત્ર સ્થૂલ ભેદ જ સમજવો. ખરૂં જોતાં, જનસમાજમાં મનુષ્યોને ઘરસંસાર વિના ચાલતું નથી, તેથી ગૃહ્યસૂત્રનો વિષય ધર્મસૂત્રના વિષયમાં ભળેલો છે. અને સ્મૃતિમાં એ બંને વિષય એકઠા આવે છે.

---

૧૬.

# શિતારા.

" તેથી, હવે, ધર્મ " = તેથી, હવે, યજ્ઞકર્મમાં કોનો અધિકાર છે એ વિષે કહેવામાં આવશે.

" કર્મ ફળવાળાં "=યજ્ઞમાં કર્મો ફળવાળાં હોય છે; જેમકે, સ્વર્ગ, વિત્ત ( ધન ) વગેરે.

" વગર વિશેષે સર્વને " = એમ કહેવામાં આવે કે—યજ્ઞનાં કર્મોનો સર્વ પ્રાણીમાત્રને ( દેવસહિતને ) સરખી રીતે અધિકાર છે, કારણ કે સર્વ ( ઉપર કહેલાં ) કર્મનાં ફળ ઇચ્છે છે.

" પણ મનુષ્યોને જ, સામર્થ્ય થકી. "=આનો ઉત્તર કે—મનુષ્યને જ યજ્ઞનાં કર્મોનો અધિકાર છે, કારણ કે એ કરવાનું સામર્થ્ય એનું જ છે.

" અપંગ, મૂર્ખ, શૂદ્ર વગર."=મનુષ્યને અધિકાર છે એમ કહ્યું, પણ તેમાં આટલા અપવાદ સમજવાઃ આંધળા લૂલા વગેરે અપંગ મનુષ્યો; જેઓ દ્વિજ હોઇને પણ વેદ જાણતા નથી તેવા; તથા શૂદ્ર.

" બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને, શ્રુતિ થકી. " = બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને જ અધિકાર છે, શૂદ્રને નથી–એમ શ્રુતિ થકી જણાય છે.

" સ્ત્રીને પણ, ફેર ન હોવાથી. " = સ્ત્રીને પણ યજ્ઞનો અધિકાર છે, કારણ કે એનામાં અને એના પતિમાં ભેદ નથી. .

[कात्यायन-श्रौतसूत्र.]

* * *

( સાત પ્રકારના ) પાકયજ્ઞ; ( સાત પ્રકારના) હવિર્યજ્ઞ; ( સાત પ્રકારના ) સોમયજ્ઞ—એકવીસ જાતના યજ્ઞ કહ્યા છે.

યજ્ઞકર્મને અન્તે બ્રાહ્મણોને ભોજન કરાવવું· સ્વર, આકૃતિ, વય, વિદ્યા, શીલ અને આચાર—એ ગુણવાળા બ્રાહ્મણોને નોતરવા. પણ વિદ્યા સર્વ ગુણો કરતાં વધે છે. વિદ્યાવાનને ભૂલવો નહિ. દેવવિદ્યા, '

આત્મવિદ્યા, અને યજ્ઞવિદ્યા—જે મન્ત્ર અને બ્રાહ્મણમાંથી મળે છે-એ વિદ્યા કહેવાય છે.

પ્રાતઃકાળમાં જ્યારે સૂર્ય મ્હોટાં વૃક્ષ ઉપર પ્રકાશે છે—એ સર્વ જાતના યજ્ઞો માટે ઉત્તમ કાળ છે.... .

સાંઝે અગ્નિને આહુતિ આપે છે; સવારમાં સૂર્યને; બંને પછી, વગર બોલ્યે પ્રજાપતિને.

[ शाङ्खायन-गृह्यसूत्र. ]

* * *

હવે, ત્યારે, પંચ યજ્ઞઃ (૧) દેવયજ્ઞ, (૨) ભૂતયજ્ઞ, (૩) પિતૃયજ્ઞ, (૪) બ્રહ્મયજ્ઞ, અને (૫) મનુષ્યયજ્ઞ. અગ્નિમાં (દશ આહુતિઓનો) હોમ કરે છે તે 'દેવયજ્ઞ.' (દિગ્દેવતાને તથા કીટ-પક્ષી વગેરે પ્રાણીને, તથા ચાંડાલ વગેરેને ધાન્યનો) બલિ આપે છે તે 'ભૂતયજ્ઞ.' પિતૃઓને આપે છે તે 'પિતૃયજ્ઞ.' સ્વાધ્યાય (પોતાને ભણવાનો વેદ વગેરે વિદ્યા) ભણે છે તે 'બ્રહ્મયજ્ઞ.' અને મનુષ્યને (અતિથિ વગેરેને) આપે છે તે 'મનુષ્યયજ્ઞ.' આ યજ્ઞો પ્રતિદિન કરવા

[ आश्वलायन-गृह्यसूत्र. ]

---

૧. અપંગ, મૂર્ખ, અને શૂદ્રને અધિકાર નથી, કારણ કે એ બિચારાઓ ઉપર—અશક્તિ અને અજ્ઞાનને લીધે—ફરજ નાંખી શકાતી નથી.

૨. યજ્ઞમાં કેવા બ્રાહ્મણો જોઇએ એ જુવો

૩. બ્રાહ્મણોની વિદ્યાના ત્રણ પ્રકાર પડ્યા છે, અને એ ભક્તિ જ્ઞાન અને કર્મ-એ ત્રણ સાથે ક્રમવાર સંબન્ધ રાખે છે.

૪. અગ્નિ અને સૂર્યની પાછળ પ્રજાપતિ છે એટલે કે પરમાત્માનાં રૂપની પાછળ અવર્ણ્ય એવો પરમાત્મા પોતે છે.

૫. પાંચ યજ્ઞની સાથે, પૂર્વે 'બ્રાહ્મણ'ના ઊતારામાં કહેલાં પાંચ ઋણ સંભારવાં દેવ પ્રત્યે, પૂર્વજો પ્રત્યે, વિદ્યા પ્રત્યે, મનુષ્યભાઇઓ પ્રત્યે, અને પ્રાણીમાત્ર પ્રત્યે મનુષ્યની સઘળી ફરજો આ પાંચ યજ્ઞમાં સમાઇ જાય છે એ સમજાવવું.

૧૭.

# સંસ્કાર.

૧. ઉપર કહેલાં ગૃહ્યસૂત્રનો મુખ્ય વિષય સંસ્કાર છે. 'સંસ્કાર' એટલે સારો કરવાની ક્રિયા. મનુષ્યને જંગલી દશામાં ન રાખતાં, એને સારો કરવા માટે જે જે યત્નો કરવામાં આવે તે 'સંસ્કાર' કહેવાય. પણ એ શબ્દનો વિશેષ અર્થ મનુષ્યને પવિત્ર બનાવવાની ધાર્મિક ક્રિયા એવો થાય છે.

૨. હિન્દુ ધર્મશાસ્ત્રમાં, બાળક માતાના ગર્ભમાં હોય ત્યાંથી માંડી એના ઉપર અમુક અમુક સંસ્કારો કરવાની આજ્ઞા છે. એ સંસ્કારોની સંખ્યા બાર, સોળ, ચાળીસ ઇત્યાદિ જુદી જુદી અપાય છે; અને કોઇ કોઇ સંસ્કારમાં ફેર પણ જોવામાં આવે છે. મુખ્ય સંસ્કાર નીચે પ્રમાણે છેઃ—

(૧) ગર્ભાધાન.
(૨) પુંસવન. } ગર્ભાવસ્થાના સમયમાં.
(૩) સીમન્તોન્નયન.

(૪) જાતકર્મ—જન્મ સમયે.

(૫) નામકરણ—નામ પાડવું તે. દશમે દિવસે માતા નાહી ઊઠે ત્યારે, પિતા-માતાએ પુત્રનું નામ પાડવું.

(૬) નિષ્ક્રમણ—બહાર નીકળવું. ચોથે મહિને બાળકને બહાર કાઢી સૂર્યદર્શન કરાવવું.

(૭) અન્નપ્રાશન—અન્નભોજન. છઠ્ઠે મહિને બાળકને મધ ઘી અને ભાત એકઠાં કરી ખવડાવવાં.

(૮) ચૌડ—ત્રીજે વર્ષે, (શુચ્છા રાખીને) વાળ ઊતરાવવા.

(૯) ગોદાન—દાઢી-ગુચ્છા સહિત બધા વાળ લેવડાવવા.

(૧૦) ઉપનયન—યજ્ઞોપવીત આપવું, અને બાળકને ગુરુને ત્યાં વિદ્યા ભણવા મોકલવો.

(૧૧) સમાવર્તન—વિદ્યા ભણી ઘેર આવવું.

(૧૨) વિવાહ—પરણવું.

ઉપર સંસ્કાર ગણાવ્યા, તેમાં 'ગોદાન'ને કેટલીકવાર 'કેશાન્ત' કહેવામાં આવે છે. કેટલાક એને ઠેકાણે 'કર્ણવેધ'(કાન વીંધવા)નો સંસ્કાર મૂકે છે. 'ઉપનયન'નું બીજું નામ 'વ્રતાદેશ' છે. 'વ્રતાદેશ' એટલે બ્રહ્મચર્યનાં વ્રત પાળવાની આજ્ઞા કરવી. તે પછી કેટલાક, ઉપનયન પછી 'વેદારંભ', સમાવર્તન પછી 'સ્નાન' (ભણી આવ્યા પછી કરવાનો વિધિ) વિવાહ પછી 'અગ્નિપરિગ્રહ' (ગૃહસ્થાશ્રમના ચિહ્નરૂપે ઘરમાં અગ્નિ સ્થાપવો), અને છેવટે 'અન્ત્યેષ્ટિ' નામનો મરણસમયનો સંસ્કાર—એમ ચાર બીજા સંસ્કાર ઊમેરી સોળ સંસ્કાર કરે છે.

૩. ઉપલા સંસ્કારોમાં (૧) 'ઉપનયન,' અને એને અંગે રહેલાં બ્રહ્મચર્ય તથા વિદ્યાભ્યાસ, અને (૨) 'વિવાહ,' અને એની જોડે જોડાએલો 'અગ્નિપરિગ્રહ'—એ બે સૌથી વિશેષ મહત્ત્વના છે. 'ઉપનયન' વડે મનુષ્યના ચારિત્ર અને જ્ઞાનનો પાયો નંખાય છે, તેથી એને દ્વિજત્વનો સંસ્કાર કહે છે. 'દ્વિજ' એટલે બીજીવાર જન્મેલો—પહેલીવાર માતાને પેટે જન્મેલો તે બીજીવાર આ સંસ્કારથી ખરો મનુષ્યજન્મ ધારણ કરે છે. પછી 'અગ્નિપરિગ્રહ' કરવામાં આવે છે એનું તાત્પર્ય એવું છે કે—ઘરમાં અગ્નિરૂપે પરમાત્મા નિત્ય વાસો કરે છે એમ સમજી પતિપત્નીએ એકઠા રહી ગૃહસ્થાશ્રમ ચલાવવો, અને એના ધર્મ પાળવા.

૪. આ સંસ્કારની યોજના જોતાં જણાશે કે હિન્દુ ધર્મશાસ્ત્રકારોએ મનુષ્યના આખા જીવનને ગર્ભથી માંડી મરણ પર્યન્ત ધાર્મિક બુદ્ધિથી ભરી નાંખ્યું છે. એથી મનુષ્યને પોતાના જીવનની જવાબદારી સમજાય, અને મનુષ્યજીવન એ પવિત્ર વસ્તુ છે એમ ભાન થાય એમ તેઓ ઇચ્છે છે.

૧૮.

# ઉતારા.

ગર્ભાધાન, પુંસવન, સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, અન્નપ્રાશન, ચૌલ, અને ઉપનયન; (૮)
ચાર વેદવ્રત; (+ ૪)
સ્નાન(સમાવર્તન), અને સહધર્મચારિણીસંયોગ ( વિવાહ ); (+૨)
દેવ-પિતૃ-મનુષ્ય-ભૂત-અને બ્રહ્મ-યજ્ઞ-એ પાંચ યજ્ઞ; (+૫)
....સાત પાકયજ્ઞ; (+૭)
....સાત હવિર્યજ્ઞ; (+૭)
....સાત સોમયજ્ઞ; (+૭)

આ ચાળીસ સંસ્કાર.

આઠ આત્મગુણ—સર્વ ભૂત માત્ર પ્રત્યે દયા, ક્ષમા, અનસૂયા ( કોઇની અદેખાઇ કે નિન્દા કરવી નહિ ), શૌચ ( પવિત્રતા ), અનાયાસ ( આત્માને ક્લેશ ન થવા દેવો. ), મંગળ (શુભ વૃત્તિ), અકાર્પણ્ય ( દીનતા ન કરવી ) અને અસ્પૃહા ( લોભ ન કરવો. ) જેને આ ચાળીસ સંસ્કાર થએલા નથી, તથા આઠ આત્મગુણો નથી, એ બ્રહ્મનું સાયુજ્ય કે સાલોકય પ્રાપ્ત કરતો નથી. પણ જેનામાં આ સંસ્કારમાંનો એક પણ છે, અને આઠ આત્મગુણો છે, તે બ્રહ્મનું સાયુજ્ય અને સાલોકય પામે છે.

( गौतम-धर्मसूत्र. )

* * *

ઉપનયન—ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણનું ઉપનયન કરવું. મૃગચર્મ ઓરાઢીને. અથવા, ગર્ભ પછી દશમે વર્ષે ગર્ભથી અગીઆરમે વર્ષે ક્ષત્રિયનું, કાળિયાર મૃગનું ચર્મ ઓનાઢીને. ગર્ભથી બારમે વર્ષે વૈશ્યનું, ગાયનું ચર્મ ઓરાઢીને. સોળમા વર્ષ સુધી બ્રાહ્મણને માટે (ઉપનયનનો), કાળ જતો રહેતો નથી. બાવીસ સુધી ક્ષત્રિય માટે; ચોવીસ સુધી

વૈશ્ય માટે. એ કાળ પછી એ 'પતિતસાવિત્રીક' (ગાયત્રીનો અધિકાર જેનો ગયો છે તેવો) થાય છે.

(ગુરુ, શિષ્યનો હાથ ઝાલીનેઃ—) ભગે તારો હાથ ઝાલ્યો છે, સવિતાએ તારો હાથ ઝાલ્યો છે, પૂષાએ તારો હાથ ઝાલ્યો છે, અર્યમાએ તારો હાથ ઝાલ્યો છે. તું ધર્મ થકી મિત્ર (–દેવ) છે. અગ્નિ તારો આચાર્ય છે, અને હું (તારો આચાર્ય છું), અમે બંને (તારા આચાર્ય છીએ). હે અગ્નિ ! આ બ્રહ્મચારી હું તને સોંપું છું. હે ઇન્દ્ર !........હે સૂર્ય !.......હે વિશ્વેદેવા ! આ બ્રહ્મચારી હું તમને સોંપું છું—આયુષ્ય, પ્રજા, બળ, સમૃદ્ધિ, વિદ્યા, કીર્તિ અને અને કલ્યાણ માટે....

(शा. गृ. सू.)

(ગુરુ, બ્રહ્મચારીના હૃદય ઉપર હાથ મૂકીનેઃ—) મારા વ્રત-(નિયમ)માં હું તારૂં હૃદય મૂકું છું. મારા ચિત્તને તારૂં ચિત્ત અનુસરતું હો. એકમત (એકનિષ્ઠ) થઇ તું મારી વાણીને સેવ. બૃહસ્પતિ તને મારી સાથે જોડો.

(आश्व. गृ. सू.)

મેખલા બાંધી, દંડ આપી, બ્રહ્મચર્યનો ઉપદેશ કરવોઃ "તું બ્રહ્મચારી છે. આચમન કર (દેહશુદ્ધિ માટે;) કર્મ (સન્ધ્યોપાસનાદિ) કર; દિવસે સૂઇશ નહિ; આચાર્યને અધીન રહી, વેદ ભણ."

બાર વર્ષ વેદનું બ્રહ્મચર્ય; અથવા ગ્રહણ થતાં સુધી.

(आश्व. गृ सू.)

---

૧. ઉપનયનની ક્રિયામાંથી ગુરુશિષ્યનો સમ્બન્ધ, તથા વિદ્યા સાથે ધાર્મિકતા જોડવા માટે શાસ્ત્રકારોએ રાખેલી કાળજી—એ એ વિષય ઉપર શિક્ષકે વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવું.

૧૯.

# રામાયણ અને મહાભારત.

૧. સ્મૃતિઓમાં ચાર વર્ણ, ચાર આશ્રમ, વગેરે જે અનેક રસિક અને ઉપયોગી વિષયો આવે છે તે વિષે બોલતાં પહેલાં આ સમયના બે મહાન ગ્રન્થો વિષે થોડુંક કહેવાની જરૂર છે. એ ગ્રન્થો તે **રામાયણ અને મહાભારત.**

૨. અત્યારે જે રૂપનાં અને કદનાં એ પુસ્તકો જોવામાં આવે છે તેવાં તે મૂળથી ન હતાં. પણ એ રચાવાનો આરંભ સૂત્રકાળની શરૂઆતમાંથી જ થઈ ચૂકયો હતો, અને એના અન્તભાગ સુધી-માં તો એ લખાઇ ગયાં હતાં એમ કહીએ તો ચાલે.

૩. આપણે સૂત્રોમાં અને સ્મૃતિઓમાં હિન્દુધર્મના જે આચાર-વિચાર જોઇએ છીએ તે વધારે વિસ્તારથી જાણવા હોય, અને અસલ એ કેવા પળાતા અને ચાલતા એ જોવું હોય, તો આ બે ગ્રન્થો વાંચવા જેવા છે.

૪. સૌને જાણીતું છે કે રામાયણમાં સૂર્યવંશી રામની કથા છે; અને મહાભારતમાં ચન્દ્રવંશી ભરતકુળમાં જન્મેલા પાંડવકૌરવનો ઇ-તિહાસ છે. એ સંબન્ધી વિશેષ વિગત વાંચનમાળા(પુસ્તક ૫)માં આપેલી છે એટલે એ વિષે આ સ્થળે કાંઇ ન કહેતાં, એમાં મુખ્ય ધાર્મિક ઉપદેશ શો રહેલો છે એ જ બતાવીશું.

( ૧. )

રામાયણમાં—ગૃહધર્મ અને રાજધર્મનો ઉત્તમ ઉપદેશ છે. ઘરમાં સૌ કુટુમ્બીઓએ પરસ્પર કેવા સ્નેહથી વર્તવું જોઇએ એ જુદા જુદા દાખલા લઇને બતાવ્યું છે. પિતાના વચન ખાતર પુત્ર રામે વનવાસ સ્વીકાર્યો; પત્નીએ પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું જોઇએ-તેથી સીતાજી રામ સાથે વનવાસમાં ગયાં; ભાઇ લક્ષ્મણે રામના

વનમાં તેમ જ રાવણ સ્હામે યુદ્ધમાં રામની સેવા કરી; બીજા ભાઈ ભરતે, મ્હોટા ભાઇનો હક વિચારી, સ્હામી આવતી લક્ષ્મીને ઠોકર મારી, ન્હાના ભાઇ તરીકે પોતાની ફરજ હતી તે જ બજાવી. રામ અધર્મને ઉત્તેજન આપે છે એવી એક દુષ્ટ પ્રજાજનને શંકા થઇ, એ શંકાને પણ અવકાશ રહેવો ન જોઇએ તેટલા માટે રામે ઉગ્ર રાજધર્મ પાળ્યો, અને સીતાનો ત્યાગ કર્યો. છતાં, પતિ તરીકે એમનો એના ઉપર અવિચળ પ્રેમ હતો એ અશ્વમેધ યજ્ઞ વખતે, ફરી ન પરણતાં, સીતાજીની સોનાની મૂર્તિ પાસે રાખીને પોતે ચલાવી લીધું એટલાથી જણાઈ આવ્યું. રામની પિતૃભક્તિ અને રાજધર્મ, એમનાં કર્તવ્યનિષ્ઠા અને એકપત્નીવ્રત—હિન્દુધર્મના ઇતિહાસમાંથી કદી ભૂલાવાનાં નથી.

( ૨. )

મહાભારત જુદી જ ઢબનો ગ્રન્થ છે. એમાં રામાયણ કરતાં કુટુમ્બ-જાળ વિશેષ છે, અને કુટુમ્બીઓ સ્વાર્થને માટે કેવો અન્યાય કરે છે કલહમાં ઊતરે છે ઇત્યાદિ ઘરસંસારની કાળી બાજુ પૂરેપૂરી બતાવી છે. તે જ સાથે એની ઊજળી બાજુ પણ બતાવવી બાકી રાખી નથી. જુદા જુદા સ્વભાવના ભાઇઓ પણ સંપથી કેવા એકત્ર રહી શકે, અને પાસેનાં બીજાં સગાં સંબન્ધીઓ સાથે કેવો સ્નેહભર્યો સંબન્ધ રાખી શકે, તે પાંડવોના માંહોમાંહેના, અને કૃષ્ણ સાથેના, સંબન્ધમાં બતાવ્યું છે. પણ તે ઉપરાંત, આ ગ્રન્થની મ્હોટી ખૂબી એ છે કે—દરેક મનુષ્યમાં ગુણ અને દોષ કેવા ભળેલા હોય છે, અને તેથી મનુષ્યસ્વભાવના કેવા જુદા જુદા નમૂનાઓ બને છે, એ એમાં બહુ રસિક અને અદ્ભુત રીતે બતાવ્યું છે. અને આખી વાર્તામાંથી એ સાર કાઢી આપ્યો છે કે—"यतो धर्मस्ततो जयः"—"જ્યાં ધર્મ, ત્યાં જ જય."

પણ આ મુખ્ય વાર્તા ઉપરાંત, મહાભારતમાં બીજી અસંખ્ય વાર્તાઓ પ્રસંગે પ્રસંગે આવે છે. યુધિષ્ઠિર વગેરે પાંડવો દેશવટો ભોગવી વનમાં ફરે છે ત્યાં એમને અનેક ઋષિઓ અને જ્ઞાનીઓ

સાથે મેળાપ થાય છે, અને એમને મુખેથી તેઓ અનેક રાજાઓનાં અને સ્ત્રીપુરુષોનાં સુખદુઃખનાં ચરિત્રો સાંભળે છે, અને વિવિધ વિ-ષયો ઉપર ઉપદેશ પામે છે. આ સિવાય મહાભારતમાં બીજે ઘણે પ્રસંગે ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઉપદેશો આવ્યાં કરે છે. શ્રીમદ્ભગ-વદ્ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને જે ઉપદેશ કર્યો છે તે મહાભારતનું પ્રકરણ છે. વળી, ભીષ્મ પિતામહ ઘવાઇને બાણશય્યા ઉપર પડયા પડયા સૌ શ્રોતાજનોને રાજધર્મ-સ્ત્રીધર્મ-મોક્ષધર્મ વગેરે વિષયો ઉપર બહુ અમૂલ્ય ઉપદેશ આપે છે. મહાભારતમાં ધર્મ સંબન્ધી એટલું બધું જ્ઞાન ભર્યું છે કે હિન્દુધર્મનું બીજું કોઈ પુસ્તક વાંચી ન શકે અને મહાભારત વાંચે તો તે બસ થાય. એને વિષે યોગ્ય જ કહેવાયું છે કે—"જે આમાં છે તે જ બીજે છે, અને જે આમાં નથી તે બીજે કોઈ ઠેકાણે નથી."

૨૦.

# ઊતારા.

વીર અને પુરુષત્વનું અભિમાન રાખનાર મનુષ્ય ખરેખર તેવો છે કે કેમ, કુલીન છે કે અકુલીન, પવિત્ર છે કે અપવિત્ર-એ એનું ચારિત્ર જ કહી આપે છે.

(હું પ્રતિજ્ઞા તોડું તો) આ સમસ્ત લોક સ્વચ્છન્દ વૃત્તિથી ચાલે. જેવું રાજાનું વર્તન, તેવું પ્રજાનું વર્તન હોય છે. રાજાનું ચારિત્ર હ-મેશાં સત્ય અને દયા વાળું હોવું જોઇએ. રાજ્યનો આત્મા જ સત્ય છે; સત્ય ઉપર સર્વ જગત્ રહેલું છે. ઋષિઓએ અને દેવોએ સત્યને જ (શ્રેષ્ઠ) માનેલું છે. જે સત્યવાદી હોય છે તે જ આ લોકમાં અક્ષય અને પરમ સ્થાન પામે છે. જૂઠા માણસ પાસેથી માણસો ત્રાસીને જતા રહે છે-સર્પ પાસેથી જતા રહે તેમ. ધર્મમાં સત્ય જ મુખ્ય છે, સત્ય એ સર્વનું મૂળ કહેવાય છે. સત્ય એ જ આ લોકમાં ઇશ્વર છે, સત્યમાં જ હમેશાં ધર્મ આશ્રય કરી રહેલો છે. સર્વ

વસ્તુ સત્યમાંથી નીકળે છે, સત્ય કરતાં કોઇ સ્થાન ઊંચું નથી. દાન યજ્ઞ હોમ તપ વેદ-સર્વ સત્યમાં રહેલાં છે, માટે સત્યપરાયણ થવું.

[ वाल्मीकि-रामायण ]

* * *

આદિત્ય (સૂર્ય) ચન્દ્ર, વાયુ, અગ્નિ, દ્યો, પૃથ્વી, જળ, હૃદય, યમરાજા, દિવસ, રાત, બે સન્ધ્યા (સ્હવાર અને સાંઝ), અને ધર્મ એ મનુષ્યનું વર્તન જાણે છે.

હે ભારત! સર્વ લોકમાં સત્ય તેર પ્રકારનું છે: (૧) સાચું બોલવું; (૨) સમતા રાખવી, (૩) મન દબાવવું, (૪) માત્સર્ય* કરવું નહિ, (૫) ક્ષમા રાખવી, (૬) ખોટું કરતાં શરમાવું, (૭) સુખ દુઃખ સહન કરવાં, (૮) કોઇના દોષ જોવા નહિ, (૯) (ધન સુખ વગેરેનો અન્યને માટે) ત્યાગ કરવો, (૧૦) શુભચિન્તન (ધ્યાન) કરવું, (૧૧) આર્યતા રાખવી, (૧૨) ધૃતિ (ધૈર્ય--દૃઢતા) ધરવી, (૧૩) નિત્ય દયા રાખવી અને (૧૪) હિંસા કરવી નહિ—એ તેર,+ હે ! રાજન્, સત્યના આકાર છે.

કાંઇ પણ ઢોંગ કર્યા સિવાય કે સ્વાર્થની દરકાર કર્યા સિવાય—પ્રાણી માત્રનું જેમ બને તેમ (પ્રયત્ન કરીને) શુભ કરવુ એનું નામ આર્યતા.

માણસ જે કર્મ અન્ય તરફથી પોતા તરફ થતું ન ઇચ્છે, તે કર્મ પોતાને ગમતું નથી એ જાણી—તેણે અન્ય પ્રત્યે કરવુ નહિ.

હે જાજલિ! જે નિત્ય સર્વનો સુહૃદ્ (મિત્ર) છે, અને જે મન વાણી અને કર્મ ત્રણે કરીને સર્વના હિતમાં આનન્દથી ગચી રહ્યો છે—એ જ ધર્મને ઓળખે છે.

* * *

---

* સામાન્ય અર્થ ઇર્ષ્યા થાય છે. મહાભારતમાં 'દાન અને ધર્મમાં સંયમ' એવો અર્થ કર્યો છે.

+ કુલ ચૌદ થાય—તે સત્ય (સાચુ બોલવુ) મળીને, અથવા (૧૩) અને (૧૪) ...

જે કોઇ ન્યાયને અનુસરતો આચાર, તે સર્વ શાસ્ત્ર-એમ શ્રુતિ કહે છે.

જે ન્યાયને અનુસરતું નહિ, તે શાસ્ત્ર પણ નહિ-એમ શ્રુતિ સંભળાય છે.

[ महाभारत ]

---

૨૧.

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

૧. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા એ મહાભારતના મહાભંડારમાં રહેલું એક અમૂલ્ય રત્ન છે. જગતના ધાર્મિક સાહિત્યમાં એની બરાબરી કરી શકે એવો એક પણ ગ્રન્થ નથી એમ હિન્દુઓ અભિમાન રાખે તો તેમાં આશ્ચર્ય જેવું નથી.

૨. એનો પ્રસંગ આવો છેઃ પાંડવો તરફથી શ્રીકૃષ્ણ દુર્યોધન પાસે વિષ્ટિ કરવા ગયા અને કહ્યું કે પાંડવોને થોડાં ગામ આપો તો બસ છે. છતાં દુર્યોધને માન્યું નહિ અને એક તસુ જમીન પણ આપવાની ના કહી. આખરે યુદ્ધ માંડયા વિના ચાલ્યું નહિ. યુદ્ધમાં પાંડવ-કૌરવનાં સૈન્ય સામસામાં ગોઠવાયાં છે તે વખતે અર્જુનના સ્નેહાળ અને ઉચ્ચ હૃદયને પોતાનાં સગાં વહાલાં અને વડીલો સામે શસ્ત્ર ઉપાડતાં આંચકો આવે છે. એનો હાથ ધ્રૂજે છે, હાથમાંથી ગાંડીવ ધનુષ્ય પડી જાય છે, આખું શરીર પરસેવાથી છવાઇ જાય છે, અને શું કરવું તે સૂઝતું નથી. અર્જુન મૂંઝાઇને, એના સારથિ બનેલા શ્રીકૃષ્ણ ભગવાનને શિષ્ય બનીને પૂછે છે કે મારે શું કરવું ? તે વખતે કૃષ્ણ એને ઉપદેશ આપે છે. અર્જુન અને કૃષ્ણનો આ સંવાદ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાને નામે ઓળખાય છે.

૩. આ ગ્રન્થમાં ઊંડું તત્ત્વજ્ઞાન બહુ ભર્યું છે, પણ તે સાથે સહેલાઇથી ગ્રહણ થઇ શકે એવો પણ કેટલોક ઉપદેશ છે. એ ઉપદેશમાંની નીચે બતાવેલી ચાર સાદી વાતો સમજવી કઠણ નહિ પડેઃ—

(૧.) મનુષ્યની સ્થિતિ પ્રમાણે પ્રભુએ એનાં જે જે કર્તવ્ય ઠરાવ્યાં હોય તે હમેશાં કર્યા કરવાં;

(૨.) એમાં ફળની ઇચ્છા રાખવી નહિ;

(૩.) ફળ પ્રભુને સમર્પી દેવાં, અર્થાત્ જે કર્મ કરવાં તે પ્રભુપ્રીત્યર્થે જ કરવાં; અને

(૪.) નિત્ય નિરન્તર પ્રભુને જ શરણે રહેવું.

---

૨૨.

# ઊતારા.

૧. હે મધુસૂદન ! આ લોકો મને મારે તો પણ હું એમને મારવા ઇચ્છતો નથી. ત્રૈલોકયના રાજ્ય માટે નહિ, તો પૃથ્વી માટે તો શું જ ?

* * *

૨. જેમ માણસ જીર્ણ ( જૂનાં ) લુગડાં કાઢી નાંખી નવાં પહેરે છે, તેમ આ દેહી ( જીવાત્મા ) જીર્ણ શરીરો ત્યજી નવાં ગ્રહણ કરે છે. એને શસ્ત્રો કાપતાં નથી, અગ્નિ બાળતો નથી, જળ પલાળતું નથી, અને વાયુ સૂકવતો નથી.

* * *

૩. પૃથ્વી–જળ–તેજ–વાયુ–આકાશ–મન–બુદ્ધિ અને અહંકાર, એમ મારી પ્રકૃતિ આઠ પ્રકારે વ્હેંચાએલી છે. એ મારી અપરા પ્રકૃતિ છે. મારી પરા પ્રકૃતિ તે જીવરૂપ બનેલી જાણજે; જે વડે, હે મહાબાહુ ! આ જગતનું ધારણ થાય છે.

* * *

જે જે વિભૂતિવાળું, શ્રી( લક્ષ્મી )વાળું અને ઊર્જસ્વી (પ્રબળ) સત્ત્વ છે તે તે મારા તેજના અંશમાંથી જ ઉત્પન્ન થએલું તું જાણ. અથવા હે અર્જુન ! આ બહુ જાણીને શું ? આ આખું જગત્ હું મારા એક જ અંશથી વ્યાપીને રહ્યો છું. (એટલામાં બધું સમજી જા.)

હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ ( ક્ષય ) થાય છે અને અધર્મનો ઊઠાવો થાય છે, ત્યારે હું મને પોતાને પ્રકટ કરૂં છું સત્પુરુષોના રક્ષણ અર્થે, અને દુષ્ટોના વિનાશ અર્થે, તથા ધર્મને બરાબર સ્થાપવા અર્થે, હું યુગે યુગે જન્મ લઉં છું.

* * *

૪. કર્મ ઉપર જ તારો અધિકાર છે;. ફળ ઉપર કદી નહિ.

આત્માનો નાશ કરનારૂં આ નરકનું દ્વાર ત્રણ જાતનું છેઃ કામ ક્રોધ અને લોભ. માટે આ ત્રણને ત્યજવાં.

આ લોકમાં બે જાતની પ્રાણીઓની સૃષ્ટિ છેઃ દૈવી અને આસુરી. દૈવી સંપત્ એ મોક્ષ ઊપજાવે છે, અને આસુરી એ બન્ધ ઊપજાવે છે. હે ભારત ! તું શોક ન કરીશ. દૈવી સંપતને માટે તું જન્મેલો છે.

* * *

૫. કેટલાક દ્રવ્યયજ્ઞી (દ્રવ્યવડે પરમાત્માનું યજન કરનારા) છે. કેટલાક તપોયજ્ઞી છે, કેટલાક યોગયજ્ઞી છે, અને કેટલાક પવિત્ર જીવન ગાળનારા યતિઓ શાસ્ત્રના અભ્યાસરૂપી અને જ્ઞાનરૂપી યજ્ઞ કરે છે.

દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ વધારે સારો છે.

વિદ્યા-વિનય-સંપન્ન એવા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને ચાંડાળમાં પંડિતો સમાન દૃષ્ટિથી જુવે છે.

* * *

૬. હે અર્જુન ! હું ન વેદવડે, ન તપશ્ચર્યાથી, ન દાનથી, ન યજ્ઞથી, એવો જોઈ શકાઉં છું, જેવો તેં મને જોયો છે. હે પરંતપ ! અનન્ય ભક્તિથી જ હું એ પ્રકારનો જાણી શકાઉં છું, અંદર પ્રવેશી શકાઉં છું. મારાં જ કર્મ કરતો, મને જ પરમ વસ્તુ માનતો, મને જ

ભજતો, સંગરહિત, અને સર્વ પ્રાણી માત્રમાં વૈરરહિત-એવો જે, તે, હે પાંડવ !, મને પામે છે.

પત્ર, પુષ્પ, ફળ, જળ જે કાંઇ મને ભક્તિથી આપે છે તે સાધુ પુરુષનું ભક્તિથી આપેલું હું આરોગું છું.

* * *

૭. હે અર્જુન ! ઇશ્વર સર્વ ભૂતોના હૃદયપ્રદેશમાં રહે છે, પોતાની માયાવડે સર્વ ભૂતોને યન્ત્ર ઉપર ચઢાવેલા પદાર્થોની માફક ચલાવે છે. હે ભારત ! એને જ તું સર્વભાવથી શરણે જા. એના પ્રસાદથી પરમ શાન્તિ અને નિત્ય પદ તું પ્રાપ્ત કરીશ.

મારામાં મનવાળો થા; મને ભજ; મારૂં યજન કર, મને નમસ્કાર કર. મત્પરાયણ (હું જ જેનું પરમ ગન્તવ્યસ્થાન છું એવો) થઇ; આ રીતે તું મારામાં તારો આત્મા જોડીશ, તો તું મને પામીશ.

---

૧. જે અર્જુન જેવો ઉદાર દયાળુ અને ધર્મ ખાતર ત્રૈલોક્યના રાજ્યની પણ દરકાર ન કરે એવો હોય તે જ પરમાત્માને પામી શકે.
૨. આત્મા નિત્ય છે, અને દેહથી ભિન્ન છે.
૩. પૃથ્વી વગેરે પચ મહાભૂતોની જડ સૃષ્ટિ અને જીવાત્મા પરમાત્માનાં જ રૂપો છે. તેમાં જીવાત્મા ચઢે. (મન બુદ્ધિ અહંકાર છોકરાઓ ન સમજે તો હરકત નહિ.) પરમાત્માને વિભૂતિઓમાં જોતાં શીખવું. એ પરમાત્મા સત્પુરુષોનું રક્ષણ કરી અને દુષ્ટોનો વિનાશ કરીને જગતને ધર્મના માર્ગમાં ચલાવે છે.
૪. કર્તવ્ય (ફરજ) સમજીને પ્રભુ ખાતર જ સ્વકર્તવ્યો કરવાં—એ કર્મયોગ. મનુષ્યનો ઉચ્ચ અધિકાર—દૈવીસંપત્ માટે જ એ જન્મ્યો છે એ વાત—વિદ્યાર્થીના મનમાં ઠસાવવી. અને તે માટે કામ ક્રોધાદિક વૃત્તિઓનો જય કરવાની જરૂર છે એ બતાવવું.
૫. જ્ઞાનયજ્ઞ—જ્ઞાનયોગ—નો મહિમા બતાવવો, તથા એમાં આવતી સમતાના દૃષ્ટિ વિષે વિવેચન કરવું.
૬. ભક્તિયોગનું સ્વરૂપ, અને એની સરળતા તથા ઉત્તમતા બતાવવાં.
૭. છેવટે—પ્રભુને શરણે જવા રૂપી પ્રપત્તિયોગ સમજાવવો.

૨૩.

# ચાર વર્ણો.

૧. દરેક જનસમાજ જેમ જેમ જંગલી દશામાંથી સુધરેલી દશામાં આવતો જાય, અને સુધારામાં આગળ પગલાં ભરતો જાય, તેમ તેમ એના ધન્ધાઓની તરેહમાં વધારો થતો જાય. પણ સાધારણ રીતે એ બધા ધન્ધાના ચાર વર્ગ પાડી હિન્દુ ધર્મના શાસ્ત્રકારોએ સમાજના ચાર વર્ણ બાંધ્યા છેઃ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર.

૨. 'વર્ણ' એટલે રંગ, ધન્ધાનો રંગ. ધન્ધાના રંગ પ્રમાણે ચાર વર્ણ શી રીતે પડયા એ બતાવીએઃ વિદ્યા ભણવી અને ભણાવવી, ધર્મ પાળવો અને ઉપદેશવો—એ બ્રાહ્મણનો ધંધો થયો. પણ દુનીઆ હમેશાં સીધે-સત્ય અને ધર્મને-માર્ગે જ ચાલતી નથી. જનસમાજમાં અનેક દુષ્ટ જનો ચોરી લૂટ વગેરે અધર્મના માર્ગનું સેવન કરે છે, અને એક રાજ્ય બીજા રાજ્ય ઉપર હલ્લો કરી એક બીજાનું દ્રવ્ય ભૂમિ વગેરે પડાવી લેવા યત્ન કરે છે. જનસમાજના આ અન્તર્ અને બહારના દુશ્મનોને નુકસાન કરતા અટકાવવા માટે, તથા પ્રજાને સુખ અને કલ્યાણને માર્ગે ચઢાવવા માટે, રાજ્યની જરૂર છે. આ યુદ્ધ અને પ્રજારક્ષણનો ધન્ધો ક્ષત્રિયોનો છે. પરંતુ આ કાર્ય કાંઇ દ્રવ્ય વિના થઇ શકતું નથી. પ્રજાના રક્ષણ માટે, અને દુશ્મનો સાથે લઢવા માટે, તેમ જ આખા જનસમાજના સામાન્ય સુખ માટે, પગલે પગલે દ્રવ્યની જરૂર પડેછે. તે ઉત્પન્ન કરવાનું કામ વૈશ્યોનું છે. વૈશ્યો ખેતી વગેરે ધન્ધાઓ કરીને, તથા પરદેશ સાથે વેપાર ચલાવીને, દ્રવ્ય પેદા કરે છે. એ વડે તેઓ જાતે સુખ ભોગવે છે, રાજાને કર આપી રાજ્ય ચલાવવામાં મદદ કરે છે, તથા કલ્યાણકારક દાન કરી જનસમાજનાં સુખમાં વધારો કરે છે. પણ ખેતી વેપાર વગેરે ધંધામાં કોઇક બુદ્ધિ વાપરે, તો કોઇકે શારીરિક શ્રમ (મજૂરી) પણ કરવો જોઇએ. આ શારીરિક શ્રમ કરનાર વર્ગ તે શૂદ્ર.

૩. ઋગ્વેદસંહિતામાં આ ચાર વર્ણ પડી ચૂકયા છેઃ જનસમાજમાં એ એની મેળે પડે છે જ. તેથી એ ગ્રન્થના પુરુષસૂક્તમાં બતાવ્યું છે તે એ કે—આ ચાર વર્ણ જે જનસમાજમાં પડેલા છે તે એક મહાપુરુષ( જનસમાજ )નાં જ અવયવો છે, સૌ મળી એક શરીર બને છે. બ્રાહ્મણ એનું મુખ છે, ક્ષત્રિય તે બાહુ, વૈશ્ય તે ઊરુ, અને શૂદ્ર એ પગ છે. એ એમનાં કાર્ય પ્રમાણે સમજવું. કોઇને ઉચ્ચ–નીચ માની અભિમાન કે તિરસ્કાર કરવો નહિ—આખું શરીર જેમ પગ ઉપર ઊભું રહે છે, મુખ બાહુ અને ઊરુ પણ પગને આધારે જ રહેલાં છે, તેમ આખો જનસમાજ શૂદ્ર ઉપર ટકી રહ્યો છે એમ કહેવામાં હરકત નથી.

૪. પ્રાચીનકાળમાં ગુણને બહુ મહત્ત્વ અપાતું. વિશ્વામિત્ર ક્ષત્રિય છતાં તપવડે બ્રાહ્મણ થયા. કવષ ઐલૂષની ધાર્મિકતા જોઇ બ્રાહ્મણોએ એને માન આપ્યું—અને એવા બીજા અનેક દાખલાઓ બ્રાહ્મણ–ઉપનિષદ્–મહાભારત વગેરે ગ્રન્થોમાં જોવામાં આવે છે. જ્યાં સુધી, જન્મ પ્રમાણે વર્ણ પાડયા છતાં પણ ગુણ ઉપર ધ્યાન અપાતું, ત્યાં સુધી સઘળું ઠીક ચાલ્યું. પણ જતે દહાડે પ્રજામાંથી વિદ્યા લોપ પામતી ગઇ, તેનું પરિણામ એ આવ્યું કે–બ્રાહ્મણો દરિદ્ર અને ભીખારી થવા લાગ્યા; ક્ષત્રિયો લૂટફાટીઆ થયા અને એક બીજાનાં રાજ્ય પડાવી લેવામાં પોતાના બળનો ઉપયોગ કરવા લાગ્યા, વૈશ્યો લોભી બ્હીકણ અને નિર્બળ થયા; અને શૂદ્રો તો છેક પશુ જેવા જ બની રહ્યા !

૫. વળી ચાર વર્ણની ચોર્યાશી–બલ્કે અસંખ્ય—નાતો પડી ગઇ. તેનું એક કારણ વૈશ્યોના વિવિધ ધન્ધાઓનાં જુદાં જુદાં મહાજનો બંધાયાં એ; બીજું કારણ, રાજકીય અંધાધુંધીને લીધે દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં જે વસ્તી ગઇ તેણે પોતપોતાનાં મૂળ વતન પ્રમાણે જુદાં જુદાં ટોળાં બાંધ્યાં; અને તેમાં વળી સારા ખોટા રિવાજના ભેદથી, પરસ્પરના ઝઘડાથી વગેરે અનેક કારણોથી તડ પડતાં ચાલ્યાં ! પણ મૂળ હિન્દુધર્મશાસ્ત્ર,

**પ્રમાણે તો જનસમાજના માત્ર ચાર વર્ણો જ છે. તે પણ એમના ગુણ અને કર્મ પ્રમાણે પડેલા છે, અને સો—ઉપર કહ્યું તેમ—એક મહાપુરુષ( જનસમાજ )નાં જ અંગો છે.**

---

૧. ચાલુ હિન્દુધર્મમાં વર્ણનો અને નાતજાતનો પ્રશ્ન મહત્ત્વનો હોવાથી તે અત્રે જરા વિગતવાર ચર્ચ્યો છે.

૨. વર્ણો કેવી રીતે ઉત્પન્ન થયા—એ ઉત્પન્ન થવાનું કારણ શું, પૂર્વે વર્ણ-વ્યવસ્થા કેવા પ્રકારની હતી, અને જતે દહાડે એની શી સ્થિતિ થઈ, અને તેમ થવાનું કારણ શું-ઇત્યાદિ બાબતો આ પાઠમાંથી સમજાવવી.

૩. પુરુષસૂક્તમાં ચાર વર્ણોનો ઉલ્લેખ છે તેનું ખરું તાત્પર્ય અનેકતા ઉપર નહિ પણ એકતા ઉપર ભાર મૂકવાનું છે એ ખાસ કરીને બતાવવું.

---

૨૪.

# ઊતારા.

આ સર્વ સૃષ્ટિના રક્ષણઅર્થે, એ મહાપ્રકાશવાન બ્રહ્મા(પરમાત્મા)એ મુખ, બાહુ, ઊરુ અને પાદ એ ચારમાંથી ઉત્પન્ન થએલા ચાર વર્ણોના જુદાં જુદાં કર્મો ઠરાવ્યાંઃ

( ૧ ) વિદ્યા ભણવી અને ભણાવવી, યજ્ઞ કરવો અને કરાવવો, દાન લેવું અને આપવું—એ છ કર્મો બ્રાહ્મણોનાં કર્યાં.

( ૨ ) પ્રજાનું રક્ષણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવો, વિદ્યા ભણવી, અને વિષયમાં આસક્ત ન થવું—એ ટૂંકામાં ક્ષત્રિયનાં કર્મ છે.

( ૩ ) પશુઓનું રક્ષણ કરવું ( ઢોર પાળવાં અને ઊછેરવાં), દાન

) કરવું, યજ્ઞ કરવો, વિદ્યા ભણવી, વાણિજ્યના માર્ગ (જળ-સ્થળના) સેવવા, વ્યાજે નાણાં ફેરવવાં, અને ખેતી કરવી—એ વૈશ્યનાં કર્મ છે.

(૪) પરમાત્માએ શૂદ્ર માટે એક જ કર્મ ઠરાવ્યું છે—તે એ કે આ વર્ણોની, અદેખાઇ કર્યા વગર, સેવા કરવી.

[ मनुस्मृति. ]

* * *

શૂદ્રે દ્વિજની સેવા કરવી. એ સેવા વડે જીવનનિર્વાહ ન થાય તો એણે વણિક્ થવું; અથવા તો વિવિધ પ્રકારના હુન્નરોવડે નિર્વાહ કરવો—દ્વિજ(ઉપલા ત્રણ વર્ણ)નું હિત કરતા રહીને.

[ याज्ञवल्क्य. ]

(ત્રણ) વર્ણોએ શૂદ્રનું અવશ્ય ભરણપોષણ કરવું જોઇએ એમ કહે છે.

[ महाभारत. ]

વિદ્યા, કર્મ, વય, બન્ધુ, અને વિત્ત—વાળા જનોને યથાક્રમ (એક એકની પછી) માન આપવું; અને આ ગુણો શૂદ્રમાં પુષ્કળ હોય તો વૃદ્ધાવસ્થામાં એ પણ માનને લાયક છે.

[ याज्ञवल्क्य. ]

જેવો લાકડાનો હાથી, જેવો ચામડાનો મૃગ (રમકડાં), તેવો વગર વિદ્યાનો બ્રાહ્મણ—આ ત્રણે માત્ર નામના જ સમજવા.

[ मनु. ]

સત્ય, દાન, ક્ષમા, શીલ, આનૃશંસ્ય (મનુષ્ય માત્ર ઉપર પ્રેમ) તપ અને દયા—એ જેનામાં જોવામાં આવે તે બ્રાહ્મણ કહેવાય છે. શૂદ્ર એ શૂદ્ર નથી, અને બ્રાહ્મણ એ બ્રાહ્મણ નથી. જેનામાં આ (બ્રાહ્મણનું) વૃત્ત (શીલ, વર્તન) હોય તે 'બ્રાહ્મણ' છે, અને જેનામાં એ ન હોય તેને શૂદ્ર કહેવો.

[ महाभारत. ]

ક્રોધ ન કરવો, સત્ય બોલવું, અન્યને ભાગ આપવો (સાથે વ્હેંચીને ખાવું, દાન), ક્ષમા રાખવી; પોતાની સ્ત્રીમાં પ્રેમ રાખી સંસાર ચલાવવો, પવિત્ર રહેવું, કોઇનો દ્રોહ ન કરવો, સરળ અને સીધા રહેવું, અને આશ્રિત જનોનું ભરણપોષણ કરવું—એ નવ સર્વ વર્ણોના ધર્મ છે.

[ महाभारत. ]

ધૈર્ય, ક્ષમા, દમ (શરીરકષ્ટ વેઠવું, અને મન દબાવવું) અસ્તેય (ચોરી; કોઇનું ધન વગર હકે ન લેવું), શૌચ (પવિત્રતા, શુદ્ધિ), ઇન્દ્રિયનિગ્રહ (ઇન્દ્રિયોને વશમાં રાખવી), જ્ઞાન, વિદ્યા, સત્ય અને અક્રોધ આ દસ વાનાં ધર્મનું લક્ષણ છે.

[ मनुस्मृति. ]

અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, દાન, દમ, દયા અને ક્ષમા એ સર્વને માટે ધર્મનું સાધન છે.

[ याज्ञवल्क्य. ]

—∞—

૧. ચાર વર્ણોના આ ધર્મ તેમાં વૈશ્ય પર્યન્ત વિદ્યા દાખલ થએલી, એટલે જનસમાજમાં કેળવણી કેટલી બધી પથરાઈ હશે એનું સહજ અનુમાન થઈ શકશે. ક્ષત્રિયો એશઆરામી ન થઇ જાય તે માટે વિષયમાં અનાસક્ત રહેવાનો ઉપદેશ.

૨. શૂદ્રનું—મજૂરવર્ગનું—જીવન કષ્ટમય ન થઈ જાય તે માટે લીધેલી કાળજી, તથા અન્ય વર્ણ ઉપર નાંખેલી ફરજ વગેરે બતાવવું.

૩. બ્રાહ્મણમાં વિદ્યાની આવશ્યકતા બતાવવી, તથા ખરો બ્રાહ્મણ કોણ અને ખરો શૂદ્ર કોણ એ સંબન્ધી ઉપરનાં વચન સારી રીતે સમજાવવાં.

૪ ચાર વર્ણના વિશેષ (ખાસ, જુદાજુદા) ધર્મો સમજાવતી, તેઓના સામાન્ય (મનુષ્ય તરીકેના) ધર્મો બતાવવાનું ભૂલવું નહિ. કારણ કે મનુષ્ય અમુક વર્ણનો થયો, તેથી એના મનુષ્ય તરીકેના ધર્મ ઓછા થતા નથી.

૨૫.

# ચાર આશ્રમ.

૧. જનસમાજના હિત માટે જોઇતાં સઘળાં કામો બરાબર થાય તે સારૂ બ્રાહ્મણ શાસ્ત્રકારોએ જેમ ચાર વર્ણની વ્યવસ્થા કરી, તે જ પ્રમાણે મનુષ્ય પોતાના જીવનમાં પોતાનું હિત પૂરેપૂરૂં સાધી શકે તે માટે તેઓએ ચાર આશ્રમો બાંધ્યા—(૧) બ્રહ્મચર્યાશ્રમ, (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ અને (૪) સંન્યાસાશ્રમ. 'આશ્રમ' એટલે રહેવાનું ઠેકાણું. ઋષિઓ જેમ વનમાં આશ્રમ બાંધીને રહેતા અને એમાં પવિત્ર જીવન ગાળતા, તેમ સાધારણ મનુષ્ય પણ સંસારમાં રહીને પવિત્ર જીવન ગાળવું હોય તો ગાળી શકે એમ બતાવવા માટે જીવનના આ ચારે ભાગને 'આશ્રમ' કહેવામાં આવે છે.

અત્યન્ત સાદાઈ અને પવિત્રતાથી ગુરુને ઘેર રહી વિદ્યા ભણવી એ બ્રહ્મચર્યાશ્રમનો ધર્મ છે. 'બ્રહ્મ' એવું જે વેદની પવિત્ર વિદ્યાનું નામ છે એનું જ્ઞાન મેળવવું અને એના નિયમો આચરવા એને 'બ્રહ્મચર્ય' કહે છે. આ બ્રહ્મચર્ય ચોવીસ વર્ષની ઉમ્મર થતાં સુધી અવશ્ય પાળવું એમ શાસ્ત્રની આજ્ઞા છે. જેને સમસ્ત જીવન વિદ્યાની જ સેવામાં ગાળવું હોય તેને તેમ કરવાની છૂટ છે, પણ સાધારણ રીતે આ ઉમ્મર સુધી તો દરેક દ્વિજે વિદ્યા ભણવીજ જોઇએ—એમ શાસ્ત્ર કહે છે. આ આશ્રમમાં, ભણવા ઉપરાંત, સાદાઇ અને દેહકષ્ટના કેટલાક નિયમો પાળવાના હોય છે—જેથી આગળ જતાં માણસ જ્યારે દુનીઆમાં પડે ત્યારે એશઆરામી અને પોચો ન થતાં મહેનતુ અને દૃઢ થાય.

વિદ્યા ભણીને ઘેર આવવું, અને ત્યાર પછી પરણવું—ઘર માંડવું. આ બીજા આશ્રમને 'ગૃહસ્થાશ્રમ' કહે છે. ઘર માંડીને રહેનારે કેવી રીતે રહેવું એ આ આશ્રમના નિયમોમાં બતા-

વેલું હોય છે. ગૃહસ્થાશ્રમ તે પશુઓની પેઠે એક બીજાને ફાડી ખાવામાં કે ગમે તેમ પેટ ભરવા માટે નથી—પણ સંસારની વચમાં રહી, સંસારનાં સુખ ભોગવવાં, કર્તવ્યો કરવાં, અને લક્ષ સદા પરમાત્મા ઉપર રાખવું એ માટે છે. પત્ની અને બાળબચ્ચાં એ આ આશ્રમનું ખાસ સુખ છે. અને એ સુખ પરમાત્માની નજર આગળ રહીને જ આપણે ભોગવવાનું છે એ જણાવવા માટે, પૂર્વે દરેક ઘરમાં 'અગ્નિહોત્ર' રાખવાનો રિવાજ હતો.

૪. સંસાર ઘણો ભોગવ્યો, છોકરાંને ત્યાં છોકરાં થઇ ગયાં, હવે સંસારમાંથી નીકળી વનમાં જવું અને પરમાત્માનું ચિન્તન કરવું —એમ નિશ્ચય કરી, ગૃહસ્થ 'વાનપ્રસ્થ' આશ્રમમાં પ્રવેશ કરે છે. પરમાત્માના સ્વરૂપ સંબન્ધી ગ્રન્થોનું અધ્યયન કરવામાં મચ્યા રહેવું; ટાઢ તડકો વગેરે સહન કરવાં; વૃત્તિઓને સંસારના વિષયોમાંથી કાઢી પરમાત્મામાં એકાગ્ર કરવી; પોતાના આશ્રમમાંથી આશ્રમ લાયક જે જે પદાર્થો હોય તે અતિથિને આપવા; અને સર્વ પ્રાણી માત્રમાં અનુકમ્પા રાખવી, એટલે કે એમનાં સુખે સુખી અને એમનાં દુઃખે દુઃખી થવું—આ વાનપ્રસ્થાશ્રમના મુખ્ય ધર્મ છે.

૫. વાનપ્રસ્થાશ્રમમાં હજી દુનીઆ સાથે કેટલોક સંબન્ધ રહે છે: જેમકે આશ્રમ બાંધીને રહેવું, પત્ની સાથે આવે તો તેને પણ પરમાત્માનું ચિન્તન કરવામાં સાથે રાખવી, અને અતિથિ આવે તો તેનો સત્કાર કરવો, તથા કેટલાંક વ્રત હોમ વગેરે કર્મ કરવાં, ઇત્યાદિ. પણ વાનપ્રસ્થાશ્રમ પછી **સંન્યાસાશ્રમ** છે, તેમાં સઘળાં કર્મનો અને સઘળા સંબન્ધનો ત્યાગ કરવામાં આવે છે. ભિક્ષા માગીને—જે મળે તે એક વખત ખાઇ લઇને—બ્રહ્મનું ચિન્તન કર્યા કરવું, અને એક ગામ શહેર કે વનમાં પડી ન રહેતાં, ફરતા ફરવું, અને પોતાના પવિત્ર જ્ઞાનથી જગતનું કલ્યાણ કરવું.

૨૬.

# ઊતારા.

૧. દ્વિજે, જીંદગીનો પહેલો ચોથો ભાગ, ગુરુને ત્યાં ( વિદ્યા ભણવા) રહેવું, અને બીજો ચોથો ભાગ, પરણીને, ઘરમાં રહેવું.

( मनुस्मृति. )

બ્રહ્મચર્ય પૂરૂં કરીને ગૃહી ( ગૃહસ્થાશ્રમની ) થવું, ગૃહમાંથી વની ( વાનપ્રસ્થ ) થઇને પ્રવ્રજ્યા ( સંન્યાસ ) કરવી. અથવા બીજી રીતે—બ્રહ્મચર્યમાંથી જ, અગર ગૃહ અગર વનમાંથી જ, પ્રવ્રજ્યા કરવી. જે દિવસે ( ખરો ) વૈરાગ્ય ઉત્પન્ન થાય તે જ દિવસ પ્રવ્રજ્યા કરવી.

[ जाबालोपनिषद्. ]

એ ( વિદ્યા ભણી ઊતરેલા બ્રહ્મચારી ) ને આશ્રમનો વિકલ્પ છે એમ કેટલાક કહે છે. ( બ્રહ્મચારી રહેવું, અગર ગૃહસ્થાશ્રમ કરવો, અગર સંન્યાસ લેવો. )

[ गौतम-धर्मसूत्र. ]

* * *

૨. બ્રહ્મચારી, ગૃહસ્થ, ભિક્ષુ ( સંન્યાસી ) અને વૈખાનસ ( વાનપ્રસ્થ ) ( એ ચાર આશ્રમો )—તેઓમાં ગૃહસ્થ એ બીજ, બીજા અપ્રજ છે તેથી.*

[ गौतम-धर्मसूत्र. ]

જેમ વાયુને આધારે સર્વ જન્તુઓ જીવે છે, તેમ ગૃહસ્થને આશ્રયે સર્વ આશ્રમો રહેલા છે. જેમ સર્વ નદીઓ અને નદો

* ગૃહસ્થાશ્રમથી જે પ્રજા થાય છે તે સર્વ આશ્રમ પાળી શકે છે, તેથી ગૃહસ્થાશ્રમ એ સર્વનું મૂળ છે. બીજા આશ્રમવાળાઓથી સંસાર ચાલતો નથી. અને સંસાર ચાલે નહિ તો સર્વ આશ્રમ નષ્ટ થાય.

( ન્હાની-મ્હોટી નદીઓ ) સમુદ્રમાં જઇને ઠરે છે, તેમ સર્વ આશ્રમીઓ ગૃહસ્થ પાસે જઇને ઠરે છે.

[ मनुस्मृति. ]

* * *

૩. પિતૃઓને અને મનુષ્યોને હમેશાં અન્ન અને જળ આપવાં. અને હમેશાં સ્વાધ્યાય કરવો ( પોતાને ભણવાની વિદ્યા ભણવી ). પોતાને માટે જ કદી રાંધવું નહિ. ( "જે કેવળ પોતાનું પેટ ભરવા માટે જ રાંધે છે તે અન્ન ખાતા નથી પણ પાપ ખાય છે." ભ. ગી. )

બાળક, સ્વવાસિની ( પોતાના ઘરમાં રહેતાં બ્હેન દીકરી ), વૃદ્ધ જન, ગર્ભવતી સ્ત્રી, કન્યાઓ, અતિથિઓ અને નોકરો—એટલાને જમાડીને પછી દમ્પતી( ગૃહસ્થ પતિ-પત્ની )એ જમવું.

[ याज्ञवल्क्य-स्मृति. ]

---

૧. બ્રહ્મચર્ય પૂરૂં કરીને—વિદ્યા ભણી ઊતરીને—વાનપ્રસ્થ કે સંન્યાસી થવું એ અત્યન્ત વૈરાગ્યની ભાવનાવાળાએ. સાધારણ રીતે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો એ જ ઉત્તમ મનાય છે. ગૃહસ્થાશ્રમ ઉપર અન્ય સર્વ આશ્રમોનો આધાર છે એ વાત સમજવી.

૨. ગૃહસ્થાશ્રમ તે સ્વાર્થને માટે નથી. કુટુમ્બનાં બીજાં માણસો તરફ તથા આખા જનસમાજ બલ્કે પ્રાણીમાત્ર પ્રત્યે ફરજ બજાવીને જ ગૃહસ્થે અન્ન ખાવાનું છે પંચ મહાયજ્ઞ અત્રે સંભારવા.

૨૭.

# કર્મ અને પુનર્જન્મ.

૧. ઉપનિષદ્‌માં—આર્તભાગ નામે એક ઋષિ યાજ્ઞવલ્ક્યમુનિને પૂછે છે કે માણસ મરી જાય છે અને એનાં શારીરિક તત્ત્વો અગ્નિ વાયુ વગેરે મહાભૂતોમાં મળી જાય છે ત્યારે એ પોતે ક્યાં રહે છે? પછી આર્તભાગ અને યાજ્ઞવલ્ક્ય બંનેએ એકત્ર વિચાર કરીને નક્કી કર્યું કે—કર્મમાં. "પુણ્ય કર્મથી પુણ્ય (સારો) થાય છે, અને પાપી કર્મથી પાપી થાય છે." અન્યત્ર પણ ઉપનિષદ્‌માં કહ્યું છે કે "જેવો માણસનો 'ક્રતુ' (કૃતિ–પ્રયત્ન –સંકલ્પ) તેવો તે." આ રીતે, હિન્દુ ધર્મમાં, કર્મનો મહા-નિયમ સંસારના વૈષમ્યનો—જુદા જુદા સ્વભાવનો, ઉચ્ચ નીચ જન્મનો, તથા વધારે ઓછાં સુખ દુઃખનો—ખુલાસો કરે છે.

૨. 'કર્મ'નો અર્થ અકારણ અને અર્થહીન ભાગ્યની–'કરમ'ની–રેખા એવો થતો નથી. 'કર્મ'નો અર્થ કરેલું કામ છે, અને એના સિદ્ધાન્તનો ઉદ્દેશ નીતિની જવાબદારી કાઢી નાંખવાનો, કે માણસને આળસુ બનાવવાનો નથી; ઉલટું, એ જવાબદારી મજબૂત કરવાનો, તથા વાવ્યા સિવાય લણાશે નહિ એમ બતાવી માણસને વધારે ઉદ્યોગી કરવાનો એનો મુદ્દો છે. તે એટલે સુધી કે અત્યારે આપણે જે જે કર્મો કરીએ છીએ તે સુખ–દુઃખ ઉત્પન્ન કરશે એટલું જ નહિ, પણ અત્યારે જે કર્મો કરીએ છીએ તે પૂર્વે કરેલાં કર્મનું જ ફળ છે એમ એ બતાવે છે.

૩. કર્મના ત્રણ ભેદ પાડવામાં આવે છે: સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. 'સંચિત' એટલે પૂર્વ જન્મનાં અસંખ્ય કર્મનો ખજાનો; 'પ્રારબ્ધ' તે એ ખજાનામાંથી જેટલો ભાગ આ જન્મમાં વાપરવા માટે કાઢેલો તે; અને 'ક્રિયમાણ' એટલે આ જન્મમાં કરવામાં

४. कर्म साथे पुनर्जन्मनो सिद्धान्त जोडाएलो छे. ते एवी रीते के पुनर्जन्म न मानीए तो 'कृतहानि' अने 'अकृताभ्यागम' नो प्रसंग आवेः अर्थात्, अत्यारे कर्यां कर्म निष्फळ जाय, अने वगर कर्म कर्ये आ वर्तमान स्थिति प्राप्त थइ छे एम मानवुं पडे माटे अत्यारनां कर्मने फळवा माटे भविष्यनो जन्म, अने वर्तमान समयनी स्थितिनो खुलासो करवा माटे भूतकाळमां जन्म, मानवा ज जोइए एम हिन्दुशास्त्रकारो कहे छे. आ सिद्धान्त हिन्दुधर्ममां एवो सर्वमान्य थयो छे के जैन अने बौद्ध पन्थोए वैदिक धर्मना बीजा घणा सिद्धान्त छोडी दीधा, परंतु तेओ पण आ एक सिद्धान्तने वळगी रह्या.

५. कर्मनां फळ बधां आ लोकमां के परलोकमां भोगववानां होतां नथी. कर्यां कर्म माटे परलोक–स्वर्ग नरक–मां सुख दुःख भोगवीने जीव आ लोकमां फरी जन्मे छे, अने ए जन्म ए पोतानी वासना प्रमाणे अने योग्यता प्रमाणे पामे छे.

६. बधी मळीने जीवनी त्रण गतिओ छे· आ लोकमां पुनर्जन्म. स्वर्ग–नरक, अने मोक्ष जेओ परमात्मानी उत्तम भक्ति करीने, तृष्णानो नाश करीने, ने ज्ञान संपादन करीने, मोक्ष मेळवता नथी, तेओ पोताना सारां खोटा कर्मोने परिणामे स्वर्ग–नरक पामे छे, अने अन्ते आ संसारमा पाछा अवतरे छे. अने ए रीते सुख–दुःखनी घटमाळमां फर्या करे छे.

७. " जन्म्यो ते जरूर मरवानो, अने मर्यो ते जरूर जन्मवानो."

( भ· गीता· )

" आ संसारमां मनुष्ये करेलां कर्मो ते मनुष्यनी पाछळ पाछळ जाय छे. अने जेवा कर्म कर्यां होय तेवां कर्मथी जोडाइने ए बीजो जन्म ग्रहण करे छे."

( महाभारत. )

—ooo—

૨૮.

# ચાર પુરુષાર્થ.

૧. હિન્દુ શાસ્ત્રકારોએ ચાર પુરુષાર્થ માન્યા છેઃ (૧) **ધર્મ**, (૨) **અર્થ**, (૩) **કામ**, અને (૪) **મોક્ષ**. 'પુરુષાર્થ' એટલે પુરુષે-મનુષ્યે-પ્રાપ્ત કરવા જેવી વસ્તુઓ.

૨. પહેલાં, ધર્મ અને મોક્ષને એકઠા ગણી, ત્રણ જ પુરુષાર્થ ગણાવવામાં આવતા, અને એને 'ત્રિવર્ગ' કહેતા. 'ત્રિવર્ગ' એટલે ત્રણનો વર્ગ. વળી એ પણ ખરૂં કે જનસમાજનો મ્હોટો ભાગ ગૃહસ્થાશ્રમીઓનો, અને ગૃહસ્થાશ્રમના મુખ્ય પુરુષાર્થ ધર્મ અર્થ અને કામ એ ત્રણ જ.

૩. હવે, ધર્મ અને મોક્ષને જુદા ગણીને બોલીએ તો—'**ધર્મ**' એટલે શાસ્ત્રની અમુક અમુક કર્મ કરવાની આજ્ઞા. વર્ણાશ્રમ-ધર્મ એટલે ચાર વર્ણ અને ચાર આશ્રમના મનુષ્યોએ પાળવાના નિયમો એ નિયમોથી જનમમાજનું ધારણ થાય છે (ટકાઇ રહે છે) તેથી એ ધર્મ કહેવાય છે એ યોગ્ય છે.

૪. '**અર્થ**' એટલે દ્રવ્ય, પૈસો—જે આ દુનીઆના સુખનું એક સાધન છે, અને જે ધર્મ આચરવા માટે પણ ઉપયોગી થાય છે.

૫. '**કામ**' એટલે કામનાનો વિષય મનુષ્યની સર્વ કામનાનો વિષય તે સુખનો ઉપભોગ છે. એ વિના અર્થ-દ્રવ્ય-મેળવ્યા કરવું નકામું છે. તેમ, મનુષ્ય ધર્મ આચરે તેમાં પણ આ લોકમાં સુખી થવાની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે.

૬. '**મોક્ષ**' એટલે બંધનમાંથી છૂટકું તે; અજ્ઞાન દુઃખ પાપ એ સંસારનાં બંધનમાંથી છૂટવું તે. અજ્ઞાન દુઃખ પાપ એ સંસારનાં બંધન છે. વર્ણાશ્રમધર્મ પાળવા તે પણ પરિણામે આ અજ્ઞાન અને દુઃખથી ભરેલા સંસારમાંથી છૂટવા માટે છે.

૨૯.

# ઉતારા.

ધર્મ અર્થ અને કામ-સરખી રીતે સેવવા. જે પુરુષ એમાંથી એકનું જ સેવન કરે છે એ કનિષ્ઠ છે. એમાંથી બે કરનાર એ મધ્યમ છે, અને જે ત્રણેમાં લાગેલો છે-તે ઉત્તમ છે.

મનુષ્યે કેવળ ધર્મપરાયણ ન થવું, અને અર્થપરાયણ પણ ન થવું. તેમ કામપરાયણ પણ ન થવું. દિવસના પૂર્વ ભાગમાં ધર્મ, મધ્ય ભાગમાં અર્થ, અને અન્ત ભાગમાં કામ આચરવો-એ શાસ્ત્રનો કરેલો વિધિ છે.

*　　*　　*

ઊંચા હાથ કરીને હું હમેશાં બૂમ પાડું છું, છતાં કોઇ મારૂં સાંભળતું નથી કે—ધર્મ થકી જ અર્થ અને કામ સિદ્ધ થાય છે. છતાં પણ એને (ધર્મને) લોક કેમ નહિ સેવતા હોય?

ધર્મને હણીએ તો ધર્મ આપણને હણે છે; એનું રક્ષણ કરએ તો એ આપણું રક્ષણ કરે છે. માટે હું ધર્મ ત્યજતો નથી—એ હણાઇને અમને હણે નહિ માટે.

કામ-ભય-લોભ કશા થકી, અરે! જીવિત આતર પણ, ધર્મ ત્યજવો નહિ. ધર્મ નિત્ય છે, સુખ દુઃખ અનિત્ય છે; જીવ નિત્ય છે, એનું કારણ (સંસાર) અનિત્ય છે.

[ મહાભારત. ]

---

૧. શિક્ષકે વિદ્યાર્થીને ધર્મ અર્થ કામ અને મોક્ષનો પરસ્પર સંબન્ધ સમજાવવો, અને એ ચારે અવિરુદ્ધ રીતે આચરવાથી મનુષ્ય કેવો પરિપૂર્ણ થાય છે, અને એક એક વિના કેવું અધૂરાપણું રહે છે, એ બતાવવું. સાદા દાખલાથી

આ બતાવી શકાશે—જેમકે, માત્ર દ્રવ્ય એકઠું કર્યા કરે અને સુખ ભોગવી ન જાણે તે કંજુસ ઇત્યાદિ. પણ ધર્મ ઉપર–એટલે કે મનુષ્યની સાંસારિક ફરજો ઉપર–ખાસ ભાર મૂકવો; અને એ જ દુનીઆદારીની ફતેહનો અને સર્વ સુખનો પાયો છે એમ બતાવવું.

---

૩૦.

# ષડ્દર્શન.

૧. સંસ્કૃતકાળના પૂર્વાર્ધમાં **દર્શનોની** ઉત્પત્તિ થઈ છે. ‘ દર્શન ’ એટલે જોવાનું સાધન. વેદનાં સત્યો જોવા માટે બ્રાહ્મણ શાસ્ત્રકારોએ છ જુદાં જુદાં શાસ્ત્રો રચ્યાં છે એ ‘ ષડ્દર્શન ’ કહેવાય છે. બ્રાહ્મણ અને ઉપનિષદ્ ગ્રન્થોમાં કર્મ અને જ્ઞાનનો જે ઉપદેશ કર્યો છે, એમાં કાંઈ પરસ્પર વિરુદ્ધ જેવું દેખાય, કાંઇ ન સમજાય એવું હોય, ઇત્યાદિ સઘળું બંધબેસતું અને સમજાય એવું કરવા માટે આ દર્શનો રચાયાં છે. આ દર્શનોની માત્ર ટૂંકી હકીકત જ અત્રે આપી શકાશે. કારણ કે એમાં કરેલી ચર્ચા ઘણી ગહન છે.

૨. પ્રથમ દર્શન **સાંખ્યદર્શન.** એ કપિલ મુનિએ રચ્યું છે. એનો સિદ્ધાન્ત એવો છે કે–આ સંસાર તાપ( દુઃખ )થી ભરેલો છે, અને તેમ થવાનું કારણ એ છે કે એમાં પ્રકૃતિ અને પુરુષ એવાં જે બે તત્ત્વો છે તે પરસ્પર ભેળભેળ થઈ ગયાં છે. પુરુષ ( જીવાત્મા ) પ્રકૃતિ( આ જગત્ જેનું બનેલું છે તે )થકી ભિન્ન છે, છતાં પોતાને પ્રકૃતિ સાથે ગુંચવી નાંખી પ્રકૃતિની ક્રિયાઓને એ પોતામાં માની લે છે, અને એ રીતે એ પોતાનાં દુઃખ ઊભાં કરે છે. એ પ્રકૃતિ થકી પોતે જુદો છે એમ સમજવું તે મોક્ષનું સાધન. આ પ્રકૃતિ સત્ત્વ રજસ્ અને તમસ્

એવા ત્રણ ગુણોની બનેલી છે અને તેથી (ક્રમવાર) સુખ દુઃખ અને મોહ ઉપજાવે છે. આ દર્શનમાં ઈશ્વરનું અસ્તિત્વ માનવામાં આવતું નથી. પ્રકૃતિ પોતે પોતાની મેળે જ વિકાર પામી આ જગતરૂપે બને છે એમ મનાય છે.

૩. **યોગદર્શનઃ** આ પતંજલિએ રચ્યું છે. સાંખ્ય દર્શનમાં ઈશ્વર માનવામાં આવતો નથી તે આમાં મનાય છે. બીજી બધી બાબતમાં એ સાંખ્યના સિદ્ધાન્ત સ્વીકારે છે. વિશેષમાં, પ્રકૃતિ થકી પુરુષને કેમ છૂટો પાડવો તે માટે પ્રાણાયામ ધ્યાન સમાધિ વગેરે સાધનો બતાવે છે.

૪. **વૈશેષિક દર્શનઃ** આ કણાદે રચ્યું છે. આ જગતનાં પૃથ્વી જળ વાયુ અને તેજ એ દ્રવ્ય મૂળ પરમાણુઓનાં બનેલાં છે એમ એ માને છે. અને તે ઉપરાંત, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન મળી નવ દ્રવ્ય છે. એ સર્વના વિશેષ ધર્મ-ખાસ ધર્મ (ગુણ)–આ દર્શનમાં નક્કી કરવામાં આવ્યા છે, જેથી આત્મા અને બીજાં દ્રવ્યો વચ્ચે શો ફેર છે એ સમજાય.

૫. **ન્યાયઃ** આ ગૌતમે બનાવ્યું છે. એમાં સત્ય જાણવાનાં પ્રમાણ નક્કી કર્યાં છે, તથા કેવી રીતે અનુમાન કર્યું હોય તો તે ખરૂં થાય અને એમાં કેવી ભૂલો થવાનો સંભવ છે ઇત્યાદિ બતાવ્યું છે. આ દર્શનમાં, ઈશ્વર પરમાણુઓમાંથી જગત બનાવે છે એમ અનુમાન વડે બતાવ્યું છે.

૬. **મીમાંસાઃ** એના સૂત્રકાર જૈમિનિ છે. વેદના બ્રાહ્મણ ભાગનાં વાક્યોનો અર્થ કરવાની રીત આ દર્શનમાં બતાવી છે. બ્રાહ્મણ ભાગમાં કર્મ (યજ્ઞાદિવિધિ) મુખ્ય હોવાથી આ દર્શનમાં પણ કર્મ વિષે જ વિચાર કરવામાં આવ્યો છે. તેથી એ 'કર્મ-મીમાંસા' અથવા 'ધર્મ-મીમાંસા' પણ કહેવાય છે. વળી પ્રથમ કર્મ અને પછી જ્ઞાન તેથી આ દર્શનને 'પૂર્વ મીમાંસા' પણ કહે છે.

૭. વેદાન્તઃ આના સૂત્રકાર બાદરાયણ વ્યાસ છે. વેદનો અન્ત અથવા તો સિદ્ધાન્ત જે ઉપનિષદ્‌માં રહેલો છે, એનો આ દર્શનમાં વિચાર કર્યો છે. જેમ ઉપલું દર્શન 'કર્મ( ધર્મ )· મીમાંસા' અને 'પૂર્વ મીમાંસા'ને નામે ઓળખાય છે, તેમ આ 'બ્રહ્મમીમાંસા' અને 'ઉત્તર મીમાંસા'ને નામે પ્રસિદ્ધ છે. એમાં મુખ્યત્વે કરી, પરમાત્મા અને જીવાત્મા વિષે, તેઓના સંબન્ધ વિષે, પરમાત્માને પહોંચવાનાં સાધન વિષે—ઇત્યાદિ અનેક મહત્ત્વના વિષય વિષે આ દર્શનમાં વિચાર કરવામાં આવ્યો છે. આ દર્શનનાં સૂત્ર ઉપર પાછળથી શંકરાચાર્ય વગેરે આચાર્યોએ ભાષ્ય ( ટીકા ) લખ્યાં છે એ વિષે આગળ જતાં બોલવામાં આવશે.

---

૩૧.

## ઊતારા.

૧. જે કર્મ કરીને, કરતી વખેતે, અને કરવા જતાં માણસને લજ્જા આવે તે સર્વને ડાહ્યા માણસે તમોગુણનું લક્ષણ જાણવું. જે કર્મ વડે આ લોકમાં માણસ પુષ્કળ ખ્યાતિ મેળવવા ઇચ્છે, પણ તે સિદ્ધ ન થાય તો તેથી શોક ન કરે એ રજોગુણનું લક્ષણ જાણવું. જે કર્મ સર્વ (ભલે) જાણે એમ ઇચ્છે ( એવું ઉજ્જ્વળ અને નિર્દોષ હોય ), જે કરતાં માણસને લજ્જા ન આવે, અને કરવાથી એનો આત્મા પ્રસન્ન થાય એ સત્ત્વગુણનું લક્ષણ. તમોગુણનું લક્ષણ કામ છે; રજોગુણનું અર્થ છે; અને સત્ત્વ-ગુણનું ધર્મ છેઃ આ ક્રમવાર એક એક કરતાં ચઢીઆતા છે.

( मनु-स्मृति. )

૨. કોઇના સુખ પ્રત્યે પ્રેમ ધરવો, દુઃખ માટે દયા ખાવી, પુણ્ય જોઇ રાજી થવું, અને પાપ જોઇ ઉપેક્ષા કરવી ( તિરસ્કાર ન

કરવો )—એ ચાર મૈત્રી કરુણા મુદિતા અને ઉપેક્ષા નામની ભાવના કહેવાય છે. તે વડે ચિત્તને પ્રસન્ન નિર્મળ કરવું. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ ( બહુ ચીજો પોતા પાસે રાખવી નહિ તે; સાદાઈ ) એ યમ. શૌચ, સન્તોષ, સ્વાધ્યાય, અને ઈશ્વરપ્રણિધાન એ નિયમ.

( योग-सूत्र. )

૩. ( ૧ ) હવે, તેથી, બ્રહ્મજિજ્ઞાસા. ( ૨ ) આ( જગત્ )નાં જન્માદિ ( ઉત્પત્તિ, સ્થિતિ અને લય ) જેમાંથી. ( ૩ ) શાસ્ત્ર ( જ ) એમાં પ્રમાણ છે તેથી; અથવા, એ શાસ્ત્રનું કારણ ( કર્તા ) છે તેથી. ( ૫ ) એણે ઈક્ષણ ( દર્શન-જ્ઞાન-વિચાર ) કર્યાનું કહ્યું છે તેથી—જડ પ્રકૃતિ (એ કારણ) નહિ. (૧૩) આનન્દમય-તે બ્રહ્મ.

[ब्रह्मसूत्र.]

---

૩૨.

## ભાગવત મત.

૧. જેમ ઉપનિષદ્ વગેરે ગ્રન્થોમાં તત્ત્વદર્શન હોવા છતાં, એ દર્શનની વ્યવસ્થા તો તે તે સૂત્રકારોએ જ કરી, તેમ ભક્તિ પણ છેક ઋગ્વેદસંહિતાથી ચાલતી આવતી હતી; છતાં એની પહેલવહેલી વ્યવસ્થા નારદ-શાંડિલ્ય વગેરે મુનિઓએ કરી છે.

૨. ભાગવત મતમાં—'ભગ' એટલે જ્ઞાન, બલ, ઐશ્વર્ય, વીર્ય, શક્તિ અને તેજ એ છ ગુણ, અને એ ગુણવાળો પરમાત્મા તે 'ભગવાન્'-એમ 'ભગ' અને 'ભગવાન્' શબ્દના અર્થ કરવામાં આવે છે. ભગવાનના થઈને રહેલા તે 'ભાગવત'-ભક્ત; અને તેઓનો મત તે 'ભાગવત મત.' આ મતમાં ભક્તિને પરમાત્માને પામવાનું મુખ્ય સાધન માનવામાં આવે છે.

૩. હિન્દુ ધર્મમાં ભક્તિના મુખ્ય બે સંપ્રદાય ચાલ્યા છેઃ એક શૈવ અને બીજો વૈષ્ણવ. અને તેથી એક રીતે તો આ બંને સંપ્र-

દાયને ભાગવત સંપ્રદાય કહી શકાય. પરંતુ એ નામ વિશેષ અર્થમાં વૈષ્ણવ સંપ્રદાયને જ લગાડાય છે.

આ ભાગવત મતમાં—પરમાત્માનાં પાંચ સ્વરૂપ માન્યાં છેઃ (૧) પર, (૨) વ્યૂહ, (૩) વિભવ, (૪) અન્તર્યામી અને (૫) અર્ચા. 'પર' તે વૈકુંઠમાં બિરાજનાર નારાયણ પોતે. વાસુદેવ-સંકર્ષણ-પ્રદ્યુમ્ન-અને અનિરુદ્ધ એ એના ચાર 'વ્યૂહ'. કહેતાં ગોઠવાએલા પ્રકાર. રામકૃષ્ણાદિક અવતાર એ 'વિભવ'. વિશ્વને અંદર રહી ચલાવતો, અને જીવાત્માના અન્તરમાં મિત્રભાવે વસતો, તે 'અન્તર્યામી.' અને મૂર્તિ તે 'અર્ચા.'

૫. આ પરમાત્માને પામવાનું સાધન જે ભક્તિ તે બે પ્રકારની છેઃ સાધારણ રીતે જે 'ભક્તિ' કહેવાય છે તે, એટલે કે પરમાત્મા ઉપર પ્રેમ; અને 'પ્રપત્તિ' એટલે કે શરણ જવું. ભક્ત પરમાત્માને શરણ થઈ જાય છે એટલે પરમાત્મા એની મેળે એનો ઉદ્ધાર કરે છે, ભક્તે પોતે કાંઇ કરવાનું રહેતું નથી.

૬. જેવો ભક્તિનો એક ભાગવત (વૈષ્ણવ) સંપ્રદાય છે, તેવો જ બીજો શૈવ સંપ્રદાય છે. એમાં શિવને મહેશ્વર પશુપતિ વગેરે નામથી ભજવામાં આવે છે. 'પશુ' કહેતાં અજ્ઞાન જીવ, તેઓનો પતિ તે 'પશુપતિ'—પરમાત્મા. એ જીવ ઉપર કરુણા લાવી જીવને આ સંસાર(માયા)રૂપી પાશમાંથી છોડવે છે—એમ આ સંપ્રદાયનો સિદ્ધાન્ત છે.

---

૧. ભાગવત મત બહુ પ્રાચીન છે. મહાભારતમાં પણ એ વિષે કહેવામાં આવ્યું છે. ઈ.સ.પૂ ૨૦૦ વર્ષના શિલાલેખોમાં વાસુદેવ અને સંકર્ષણ-ની ઉપાસના વિષે વાંચવામાં આવે છે. શૈવ સિદ્ધાન્ત પણ એવો જ જૂનો છે.

૨. શિવ અને વિષ્ણુ સંબન્ધી આગળ 'ત્રિમૂર્તિ'ના પાઠમાં વિગતવાર બોલવામાં આવશે.

૩. 'મર્કટન્યાય' અને 'માર્જારન્યાય' વડે ભક્તિ અને પ્રપત્તિ વચ્ચેનો ભેદ વિદ્યાર્થીને સમજાવવો.

૩૩.

# પુરાણો.

૧. 'પુરાણ' નામના ગ્રન્થો એક રીતે બહુ જૂના છે, અને બીજી રીતે નવા છે. જૂના એવી રીતે કે એમાંની કેટલીક કથાઓ ઘણી જ પુરાણી છે; એટલું જ નહિ, પણ એ કથાઓ સંબન્ધી છેક બ્રાહ્મણ અને ઉપનિષદ્‌ના કાળમાં પણ 'પુરાણ' નામના ગ્રન્થો હતા એમ જોવામાં આવે છે. પણ અત્યારે જે રૂપમાં એ ગ્રન્થો દેખાય છે તે તો બેશક નવું છે. તે એટલે સુધી કે હિન્દુસ્થાનની પડતીની દશામાં શિવ અને વિષ્ણુની ભક્તિના અજ્ઞાન અને ધર્માન્ધ અનુયાયીઓ વચ્ચે જે વિરોધ ઉત્પન્ન થયો, તેને પરિણામે એ બે દેવની નિન્દાનાં વચનો સ્હામસ્હામા ગ્રન્થોમાં ઘુસાડી દેવામાં આવ્યાં છે.

૨. તે ઉપરાંત, હિન્દુસ્થાનમાં જેમ નવાં નવાં યાત્રાનાં સ્થાન, નવાં નવાં દેવળો, નવાં નવાં વ્રત, અને નવાં નવાં જ્ઞાતિનાં મંડળ— સ્થપાતાં ગયાં, તેમ તેમ એ સૌ વિષયોને લગતી કથાઓ પુરાણોમાં દાખલ થતી ગઈ.

૩. આ સઘળો ઉમેરો ખોટો જ થયો છે એમ કાંઇ નથી. સૃષ્ટિના સુન્દર અને અદ્‌ભુત દેખાવ જેમ જેમ વધારે જડતા જાય તેમ તેમ ત્યાં યાત્રા કરવાનો મહિમા ઉત્પન્ન થાય. અને જુદી જુદી ઋતુઓના વૈદિક યજ્ઞ થતા બંધ થયા, એટલે એને સ્થાને બીજાં વ્રત અને ઉત્સવો—કરીને લોક પરમાત્માની ભક્તિ સાથે આનન્દ કરે એ પણ સ્વાભાવિક છે.

૪. વળી આ ઉપરાંત પુરાણોમાંથી બીજું ઘણું જાણવા જેવું મળે છે. એક પ્રસિદ્ધ લક્ષણ પ્રમાણે—'પુરાણ' માં (૧) સર્ગ (સૃષ્ટિ) (૨) પ્રતિસર્ગ (પ્રલય), (૩) દેવતાઓ, પ્રજાપતિઓ-વગેરેના વંશો, (૪) મન્વન્તરની કથાઓ અને (૫)

સૂર્ય અને ચન્દ્ર વંશના રાજર્ષિઓનાં ચરિત્રો—આ પાંચ વિષયો આવે છે. આ ઉપરાંત વર્ણાશ્રમ-ધર્મનું નિરૂપણ, સાંખ્ય-યોગ-વેદાન્ત વગેરે શાસ્ત્રનો બોધ, ભગવાનના અવતારોની કથા, અને જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યને લગતાં સ્તોત્રો ઉપદેશો વગેરે વસ્તુઓ સ્થળે સ્થળે નજરે પડે છે.

૧૦. પુરાણો અઢાર છે—તેમાં વિષ્ણુપુરાણ, શિવપુરાણ, ગરુડપુરાણ, માર્કંડેય પુરાણ અને શ્રીમદ્ભાગવત વગેરે કેટલાંક વધારે પ્રસિદ્ધ છે. એ સર્વ વ્યાસજીનાં કરેલાં કહેવાય છે. પણ ખરૂં જોતાં, ઉપર કહ્યુ તે પ્રમાણે, કાળ જતાં એમાં અનેક જાતનો ઉમેરો થયો છે. આ ઉમેરો સૌ કરતાં સ્કન્દપુરાણ અને પદ્મપુરાણમાં વિશેષ થએલો નજરે પડે છે.

---

૧. પુરાણ સંબન્ધી આટલી સવિસ્તર હકીકત વિદ્યાર્થીને આપવાનું કારણ એ કે વર્તમાન હિન્દુ જનસમાજના ધર્મ ઉપર અને લૌકિક રીતરિવાજ ઉપર પુરાણોની બહુ અસર છે.

૨. એની બંને બાજુઓ—સારી અને ખોટી—વિદ્યાર્થી આગળ મૂકવી. જેથી એનો સારો અંશ ગ્રહણ કરવો રહી ન જાય.

૩. શ્રીમદ્ભાગવતનાં ધ્રુવ-પ્રહ્લાદ-બલિ-અજામિલ-અંબરીષ-રન્તિદેવ વગેરેનાં આખ્યાનો( જેમાંનાં કેટલાંક 'નીતિશિક્ષણ'માં આપ્યાં છે )માં કેવો ઉત્તમ બોધ સમાએલો છે એ બતાવવું.

૩૪.

# શતારા.

૧. સર્વ ભૂત ( પ્રાણી ) માત્રમાં જે ભગવાનનું સ્વરૂપ જુવે છે, અને ભગવાનમાં જે ભૂત માત્રને જુવે છે એ ઉત્તમ ભાગવત ( ભગવાનનો ભક્ત ) જાણવો. ઈશ્વર, ઈશ્વરને આધીન એવા ભક્તો, અજ્ઞાનીઓ અને શત્રુઓ—એઓ પ્રત્યે જે ( ક્રમવાર ) પ્રેમ મૈત્રી દયા અને ઉપેક્ષાની ભાવના રાખે છે તે મધ્યમ ભાગવત. અને જે શ્રદ્ધાવડે માત્ર મૂર્તિમાં જ ભગવાનની પૂજા કરે છે-એના ભક્તોમાં નહિ, અને અન્ય પ્રાણી માત્રમાં પણ નહિ—એ પ્રાકૃત ( સાધારણ, કનિષ્ઠ ) ભાગવત લેખાય છે.

૨. કુન્તીઃ—હે જગદ્‌ગુરુ ! અમારા ઉપર હ્મેશ જ્યાં ત્યાં વિપત્તિઓ જ હો-કે જેથી આપનું દર્શન થઇ, આ સંસારનું ફરી દર્શન ન થાય.

૩. જેનું કોઇકવાર નામ શ્રવણ કરવાથી, જેનું અનુકીર્તન કરવાથી, જેને નમવાથી અને સ્મરણ કરવાથી-ચાંડાળ પણ તુરત પવિત્ર થઈ જાય છે-તો પછી જેઓને, હે ભગવન્ ! તમારૂં દર્શન થયું છે તેઓનું તો શું જ કહેવું ! એ ચાંડાળ પણ મ્હોટો( માનને યોગ્ય ) છે—જેની જિહ્‌વા ઉપર તમારૂં નામ છે. જે આર્યો ( સત્પુરુષો ) તમારા નામનો ઉદ્‌ગાર કરે છે—તેઓએ તપ હોમ સ્નાન વેદાભ્યાસ સઘળું કર્યું જાણવું.

૪. બ્રાહ્મણ ગમે તેવો વિદ્વાન હોય પણ તે જો દીન જનોની ઉપેક્ષા કરે તો એની વિદ્યા સરી જાય છે-ભાગેલા વાસણમાંથી પાણી સરી જાય તેમ.

૫. રન્તિદેવઃ—હું ઈશ્વર પાસે ઋદ્ધિ( સિદ્ધિ )ઓ વાળી પરમ ગતિ માગતો નથી, અને મોક્ષ પણ માગતો નથી. સર્વ દેહધારી-

છૂટે (એવું માગું છું.) જીવવાની ઇચ્છાવાળા દીન જન્તુઓને જળ આપીને જીવાડવાથી મારાં ક્ષુધા તૃષા મહેનત થાક દીનતા ગ્લાનિ શોક વિષાદ મોહ સઘળાં ટળી ગયાં છે.

૬. નારદઃ—"અરે ! હે પ્રજાપાલક રાજા (પ્રાચીનબર્હિષ્)! યજ્ઞમાં તેં નિર્દય થઈ હજારો પશુઓ—જીવો—માર્યા છે, તેઓ તારી ક્રૂરતા સંભારતાં પરલોકમાં તારી વાટ જોઇ બેઠાં છેઃ તેઓ એવાં કોપાયમાન થયાં છે કે જેવો તું અહીંથી પરલોકમાં જઈશ કે તુરત તને લોઢાનાં શસ્ત્રોવડે કાપવાને તૈયાર થઇ જશે.

[ શ્રીમદ્ભાગવત. ]

---

૧. ભગવાનની ઉત્તમ ભક્તિ કયી ?
૨. ભગવાનના ભક્તો સંસારનાં દુઃખો પણ ગણકારતા નથી, બલ્કે એ એમને વહાલાં લાગે છે. કારણ કે એથી ભગવાનનું સ્મરણ થાય છે.
૩. ભગવાનના નામસ્મરણનો મહિમા—એથી ચાંડાળ પણ પવિત્ર.
૪. વિદ્વત્તા કરતાં પણ દીન જનોની દરકાર—ચઢે.
૫. પરોપકારી, અને પારકાના દુઃખ માટે લાગણીવાળા ભગવાનના ભક્તો મોક્ષની પણ ઇચ્છા રાખતા નથી.
૬. યજ્ઞની હિંસાનો ભક્તિધર્મમાં નિષેધ.

—આટલી વસ્તુઓ ઉપર વિદ્યાર્થીઓનું ખૂબ ધ્યાન ખેંચવું.

---

૩૫.

## ત્રિમૂર્તિ-પંચાયતન.

૧. પરમાત્મા એ જગત્‌ની સૃષ્ટિ સ્થિતિ અને લયનું કારણ છે, અને એ ત્રણ કર્મોને લઇ એનાં (૧) બ્રહ્મા, (૨) વિષ્ણુ અને (૩) શિવ એમ ત્રણ રૂપો કલ્પાએલાં છે. પરમાત્માની સઘળી

લીલા આ ત્રણ કર્મમાં આવી જાય છે અને તેથી પ્રાચીન કાળના ઇન્દ્ર વરુણ વગેરે દેવોને ઠેકાણે પુરાણના સમયમાં આ ત્રણ દેવો મુખ્ય ગણાયા છે.

બ્રહ્માની કલ્પના વેદના ‘ બ્રહ્મન્ ’ ઉપરથી થઇ છે. આપણે જોયું કે ‘બ્રહ્મન્’ એટલે ધાર્મિક શબ્દ, સ્તુતિ, વેદ—જે વિશ્વ-માં વ્યાપીને વિશ્વને વૃદ્ધિ પમાડે છે.+ એનો અધિષ્ઠાતા દેવ તે ‘ બ્રહ્મા. ’ જે પરમાત્માના શબ્દથી આ આખું બ્રહ્માંડ સર્જાયું છે, તે જ પરમાત્મા એમાં પેશીને ( વિશ્-પેસવું ધાતુ ઉપરથી ) એનું પાલન કરે છે. એ રૂપે એ ‘ વિષ્ણુ ’ કહેવાય છે. અને એ પાલન માટે પરમાત્માએ આ જગત્‌માં આવી ભક્તોને સહાય થવું પડે છે અને દુષ્ટનો વિનાશ કરવો પડે છે, તેથી વિષ્ણુના વિવિધ અવતાર થયા મનાય છે. પરમાત્માનું ત્રીજું સ્વરૂપ ‘ રુદ્ર ’ વા ‘ શિવ ’ કહેવાય છે. તોફાની પવનમાં પ્રકટ થતી પરમાત્માની ઉગ્ર મૂર્તિને વેદમાં ‘ રુદ્ર ’ નામ આપવામાં આવેલું હતું, તથા એની અગ્નિ સાથે એકતા કરવામાં આવી હતી. અગ્નિ સર્વ વસ્તુને ભસ્મ કરી નાંખે છે અને સંહારનો દેવ છે, તેથી રુદ્ર પણ પરમાત્માની સંહારની મૂર્તિ બને છે. અગ્નિની ઊભી જ્વાળા એ એની મૂર્તિ (શિવલિંગ) છે, અગ્નિની શિખાની આસપાસ વીંટાતો ધૂમ એ એની જટા છે, અગ્નિની વેદિ એ એની જળાધારી છે, અને એની ભસ્મ તે એના ઉપાસકોએ ધારણ કરવાનું ચિહ્ન છે. પણ અગ્નિ એ કેવળ સંહારનો જ દેવ નથી. આપણે પૂર્વે જોયું છે કે એ ઘેર ઘેર વસતું પરમાત્મા નું તેજ છે–ઘરનું કલ્યાણ એના ઉપર આધાર રાખે છે. અને તેથી એ ‘ શિવ ’ કહેતાં મંગળ, અને ‘શંકર’ કહેતાં સુખકર પણ કહેવાય છે.

બ્રહ્માની ઉપાસના હાલ હિન્દુ ધર્મમાં ચાલતી નથી×—શિવ

---

+ બૃહ્–વધવું ધાતુ ઉપરથી.

× માત્ર અજમેર પાસે પુષ્કરક્ષેત્રમાં બ્રહ્માની મૂર્તિ છે.

અને વિષ્ણુના ઉપાસકો ઘણા છે. શૈવ પન્થનું ચિહ્‌ન ભસ્મ અને રુદ્રાક્ષ અને ત્રણ રેખાનું આડું તિલક છે. ગોપીચન્દન તુળસીની માળા અને ઊભું તિલક એ વૈષ્ણવ પન્થનાં ચિહ્‌ન છે.

૪. સ્માર્ત* હિન્દુ શિવ, વિષ્ણુ, સૂર્ય, ગણપતિ, અને અંબિકા ( માતા )—એ પાંચ દેવનાં 'આયતન' કહેતાં રહેઠાણ—એની પૂજા કરે છે. એક જ દેવ છે, પણ તે પાંચ રહેઠાણમાં પ્રકટ થઇ પાંચ જુદાં જુદાં નામ પામે છે તેથી તે, પંચદેવ ન કહેવાતાં, 'પંચ-આયતન' કહેવાય છે. દરેક બ્રાહ્મણે સન્ધ્યાવન્દનમાં, બુદ્ધિના પ્રેરક પ્રકાશસ્વરૂપ સવિતા યાને સૂર્યની ઉપાસના કરવાની હોય છે. તે ઉપરાંત, પરમાત્માનાં બે સ્વરૂપ-એક લોકરક્ષાર્થે અવતાર ગ્રહણ કરતું એવું, અને બીજું મંગળ સુખકારી—એક વિષ્ણુ અને બીજું શિવ–એ બે સ્વરૂપ પૂજાય છે. તે ઉપરાંત ગણપતિ તે વૈદિક બ્રહ્મણસ્પતિ-વાણીના, વિદ્યાના, સર્વવિઘ્નનિવારણના દેવ છે. અને અંબિકા તે સાંખ્યની પ્રકૃતિ છે. એ જ વેદાન્તની માયા—જગન્માતા—શક્તિ છે, અને સંસારમાંથી તારનાર વિદ્યાશક્તિ પણ એ જ છે.

---

૩૬.

## અવતાર.

૧. વિષ્ણુ જગતનો પાલનકર્તા છે, અને તેથી એને જગત્‌ના રક્ષણ માટે જગત્‌માં ઊતરી-પ્રકટ થઇ-વિવિધ કાર્યો કરવાં પડે છે. એ ઊતરવું તે કાંઇ અન્ય સ્થળેથી અત્રે આવવાનું નથી-કારણ કે વિષ્ણુ તો સર્વવ્યાપક છે. પણ પોતાના અનન્ત સ્વરૂપમાંથી

* 'સ્માર્ત' એટલે કોઇ પણ સંપ્રદાયમાં નહિ ભળેલો, પણ માત્ર સ્મૃતિનો ધર્મ પાળતો એવો.

ઊતરી આ જગતમાં મ્હોટી મ્હોટી વિભૂતિરૂપે પ્રકટ થવું એનું નામ 'અવતાર.'

૨. વિષ્ણુના દસ અવતાર ગણાવવામાં આવે છે તે નીચે પ્રમાણે:—

(૧) **મત્સ્ય**:—મત્સ્ય જળની બહાર દેખાતો નથી, પણ જળની અંદર સંચરે છે, તેમ પરમાત્મા આ વિશ્વમાં ન દેખાતાં છતાં પણ અંદર રહેલો છે.

(૨) **કૂર્મ**:—કાચબો જેમ પોતાનાં અંગો સંકોચે છે અને પસારે છે, તેમ પરમાત્મા પણ પોતાના અંગના સંકોચ-વિકાસથી જગત્ સર્જે છે અને સંહારે છે.

(૩) **વરાહ**:—જેને 'યજ્ઞવરાહ' પણ કહે છે. જળમાં ડૂબેલી પૃથ્વીને એ ઉદ્ધારે છે. એ 'વરાહ' તે આદિત્ય, યજ્ઞમૂર્તિ વિષ્ણુ.

(૪) **નરસિંહ**:—પરમાત્માના નર અને સિંહ–માનુષ અને વિકરાળ-ઉગ્રપ રૂપનો આમાં સમાવેશ થાય છે.

(૫) **વામન**:—પરમાત્મા ન્હાનામાં ન્હાનો અને મ્હોટામાં મ્હોટો પણ થાય છે. આખું બ્રહ્માંડ એના ત્રણ પગલાં માટે પણ બસ થતું નથી. (જૂઓ ઋગ્વેદસંહિતા.)

(૬) **પરશુરામ**:—અભિમાની અને દુરાચારીને ઉગ્ર દંડ કરનાર પરમાત્માનું સ્વરૂપ આમાં બતાવ્યું છે.

(૭) **રામ**:—પરમાત્માના ન્યાય અને સત્યવચનરૂપી ધર્મનું રામાવતારમાં દર્શન થાય છે.

(૮) **કૃષ્ણ**:—કૃષ્ણાવતારમાં ગોકુળના કૃષ્ણ અને ભારતયુદ્ધના કૃષ્ણ એ બે ભાવનાઓ એકઠી મળી છે. ગોકુળ–મથુરાના કૃષ્ણ તે 'ગોપ' કૃષ્ણ; અને ભારતયુદ્ધના કૃષ્ણ તે અર્જુનના 'સખા' કૃષ્ણ. પરમાત્મા સંબન્ધી આ બે ભાવનાઓ:— 'ગોપ'ની અને 'સખા'ની–ઠેક ઋગ્વેદસંહિતાથી ચાલી આવે છે. ત્યાં આદિત્ય (વિષ્ણુ)ને 'ગોપ' વિશેષણ લગાડયું છે, અને જીવાત્મા અને પરમાત્માને બે સખા–જોડીઆ કહ્યા

છે. એ જ 'નર' અને 'નારાયણ;' અને એના અવતાર અર્જુન અને કૃષ્ણ. કૃષ્ણાવતારમાં પ્રેમલક્ષણા ભક્તિ અને કર્મયોગ[1]નો ઉપદેશ થાય છે.

(૯) બુદ્ધઃ—બુદ્ધાવતારમાં બોધ શાન્તિ સમતા દયા વગેરે દયાળુ જ્ઞાની અને યોગીના ગુણો પ્રકટ થાય છે.

(૧૦) કલ્કિઃ—કલ્કિ અવતાર એ સત્ય ન્યાય અને ધર્મના વિજયની મનુષ્યે બાંધેલી આશાની ભાવના છે.

---

૧. જગતમાં જે કોઇ મ્હોટી ભાવનાઓ પ્રકટ થાય છે તે સર્વ પરમાત્માના અંશાવતારનાં જ કાર્યો છે એ સુચવવા માટે દશ અવતારને વિસ્તારીને ચોવીસ અવતાર પણ કેટલીકવાર ગણાવવામાં આવે છે.

૨. 'અવતાર'ના અર્થ અને હેતુ સમજાવવા.

૩. ઉપર દશ અવતારના અર્થ બતાવ્યા છે એ સર્વ વિદ્યાર્થીને સમજાવવા કઠણ પડે તો એમાંથી રામ કૃષ્ણ બુદ્ધ એવા થોડાક પસંદ કરવા.

---

૩૭.

## સ્તોત્રઃ ઊતારા.

૧. **દેવીઃ**—જે પોતે પુણ્યશાળીનાં ઘરમાં લક્ષ્મીરૂપ છે અને પાપીઓનાં ઘરમાં દારિદ્રયરૂપ છે, જ્ઞાનીઓનાં હૃદયમાં બુદ્ધિરૂપ છે, સત્પુરુષોની શ્રદ્ધારૂપ છે, અને કુળવાનની લજ્જા-(ખોટું કૃત્ય કરતાં શરમ આવવી)રૂપ છે—એવી તને અમે નમસ્કાર કરીએ છીએ. હે દેવિ! વિશ્વનું રક્ષણ કર.

હે દેવિ! તું સકળ શાસ્ત્રની સારભૂત એવી બુદ્ધિરૂપે જાણીતી

૧. જુવો ઉપર ભગવદ્‌ગીતાનો પાઠ.

છે. તું દુર્ગા આ કઠિન ભવસાગરની અસંગ (જેને એ સમુદ્રનું જળ વળગી શકતું નથી) એવી નૌકા છે. વિષ્ણુના હૃદય ઉપર જ વાસ કરી રહેનારી એવી લક્ષ્મી તે તું છે; અને ચન્દ્રમૌલિ(શિવ)માં વાસ કરી રહેનારી ગૌરી પણ તું જ છે.

જે દેવી સર્વ ભૂત માત્રમાં....શક્તિરૂપે....બુદ્ધિરૂપે....ક્ષમારૂપે.... શાન્તિરૂપે...કાન્તિરૂપે....ઇત્યાદિરૂપે રહેલી છે....ચિતિ(ચૈતન્ય)રૂપે જે આ આખા જગત્‌ને વ્યાપી રહી છે........એને, નમસ્કાર! એને નમસ્કાર! વારંવાર નમસ્કાર!

[ मार्कण्डेय-पुराण ]

* * *

૨. જગત્કર્તા પ્રભુ આ ત્રિભુવન સર્જે છે તેમાં એની ઇચ્છા (હેતુ) શી હશે? એનું શરીર શું હશે? એનાં સાધન શાં હશે? કયી વસ્તુ લઇને એમાંથી આ કર્યું હશે? (અર્થાત્, ઈશ્વરના જગત્કર્તૃત્વ માટે જે જે વસ્તુઓ જોઇએ તે અસંભવિત છે માટે જગત્‌નો કર્તા એવો ઈશ્વર છે જ નહિ.) આ કુતર્ક—કે જેને અતકર્ય ઐશ્વર્યવાળો જે તું તેનામાં અવકાશ જ નથી અને તેથી જે ખોટો છે—તેવડે કેટલાક વાચાળ મૂર્ખાઓ જગત્‌ને ભમાવે છે.

વેદ, સાંખ્ય, યોગ, પશુપતિ(શૈવ)મત, વૈષ્ણવમત—એમ જુદા જુદા રસ્તા પડેલા છે, તેમાં અમુક ઉત્તમ અમુક સારૂં એમ કહેવામાં આવે છે. પણ તે વિવિધતા મનુષ્યની ભિન્ન ભિન્ન રુચિને લીધે થએલી છે સીધા વાંકા અનેક માર્ગોએ જનારા મનુષ્યોનું પહોંચવાનું સ્થાન તું એક જ છે—જેમ સઘળાં જળોએ છેવટે સમુદ્રમાં જ પહોંચવાનું છે તેમ.

સિન્ધુને ખડીઓ બનાવી એમાં નીલગિરિ જેટલું કાજળ (મષી-શાહી) ભર્યું હોય; ઉત્તમ કલ્પવૃક્ષની લેખણ હોય અને પૃથ્વીરૂપી કાગળ હોય—અને તે લઇને સરસ્વતી પોતે સર્વ કાળ લખ્યાં જ કરે—તોપણ હે પ્રભુ! તારા મહિમાનો તો પાર એ ન જ પામે!

[ महिम्नः स्तोत्र. ]

* * *

૩. જેની કૃપા મૂગાને વાચાળ કરે છે, અને પાંગળાને ડુંગરા કુદાવે છે, એ પરમાનન્દ માધવને હું પ્રણામ કરૂં છું.

હે દેવાધિદેવ! તું જ મારી માતા છે, તું જ પિતા છે, તું જ બન્ધુ છે, તું જ મિત્ર છે; તું જ વિદ્યા છે, તું જ ધન છે. હે દેવાધિદેવ! મારૂં સર્વ તે તું જ છે.

તે જ શુભ લગ્ન, તેજ શુભ દિવસ, તારાબળ પણ તે જ, અને ચન્દ્રબળ પણ તે'જ, વિદ્યાબળ પણ તે જ, અને દૈવબળ પણ તે જ—કે જયારે હે લક્ષ્મીપતિ પ્રભુ! હું તારાં બે ચરણકમળનું સ્મરણ કરૂં.

પવિત્ર કે અપવિત્ર ગમે તે અવસ્થામાં રહીને જે પુંડરીકાક્ષ ભગવાનનું સ્મરણ કરે છે—તે બહારથી અને અન્દરથી પવિત્ર જ છે.

[ प्रकीर्ण स्तोत्र. ]

* * *

૪. સેંકડો યોજનેથી પણ જે "ગંગા! ગંગા!" એમ બોલે છે તે સર્વ પાપ થકી મુક્ત થાય છે, અને વિષ્ણુલોકમાં જાય છે.

હે દયાસાગર! આ સંસારરૂપી સર્પ થકી—હું જે તમને શરણે આવ્યો છું—તેનું રક્ષણ કર.

[ विविध. ]

---

૧. 'દેવી' એટલે શું એ આ ઊતારામાંથી સમજાવવું. 'દેવી' એટલે પરમાત્માની દિવ્ય શક્તિ, એના દિવ્ય ગુણની મૂર્તિ—જે આપણા અન્તરમાં અને બહાર વિશ્વમાં વ્યાપેલી છે.

૨. પરમાત્માનું અસ્તિત્વ—એનો પ્રભાવ—અને વિવિધ નામે એ એકજ પૂજાય છે—ઇત્યાદિ વસ્તુઓ સમજાવવી.

૩. પરમાત્માની અદ્‌ભૂત શક્તિ—કૃપા—મંગળમયતા—પવિત્રતા વગેરે બતાવવાં—તથા ભક્તને એ કેવો પ્રિય લાગે છે ઇત્યાદિ કહેવું.

૪. યાત્રા—વ્રત વગેરેને હિન્દુધર્મમાં માન્યાં છે, અને હજી મનાય છે. છેલ્લો ઊતારો વ્રતરાજના અનન્તચતુર્દશીવ્રતના પ્રકરણમાંથી છે. વ્રતમાં પણ ઉપદેશ રહેલો હોય છે એ આ વાક્યમાંથી સમજાશે.

---

૩૮.

# શંકરાચાર્ય.

૧. હિન્દુ ધર્મના ઇતિહાસમાં આપણે જેને સંસ્કૃતકાળ કહ્યો, તેના અન્તભાગમાં, એ ધર્મને ફરી જાગૃત કરનાર કેટલાક આચાર્યો થયા. એમણે પ્રાચીન ગ્રન્થોમાંના થોડાક મુખ્ય મુખ્ય ગ્રન્થો લઇ-જેવા કે ઉપનિષદ્, ભગવદ્ગીતા, વેદાન્તસૂત્ર—એ ઉપર ભાષ્યો લખ્યાં, અને એ વડે ખરો સનાતન હિન્દુ ધર્મ શો છે એ લોકને સમજાવ્યું, તથા તેઓને ખરા ધર્મને માર્ગે મૂકવા માટે સંસ્થાઓ બાંધી. આ આચાર્યોમાં સૌથી પ્રાચીન **શંકરાચાર્ય** છે.

૨. શ્રી શંકરાચાર્ય કેરલદેશમાં એક બ્રાહ્મણ માતાને પેટે જન્મ્યા હતા. એમના પિતા એમના ન્હાનપણમાં જ ગત થઇ ગએલા હોવાથી, એમને ઊછેરીને મ્હોટા કરવાનું કામ એમની માતાને શિર પડયું હતું. માતાએ એમને પૂર્ણ સ્નેહથી ઊછેરી, પાંચમે વર્ષે એમને સગાંવ્હાલાંની મદદથી જનોઇ દીધું. શંકરે બ્રહ્મચર્ય ધારણ કર્યું, અને સકળ શાસ્ત્રમાં પારંગત થયા. સમય થતાં માતા એમને સંસારમાં—ગૃહસ્થાશ્રમમાં—જોડવાનો વિચાર કરતાં હતાં, ત્યાં શંકરે એક દિવસ, માતા પાસે હાથ જોડી, સંન્યાસ ગ્રહણ કરવાની રજા માગી. માતાના કોમળ હૃદયને આથી ઘણું દુઃખ થયું. પછી એમ કહેવાય છે કે એકવાર શંકર નદીએ ન્હાવા ગયા હતા ત્યાં મઘરે એમનો પગ પકડયો. શંકરે ચીસ પાડી તે સાંભળી માતા દોડી આવ્યાં—એમને શંકરે કહ્યું કે માતા તમે મને સંન્યાસ લેવાની રજા આપો તો આ મઘર મને છોડે. આથી માતાએ તેમ કરવા કબૂલ્યું, અને મઘરે શંકરનો પગ છોડયો. આ કથાનું તાત્પર્ય એવું જણાય છે કે શંકરે પોતાની માતાને સમજણ પાડી કે આ સંસારરૂપી નદીમાં મોહરૂપી મઘર માણસને પકડે છે, અને એના મુખમાંથી છૂટવાનો ઉપાય સંન્યાસ સિવાય બીજો નથી. આ સમજણ પડવાથી માતાએ એમને સંન્યાસ ગ્રહણ કરવાની રજા આપી. શંકરે વૃદ્ધ માતાને દૂર

ન્હાવા જવાની તરદી ન પડે તે સારૂ ઘરમાં કૃષ્ણની મૂર્તિ હતી તે નદીકિનારે લાવીને સ્થાપી, સગાંવહાલાંને માની સુપરત કરી, અને કહ્યું કે હે મા! જ્યારે તું સંભારીશ ત્યારે હું તારી સમક્ષ આવીને ઊભો રહીશ. પછી શંકરાચાર્યે નર્મદા નદીને કાંઠે જઇ ગોવિન્દપાદાચાર્ય પાસે સંન્યાસ લીધો, અને એમની પાસેથી વેદાન્ત સાથે યોગનું પણ ઘણું જ્ઞાન મેળવ્યું. એમ કહેવાય છે કે એ પ્રયાગ ગયા ત્યાં કુમારિલ ભટ્ટે અગ્નિ સળગાવી એમાં પોતાનો દેહ હોમ્યો હતો. અર્ધો અગ્નિ એમને શરીરે ફરી વળ્યો હતો ત્યાં શંકરે એમને જ્ઞાનનો ઉપદેશ કર્યો, તે સાંભળીને કુમારિલ ભટ્ટે કહ્યું: "યતિરાજ! મેં નાસ્તિક મતનું ખંડન કરીને વૈદિક કર્મમાર્ગ પ્રવર્તાવ્યો છે, તમે જ્ઞાનમાર્ગ પ્રવર્તાવો. અને તે માટે મંડનમિશ્ર નામનો એક મ્હારો શિષ્ય છે એની પાસે જઇ એના ઉપર જય મેળવો." શંકરાચાર્ય મંડનમિશ્રને ગામ ગયા. ગામને ગાંદરે પનીયારીઓને મંડનમિશ્રનું ઘર પૂછ્યું. તેમણે નિશાની બતાવી કે "જે ઘરને બારણે મેના–પોપટ વેદ ઉચ્ચારી રહ્યાં હોય તથા શાસ્ત્રના વાદવિવાદ કરી રહ્યાં હોય એ ઘર મંડનમિશ્રનું જાણજો." શંકરે મંડનમિશ્રનું ઘર એ એંધાણીપરથી શોધી કાઢ્યું. મંડનમિશ્ર શ્રાદ્ધ કરતા હતા તે સન્યાસીને જોઇને બહુ ગુસ્સે થયા. કારણ કે શ્રાદ્ધમાં સંન્યાસી આવે તે નિષિદ્ધ ગણાય છે. પછી મંડનમિશ્રનો અને શંકર ભગવાનનો મીમાંસા અને વેદાન્તના સિદ્ધાન્ત સંબન્ધી વિવાદ ચાલ્યો. તેમાં મંડનમિશ્રનાં પત્ની સરસ્વતી મધ્યસ્થ થયાં. એ બેનો વિવાદ સાંભળી છેવટે સરસ્વતીએ શંકરાચાર્યનો જય થયો એમ જણાવ્યું. અને પ્રથમના કરાર મુજબ મંડનમિશ્ર સંન્યાસી થયા. ત્યાર બાદ શંકરાચાર્યે આખા હિન્દુસ્થાનમાં ફરી પ્રાચીન ઉપનિષદોનો અદ્વૈતવાદ અને જ્ઞાનવાદ પ્રવર્તાવ્યો અને એના રક્ષણ માટે હિન્દુસ્થાનને ચાર ખૂણે ચાર મઠો સ્થાપી તે ઉપર પોતાના ચાર મુખ્ય શિષ્યોની યોજના કરી. આ સર્વ સમયમાં શંકરાચાર્ય એમની માતાને ભૂલી ગયા ન હતા. એ સ્નેહાળ પુત્ર માતાના અવસાનસમયે એની પાસે જઇ પહોંચ્યા, અને સગાં વહાલાં એને બાળવાને પણ ન આવ્યાં તેથી જરા પણ ન ગભરાતાં શંકરાચાર્યે એની સઘળી

ઉત્તરક્રિયા ( સંન્યાસીને ક્રિયાનો નિષેધ છતાં ) પોતે જાતે કરી, અને શાસ્ત્રના વિધિનિષેધ કરતાં માતાપુત્રનો સ્નેહ અધિક છે એ મહાન સત્ય જગતને દેખાડયું.

૩. શંકરાચાર્યના હિન્દુસ્થાન ઉપર બે મ્હોટા ઉપકાર છે. (૧) એક તો એમના સમયમાં-હિન્દુસ્થાનમાં અસંખ્ય ન્હાના મ્હોટા દેવોની વિવિધ જાતની પૂજા, એને લગતા અસંખ્ય ધાર્મિક વહેમો અને કેટલીકવાર દુરાચારો, પ્રવર્તતા હતા-તેનું એમણે ખંડન કર્યું. એ ખંડનને અંગે એમણે બતાવ્યું કે શિવ અને વિષ્ણુ એક જ પરમાત્માનાં આનન્દ અને વ્યાપકતા સૂચવનારાં માત્ર જુદાં જુદાં નામો છે.* અને દેવી તે એ પરમાત્માની-જગન્માતા માયાશક્તિ છે. (૨) બીજું-શંકરાચાર્યે જીવમાત્રનું પરમાત્મામાં અદ્વૈત સાધીને આગળ ઉપર થનારા જ્ઞાનપ્રધાન સન્ત-ધર્મ( ઉદા૦ કબીર વગેરે )નું બીજ રોપ્યું. આ સંબન્ધમાં એક આખ્યાયિકા એવી છે કે એક વાર શંકરાચાર્ય એમના શિષ્યોને લઇને કાશીમાં ગંગાએ ન્હાવા જતા હતા, ત્યાં રસ્તામાં એગને એક ઢેડ આડો આવ્યો. તેને શંકરાચાર્યે કહ્યું ' ખશ.' ત્યારે ઢેડે એમને ઉપદેશ દીધો: " હે મહારાજ ! હું બ્રાહ્મણ અને તું ઢેડ એવી મિથ્યા બુદ્ધિ આપને શોભે ? શરીર માત્રમાં રહેતા પરમાત્મા એજ મારૂં-તમારૂં અને સર્વેનું ખરૂં સ્વરૂપ છે એ કેમ ભૂલી જાઓ છો ! " શંકરાચાર્યને આ સાંભળી એકદમ પોતાના સ્વરૂપનું ભાન આવ્યું, અને આવું અભેદજ્ઞાન જેણે પ્રાપ્ત કર્યું છે તે બ્રાહ્મણ હો કે ઢેડ હો-જે હો તે હો-પણ એ વન્દનીય જ છે એમ એમણે જાહેર કર્યું. આ આગળ ઉપર થનારા સન્તધર્મનું બીજ.

૪. શંકરાચાર્યે સોળમા વર્ષથી સંન્યાસ ગ્રહણકરી સોળવર્ષ ઉપનિષદ્-ધર્મનો ઉપદેશ કર્યો. એ દરમિયાન એમણે, કન્યાકુમારીથી બદરિકાશ્રમ અને કાશ્મીર સુધી અને દ્વારકાથી જગન્નાથપુરી સુધી હિન્દુસ્થાનના સર્વ ભાગમાં પગે ચાલીને પુષ્કળ મુસાફરી કરી. રાજ્યોની અન્ધાધુન્ધીના એ કાળમાં એમને રસ્તાનાં કેવાં દુઃખો વેઠવાં પડયાં હશે

---

* જુવો ઉપર 'પચાયતન'નો પાઠ.

એ આપણે સહજ કલ્પી શકીએ. શારીરિક શ્રમને પરિણામે, તેમ જ શાસ્ત્રવિવાદ અને ઉપદેશને અંગે જે અથાગ શ્રમ ઊઠાવવો પડેલો તેને લીધે, બત્રીસ વર્ષની તરુણ વયે એમનો દેહ પડયો.

૫. એમના મુખ્ય સિદ્ધાન્ત નીચે પ્રમાણેઃ—

(૧) કર્મ અને ભક્તિ થકી ચિત્ત શુદ્ધ થાય, પણ આ સંસાર- માંથી મુક્તિ મેળવવાનું છેવટનું સાધન તો જ્ઞાન જ છે.

(૨) એ જ્ઞાન તે એવું કે—"બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે, અને જીવ તે (ખરૂં જોતાં) બ્રહ્મરૂપ જ છે."

(૩) એ જ્ઞાન બરાબર મેળવવા માટે સંન્યાસની જરૂર છે. અને એ સંન્યાસ જે ઘડીએ ખરો વૈરાગ્ય ઊપજે તે ઘડીએ લઇ શકાય. ગૃહસ્થાશ્રમ કરવાની જરૂર નથી.

---

૩૯.

## ઉતારા.

૧. બ્રહ્મ સત્ય છે; જગત્ મિથ્યા છે; જીવ એ કેવલ બ્રહ્મ જ છે.

*　*　*

૨. હે વિષ્ણુ!–મારી અનીતિ દૂર કર, મારૂં મન મારે કબજે કર, વિષયરૂપી મૃગતૃષ્ણાને શાન્ત પાડ. મારામાં ભૂતદયા–પ્રાણીમાત્ર મત્યેદયા–વિસ્તાર, અને સંસાર–સાગરમાંથી મને તાર.

હે નાથ! જો કે મારી–તારી વચ્ચેની ભેદબુદ્ધિ મારામાંથી લય પામી ગઇ છે–તથાપિ (હું જાણું છું કે) હું તારો આવિર્ભાવ છું, તું મારો આવિર્ભાવ નથી. તરંગ (મોજું) એ સમુદ્રનો આવિર્ભાવ છે, સમુદ્ર તરંગનો આવિર્ભાવ નથી.

હે મૂઢમતિ (મૂર્ખા)! ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ. જ્યારે મરણ પાસે આવીને ઊભું રહેશે તે વખતે આ 'डुकृञ् करणे' (વ્યાકરણ ગોખેલું) તને કામ નહિ આવે.

*　　　*　　　*

૩. શરીર એ જ કાશીક્ષેત્ર છે; અને જ્ઞાનરૂપી ત્રિભુવનમાતા સર્વવ્યાપક ગંગા છે; ભક્તિ અને શ્રદ્ધા એ ગયા (તીર્થ) છે; અને પોતાના ગુરુના ચરણનું ધ્યાન કરવું એ રૂપી જે યોગ તે જ પ્રયાગ છે. સ્થૂલ સૂક્ષ્મ અને કારણ દેહ, જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિની અવસ્થા, ઇત્યાદિ સર્વ ત્રિપુટીઓની પર જે સર્વ પ્રાણીઓનાં અન્તઃકરણનો સાક્ષી અન્તરાત્મા છે એ જ કાશી-વિશ્વેશ્વર છે. એ સઘળું મારા દેહમાં જ રહે છે તો પછી બીજું તીર્થ કયું છે?

*　　　*　　　*

૪. ચાંડાળઃ—હે ઉત્તમ બ્રાહ્મણ! મને કહીશ—તું કોને ખસેડવા માગે છે? અન્નમય (દેહ)થી અન્નમયને ખસેડવા માગે છે? કે ચૈતન્યથી ચૈતન્યને ખસેડવા માગે છે? (અર્થાત્, દેહ લો કે આત્મા લો—ઉભયરૂપે આપણો અભેદ છે.)

[शङ्कराचार्यकृत स्तोत्रादिक.]

---

૧. શંકરાચાર્યના જીવન અને ઉપદેશમાંથી વિદ્યાર્થીઓને સંન્યાસનો બોધ કરવાનો નથી. પણ ઘર સંસાર ન માંડે તેણે જગત્ ઉપર કેવો ઉપકાર કરવામાં જીવન ગાળવું જોઇએ એ બતાવવું

૨. શુદ્ધ ધર્મને અંગે—એક પરમાત્માનો અને જ્ઞાનનો એમણે જે ઉપદેશ કર્યો છે, ખરા તીર્થ અને યાત્રા શાં છે ઇત્યાદિ જે બતાવ્યું છે એ તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચવું

—ooc—

૪૦.

# રામાનુજાચાર્ય.

૧. આ મહાન આચાર્ય ઈ. સ. ૧૦૧૭ માં જન્મ્યા હતા. એમના પિતાનું નામ કેશવ સોમયાજી અને માતાનું નામ કાન્તિમતી હતું. ન્હાનપણમાં એમણે યાદવપ્રકાશ નામે એક વેદાન્તી પાસે અભ્યાસ કર્યો. એમ કહેવાય છે કે અભ્યાસ દરમિયાન ઉપનિષદ્નાં વાક્યોના અર્થ બાબત એમની અને ગુરુની વચ્ચે વખતો વખત જે મતભેદ પડતો, તેને લીધે તેઓ વચ્ચે એવો તો વિરોધ જાગ્યો કે ગુરુએ એમને મારી નાંખવાના ઈરાદાથી કાશીની યાત્રામાં સાથે લીધા. પણ એમના એક મામાના દીકરા ભાઇએ એમને ચેતાવ્યા. તેથી એ રસ્તામાંથી નાશી એક ભીલ અને ભીલણની (કથામાં જેમને નારાયણ અને લક્ષ્મી કહ્યાં છે) મદદથી કાંચી નગરી આવી પહોંચ્યા. ત્યાં યામુનાચાય નામે એક વિશિષ્ટાદ્વૈતવાદી ભક્ત વેદાન્તીએ એમને શ્રીરંગ આવી પોતાના પન્થની દીક્ષા લેવાનું કહાવ્યું. રામાનુજાચાર્ય જઇ પહોંચ્યા પહેલાં તો યામુનાચાર્યે દેહ છોડયો હતો. એ આચાર્યના શબના જમણા હાથની ત્રણ આંગળીઓ વળેલી જોઇને રામાનુચાર્યે પૂછયું આ શાથી વળેલી છે ? યામુનાચાર્યના શિષ્યોએ ઉત્તર દીધો કે મરણસમયે એમણે ત્રણ વાનાં ગણાવીને તે સિદ્ધ કરવાનું આપને સોંપતા ગયા છેઃ એક તો બ્રહ્મસૂત્ર ઉપર વિશિષ્ટાદ્વૈતનું ભાષ્ય લખવું, બીજું 'પરાશર[1]'નું નામ રાખવું, અને ત્રીજું 'શઠકોપ[2]'નું નામ રાખવું. રામાનુજાચાર્યે આ પ્રતિજ્ઞાઓ સ્વીકારી અને જતે દહાડે પાર પાડી.

રામાનુજાચાર્યને સ્ત્રી એમને યોગ્ય મળી ન હતી, અને એની સાથે ઉપજેલા બે ત્રણ પ્રસંગોથી એમને વૈરાગ્ય થઇ આવ્યો. શાસ્ત્રમાં– તે તેમ જ સ્મૃતિમાં–ઉપદેશેલા ગૃહસ્થાશ્રમના ધર્મ એ બરાબર પાળતા, અને તેથી એક વાર એમની પત્નીએ ઘરમાં અન્ન છતાં એક

---

૧. વિષ્ણુપુરાણના મહર્ષિ. ૨. 'શઠકોપ' એ નામના પ્રાચીનકાળમાં દ્રાવિડ દેશમાં એક શૂદ્ર ભક્ત થઈ ગયા છે.

અતિથિને બારણેથી પાછા કાઢયો એ વાત એમના જાણવામાં આવી ત્યારે એમને અત્યન્ત ખેદ થયો. અને આવા અનુભવ ઘણા થવાથી આખરે એમણે સંન્યાસ લઇ શ્રીરંગજીમાં વાસ કર્યો. ત્યાં એમના ગુરુ મહાપૂર્ણ સ્વામી પાસેથી એમણે જે ઉપદેશ મેળવ્યો તે સંબન્ધમાં એમ કહેવાય છે કે તે કોઇને પણ એ ઉપદેશ કહેવો નહિ એવી શરત હતી, પરંતુ આ શરત તોડવા માટે ગુરુના શાપથી મારે નરકયાતના ભોગવવી પડે તો ભલે પણ હું આ સત્ય અન્ય જીવોને આપ્યા વિના નહિ રહું એમ નિશ્ચય કરીને એમણે ગુરુ પાસેથી મળેલો ઉપદેશ જગતમાં પ્રકટ કર્યો.

૨. રામાનુજાચાર્યના સિદ્ધાન્તમાં ધ્યાનમાં રાખવાની બાબતો નીચે પ્રમાણે છેઃ—

(૧) એ પરમાત્મા તે સર્વ કલ્યાણ ગુણથી ભરપૂર છે. સર્વે જડ પદાર્થો અને ચેતન જીવો તે એના શરીરરૂપ છે. આ શરીર તે પરમાત્માનું વિશેષણ, તેથી આ સિદ્ધાન્ત વિશિષ્ટાદ્વૈતસિદ્ધાન્તને નામે ઓળખાય છે.

(૨) ભાગવત[1] મત તે જ ખરો વેદાન્તમત છે.

(૩) કર્મ અને (આત્માનું) જ્ઞાન એ બે મળીને ભક્તિ ઉપજાવે છે, અને ભક્તિ એ જ પરમાત્માને પહોંચવાનું સાધન છે. પરમાત્માની ભક્તિ એ જ એનું ખરૂં જ્ઞાન.

(૪) રામાનુજાચાર્ય વર્ણાશ્રમધર્મના કર્મકાંડને બહુ મહત્ત્વ આપે છે માત્ર એની પાર એક બારી ખુલ્લી રાખે છે, અને તે પ્રપત્તિની. આ દૃષ્ટિએ રામાનુજાચાર્યને બ્રાહ્મણ અને શૂદ્રનો ભેદ નહોતો. એમ બતાવનારી એક આખ્યાયિકા એવી છે કે યામુનાચાર્યના શિષ્ય કાંચીપૂર્ણ જે શૂદ્ર હતા પણ પરમભક્ત હતા એમને જમાડવાથી જાણે ઘર અભડાયું હોય એમ સ્થળ અને પાત્રોને ધોતી લીંપતી તથા જાતે સ્નાન કરતી પોતાની સ્ત્રીને જોઇને રામાનુજાચાર્યને ઘણું માઠું લાગ્યું.

---

૧. આ વિષે ઉપર પાઠ આવી ગયો છે.

૪૧.

# મધ્વાચાર્ય.

ઇ. સ. ૧૨-૧૩ મા સૈકામાં મધ્વાચાર્ય નામે એક આચાર્ય થયા. એ ઋગ્વેદસંહિતા વગેરે ગ્રન્થના ખાસ અભ્યાસી હતા, અને એથી એમનું વલણ ભક્તિ તરફ ઘણું હતું. એમને શંકરાચાર્યનો અદ્વૈતવાદ બિલકુલ ગમ્યો નહિ, રામાનુજાચાર્યની પેઠે થોડું-ઘણું અદ્વૈત પણ ન સ્વીકારતાં, એમણે ઈશ્વર જીવ અને જડ પદાર્થો સર્વનો પરસ્પર ભેદ પ્રતિપાદન કર્યો. રામાનુજાચાર્યની માફક મધ્વાચાર્ય પણ વિષ્ણુને જ પરમ દેવ માને છે, અને બ્રહ્મા શિવ વગેરે એમના તાબાના દેવો છે એમ કહે છે. આ ઉપરાંત એમના સિદ્ધાન્તનો ટૂંકામાં સાર એ છે કે—

(૧) સ્વતન્ત્ર અને પરતન્ત્ર એવાં બે તત્ત્વ છે. તેમાં સ્વતન્ત્ર તે પરમાત્મા વિષ્ણુ; અન્ય સર્વ બ્રહ્માદિક દેવો. સામાન્ય જીવો, તથા જડ પદાર્થો તે પરતન્ત્ર છે. એ વિષ્ણુને અધીન છે, અને વિષ્ણુ ચલાવે તેમ ચાલે છે.

(૨) જીવ સેવક છે, અને વિષ્ણુ સેવ્ય છે. વિષ્ણુની સેવામાં મુખ્ય ભજન છે. એ ભજન ત્રણ પ્રકારે થઇ શકે છેઃ વાણી, શરીર અને મન વડે. સત્ય હિત અને પ્રિય બોલવું તથા સ્વધર્મના ગ્રન્થો વાંચવા ( સ્વાધ્યાય ) એ ચાર વાણીવડે કરવાની ભક્તિના પ્રકારના છે. દાન, પરિત્રાણ ( સંકટમાંથી દુઃખીને તારવું ) અને પરિરક્ષણ ( દુઃખ આવતું અટકાવવું ) એ ત્રણ શારીરિક ભજનના પ્રકાર છે. અને દયા સ્પૃહા ( પ્રભુ પ્રત્યે રુચિ ) અને શ્રદ્ધા એ ત્રણ માનસિક ભજનના પ્રકાર છે. આમ બધા મળી ભજનના દશ પ્રકાર છે.[1]

---

૧. 'ભજન' એટલે માત્ર ભગવાનનુ નામ જ લીધા કરવું એમ નહિ. પણ દુઃખીની મદદે આવવું વગેરે કૃત્યો પણ ભગવાનની ભક્તિનાજ પ્રકાર છે એ ઉપદેશ કરવો.

# વલ્લભાચાર્ય.

આ આચાર્યશ્રીનો જન્મ ઇ. સ. ૧૪૭૯ માં દક્ષિણના એક બ્રાહ્મણ કુટુમ્બમાં થયો હતો. એમના પિતા લક્ષ્મણભટ્ટજી અને માતા યલ્લમાગારૂ કાશીમાંથી સ્વદેશ જવા નીકળ્યાં હતાં, ત્યાં રસ્તામાં ચંપારણ્યમાં માતાને ગર્ભસ્રાવ થયો, અને એ ગર્ભને મુવેલો જાણી એક શમીવૃક્ષની બખોલમાં પાંદડાં ઢાંકીને મૂકવામાં આવ્યો. પણ રાત્રિએ સ્વપ્ન આવવા ઉપરથી માતપિતાએ બખોલમાં જઇને જોયું તો બાળક રમતું દીઠું ! એ બાળકને લઇને ઉછેર્યું, યોગ્ય વયે જનોઇ દીધું, અને સારા પંડિતકુળના બાળકને શોભે એવો વેદથી માંડી બધી જાતનો અભ્યાસ કરાવ્યો. પિતાના મરણ પછી આચાર્યશ્રી પૃથ્વી(હિન્દુસ્થાન) પરિક્રમણ કરવા નીકળ્યા. તેમાં પ્રથમ તો એમણે કૃષ્ણદેવ રાજાની સભામાં પંડિતોનો પરાજય કરી રાજાને પુષ્ટિમાર્ગનો સિદ્ધાન્ત સ્વીકારાવ્યો. ત્યાર પછી આચાર્યશ્રીએ દક્ષિણમાં રામેશ્વર પર્યન્ત, પશ્ચિમે ગુજરાત અને સિન્ધ, ઉત્તરે હરિદ્વાર ગંગોત્તરી, અને પૂર્વે જગન્નાથપુરી સુધી પુષ્કળ પર્યટન કર્યું, અને ભક્તિમાર્ગનું સારી રીતે સ્થાપન કર્યું.

વલ્લભાચાર્યના સિદ્ધાન્ત નીચે પ્રમાણે છેઃ—

(૧) અગ્નિમાંથી તણખા નીકળે, અથવા તો કરોળીઓ પોતામાંથી જાળ કાઢે, તેમ બ્રહ્મમાંથી આ જીવ તથા જડ સૃષ્ટિ નીકળ્યાં છે.

(૨) શંકરાચાર્ય બ્રહ્મમાં માયારૂપી મેલ માને છે, અને રામાનુજાચાર્ય એને જીવ અને જડ પદાર્થ રૂપી વિશેષણો લગાડે છે, તે પ્રમાણે આ સિદ્ધાન્તમાં નથી. તેથી વલ્લભાચાર્ય એને ‘ શુદ્ધાદ્વૈત ’ કહે છે.

(૩) કૃષ્ણ એ જ પુરાણ પુરુષોત્તમ–પરમાત્મા–છે, અને એને પામવાનું સાધન ભક્તિ છે. જ્ઞાન અને વૈરાગ્ય એ ભક્તિનાં

સાધન તરીકે કામ આવે, પણ પરમાત્માને પામવા માટે છેવટે તો ભક્તિ જ જોઇએ.

(૪) એ ભક્તિના વિવિધ પ્રકાર છે. પણ તેમાં પ્રેમલક્ષણા ભક્તિ તે ઉત્તમ છે. વળી એની ભક્તિના મર્યાદા અને પુષ્ટિ એવા બે માર્ગ છે. શાસ્ત્રના વિધિનિષેધ જાળવીને પ્રભુની સેવા કરવી તે મર્યાદામાર્ગ. શાસ્ત્રમાં બતાવેલાં સાધન ન હોવા છતાં કેવળ પ્રભુની કૃપા ઉપર જ આધાર રાખી એની ભક્તિ કરવી અને કૃપા પામવી એ પુષ્ટિમાર્ગ.[૧] 'પુષ્ટિ' એટલે પોષણ; પ્રભુ જીવાત્માનું ધાર્મિક પોષણ કરે તે; અર્થાત્, એની સ્વતન્ત્ર કૃપા—જે શાસ્ત્રના નિયમની પણ દરકાર કરતી નથી.

ટૂંકામાં—'શુદ્ધાદ્વૈત' અને 'પુષ્ટિમાર્ગ' એ બેને વલ્લભાચાર્યના ખાસ સિદ્ધાન્ત કહીએ તો ચાલે.

---

૪૩.

## ભાષાયુગ.

૧. ઇ. સ. ૧૩–૧૪ મા સૈકાથી હિન્દુસ્થાનમાં નવો જ જમાનો શરૂ થાય છે. એ સમયથી આ દેશમાં મુસલમાનોનાં રાજ્ય સ્થપાયાં. પરંતુ એ કરતાં પણ વધારે મહત્ત્વની વસ્તુ એ છે કે–હવેથી હિન્દુસ્થાનના ધાર્મિક ઉદ્ગારો સંસ્કૃતને બદલે 'ભાષા'માં થવા લાગ્યા. આથી એના ધર્મને નવું જ જીવન મળ્યું, એટલુંજ નહિ પણ જે નવું ધાર્મિક ચૈતન્ય દેશમાં હાલવા લાગ્યું તે એવું તો પ્રબળ નીવડ્યું કે એણે સંસ્કૃત ન જાણનાર અનેક મૂંગાને બોલતા કર્યા, અને જે ડુંગરા સંસ્કૃત ભણેલા પંડિતો ઓળંગી શકતા ન હતા તે તેઓ સહેલાઇથી ઓળંગી ગયા. આ ધાર્મિક ઉપાડનાં ખાસ લક્ષણ નીચે પ્રમાણે જણાય છેઃ

---

૧. 'પુષ્ટિ' એટલે ખાવું–પીવું અને દેહ પુષ્ટ કરવો એ અર્થ કેટલાક કરે છે એ તદ્દન ભૂલ છે.

(૧) એક તો સંસ્કૃતને બદલે 'ભાષા'નો પ્રયોગ.

(૨) કર્મકાંડ પ્રત્યે અરુચિ અને તે સાથે અનેક દેવદેવીઓની ઉપાસનાને બદલે એક વિષ્ણુ કે એવે કોઇક નામે એક પરમાત્મામાં જ નિષ્ઠા.

(૩) એ પરમાત્માને બારણે કોઇ પણ તરેહના ભેદ નથીઃ એ પ્રભુ બ્રાહ્મણોનો જ નથી, કુંભાર દરજી હજામ છીપા કસાઇ અને ઢેડ સુદ્ધાંતનો છે; એ પુરુષનો જ નથી, સ્ત્રીઓનો પણ છે; બાવા અને ત્યાગીનો જ નથી, ગૃહસ્થ અને સંસારીનો પણ છે; તવંગરનો જ નથી, ગરીબનો પણ છે.

(૪) યજ્ઞ–યાગ જપ તપ કર્મકાંડથી એ મળતો નથી–એને આત્માના અન્તરમાં જ અનુભવવાનો છે.

૨. ભાગવત ધર્મમાં કે અદ્વૈતસિદ્ધાન્તમાં આ ઉપદેશ કાંઇ નવા નથી,' પણ અનેક સૈકા સુધી જે કજળાઇ ગએલા પડયા હતા તે આ સમયે હિન્દુસ્થાનના ધાર્મિક જીવનમાં ફરી ઝળકી ઊઠયા.

આ નવા ધાર્મિક અભ્યુત્થાન( ઊપાડ )માં બે પ્રવાહ જોવામાં આવે છેઃ એક જ્ઞાનપ્રધાન અને બીજો ભકિતપ્રધાન.

૩. " ભાષા (ચાલતી બોલી) એ ખરેખર શાખા છે; અને સંસ્કૃત એ મૂળ છે. મૂળ ધૂળમાં રહે છે; ફળ ફૂલ તો શાખા ઉપર જ છે."
—( એક હિન્દી દૂહો. )

---

૪૪.

## સન્ત—સાધુઓ.

(૧) રામાનન્દઃ એ ( ઇ.સ. ૧૪–૧૫ મા સૈકામાં ) રામાનુજાચાર્યના સંપ્રદાયમાં પાંચમા આચાર્ય હતા એમ કહેવાય છે. દક્ષિણના વૈષ્ણવોએ એમનું અપમાન કર્યું, તેથી રામાનન્દે ત્યાંથી જઈ કાશીમાં

મઠ સ્થાપ્યો. એમણે રામાનુજાચાર્યની પેઠે ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો. પણ રામાનુજાચાર્યે વિષ્ણુ–વાસુદેવ–પુરુષોત્તમ–નારાયણ એ નામે પરમાત્માનો ઉપદેશ કર્યો હતો, તેને બદલે રામાનન્દજીએ એક રામ–નામનો મહિમા પ્રવર્તાવ્યો, તથા રામાનુજાચાર્યે નાત–જાતના ભેદ માન્યા હતા તે એમણે ત્યજી દીધા.

(૨) કબીરજી. (ઇ.સ. ૧૫ મા સૈકામાં) રામાનન્દના બાર શિષ્યોમાં એક કબીર હતા. એ એમના જ્ઞાનના કારણથી 'કબીર સાહેબ' એવે નામે પંકાએલા છે. એમણે મૂર્તિપૂજા તેમ જ સ્નાન વ્રત જપ તપ વગેરે કર્મકાંડની પ્રક્રિયાનું જોરથી ખંડન કર્યું, અને 'રામ' અને 'રહીમ' હિન્દુ અને મુસલમાન બંનેનો ઈશ્વર–એક જ છે એમ પ્રતિપાદન કર્યું. એમનો ઉપદેશ અદ્વૈતવાદ–વૈરાગ્ય–અને જ્ઞાનનો હતો, અને એમ કહીએ તો ચાલે કે સંસ્કૃત કાળમાં જે બોધ શંકરાચાર્યે કર્યો તે આ ભાષાયુગમાં કબીરજીએ કર્યો. હિન્દુ અને મુસલમાન બંને કબીરજીને પોતાના તરીકે માને છે, અને એમ કહેવાય છે કે એમનો દેહાન્ત થયો ત્યારે એમને બાળવા કે દાટવા એ સંબન્ધી એમના શિષ્યોમાં ઝઘડો થયો, પણ જ્યારે એમના શરીર ઉપર ઓઢાડેલી ચાદર ઊંચી કરવામાં આવી ત્યારે એમના શરીરને બદલે માત્ર ફૂલનો ઢગલો જણાયો !

(૩) નાનકશાહ. (ઇ. સ. ૧૪૬૯–૧૫૩૮) એમના વિચાર કબીર સાહેબને મળતા હતા. 'કોઇ હિન્દુ નથી, કોઇ મુસલમાન નથી' એમ ધર્મની અને જાતની જુદાઇનો એમણે નિષેધ કર્યો છે, તથા અદ્વૈતવાદનું પ્રતિપાદન કર્યું છે. આ કારણથી એમનો પન્થ કેટલાક મુસલમાનોએ પણ સ્વીકાર્યો. પણ નાનકશાહ મૂળ હિન્દુ ધર્મના જ ઉપદેશક હતા. એમણે ગુરુમહિમા ખૂબ ગાયો છે, તથા જન્મ–મરણ રૂપ સંસારના ફેરામાંથી છૂટી 'હરિ' માં ભળી જવું ઇત્યાદિ વેદાન્તનો ઉપદેશ કર્યો છે. શીખ લોકો નાનકશાહના અનુયાયીઓ છે, અને એમના સાધુઓ સંસારથી વિરક્ત રહે છે તેથી 'ઉદાસી બાવા' કહેવાય છે. એમના પન્થનો મુખ્ય ગ્રન્થ 'આદિ ગ્રન્થ'ને નામે ઓળખાય છે.

**(૪) તુલસીદાસ.** (ઇ. સ. ૧૫૩૨–૧૬૨૩) રામાનન્દ પછી ગુરુક્રમમાં સાતમા, પ્રસિદ્ધ 'તુલસીકૃત રામાયણ'ના કર્તા, તુલસીદાસજી થયા. એમનો રામ ઉપરનો પ્રેમ અદ્ભુત હતો. હિન્દુસ્થાનના તત્ત્વજ્ઞાનીઓના ઉંચા તત્ત્વવિચારથી અને સંસારના સ્વરૂપ સંબન્ધી ચિન્તનથી એમનું કાવ્ય સ્થળે સ્થળે અંકાએલું છે, પણ એમની ખરી વિલક્ષણતા તો એમના રામ પ્રત્યેના પ્રેમમાં છે. એમના 'સિયાવર રામચન્દ્ર'ના જયજયકારના ઉદ્‌ગારો, એક વખત તુલસીકૃત રામાયણ જેણે સાંભળ્યું હોય તેના કર્ણમાં નિત્ય ગાજ્યાં કરે છે. એમનો ઉપદેશ ગંભીર અને વિશુદ્ધ છે, અને જ્ઞાન ભક્તિ અને વૈરાગ્ય ત્રણેની–જો કે ભક્તિની વિશેષ–એના ઉપર છાપ લાગેલી છે.

**(૫) ચૈતન્ય.** ઇ. સ. બારમા સૈકામાં નિમ્બાર્કે અને જયદેવે કૃષ્ણભક્તિ પ્રકટાવી ત્યાર પછી કેટલેક વખતે, પંદરમા સૈકામાં (જન્મ ઇ. સ. ૧૪૮૫), આ મહાન કૃષ્ણભક્ત થયા. એ બંગાળામાં કૃષ્ણના અવતારસમાન પૂજાય છે. એમનું જન્મનામ વિશ્વંભર હતું. ન્હાનપણથી જ બુદ્ધિશાળી હોઇ, અનેક પંડિતો ઉપર એમણે જય મેળવ્યાની વાતો કહેવાય છે. પણ એમનો ખરો મહિમા તો એમની આવેશવાળી રાધાકૃષ્ણની ભક્તિ–એમનાં સંકીર્તનો–રાસલીલાઓ–એમની પ્રેમસમાધિ વગેરેમાં પ્રકટ થાય છે. એમના પ્રભુથી ભરપૂર નેત્રમાં નાત જાતનો ભેદ ન હતો. મુસલમાન પણ એમના શિષ્યવર્ગમાં હતા. અને ભક્તિનું સ્વરૂપ એમના સંપ્રદાયમાં બહુ ઝીણવટથી તપાસવામાં આવ્યું છે.

**(૬) સૂરદાસ.** (ઇ સ. ૧૬ મા સૈકામાં) તુલસીદાસે રામનાં ચરિત ગાયાં, તેમ સૂરદાસે કૃષ્ણનાં ગાયાં. જ્ઞાન અને વૈરાગ્યથી તુલસીદાસની ભક્તિ અંકાએલી હતી, તેને બદલે સૂરદાસનાં પદ કેવળ પ્રેમભક્તિથી ભરપૂર છે.

**(૭) નરસિંહ મહેતા.** (ઇ. સ. ૧૫–૧૬ મા સૈકામાં) આ સમયમાં ગુજરાત પણ ભગવાનની કૃપા વિના રહ્યું નહોતું. આપણા પ્રાન્તમાં ભગવદ્‌ભક્ત નરસિંહ મહેતાનું જીવન સુપ્રસિદ્ધ છે. નાત-

જાતના ભેદ અવગણી એમણે પ્રભુમાં કેવું ચિત્ત લગાડયું હતું, પ્રભુની કૃપાથી એમના સાંસારિક વ્યવહાર કેવા એની મેળે ચાલ્યાં કરતા, અને પુત્રના મરણ જેવું દુઃખ આવ્યાંછતાં 'ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ' ઇત્યાદિ ઉદ્ગારો જોતાં એમની પ્રભુમાં તન્મયતા કેવી હતી-વગેરે સારી રીતે જાણીતું છે.

(૮) **મીરાંબાઈ.** (ઇ. સ. ૧૬ મા સૈકામાં) આ સ્ત્રીભક્ત કૃષ્ણભક્તિથી ગાંડી છે. શાસ્ત્રકારોએ ફરમાન કાઢયું કે સ્ત્રીને પતિ સિવાય દેવ નથી, ત્યારે આ સ્ત્રીએ જગતને બતાવી આપ્યું કે તેને દેવ સિવાય પતિ નથી! એણે પોતાનો આત્મા કૃષ્ણ ભગવાનને વરાવી દીધો હતો. એનો પ્રેમ સંસારી પ્રેમથી કેવો જુદો હતો તે આટલી વાત ઉપરથી સમજાશે કે જ્યારે મથુરામાં એ ચૈતન્યસંપ્રદાયના આચાર્ય જીવા ગોસાંઇને નમવા ગઇ, ત્યારે જીવા ગોસાંઇએ એને સ્ત્રી હોવાથી ચરણસ્પર્શ કરવા દેવાની ના કહી. ત્યારે મીરાંએ કહ્યું કે "મહારાજ! હું નહોતી ધારતી કે કૃષ્ણ સિવાય કોઇ પણ માણસ જગતમાં પુરુષ મનાતો જ હશે!" એના આત્મનિવેદનનો વેગ-'અબ તો મેરા રામ નામ દૂસરા ન કોઇ' ઇત્યાદિ પદોમાં વિરાજમાન છે.

(૯) **તુકારામ.** (ઇ. સ. ૧૭ મા સૈકામાં) દક્ષિણમાં ભાગવત ધર્મનું અભ્યુત્થાન (ઊપાડ) પણ આ સમયના ધાર્મિક ઇતિહાસમાં ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. એ અભ્યુત્થાને મહારાષ્ટ્રને જાગૃત કર્યું અને અદ્ભુત શક્તિ આપી. દરજી છીપા હજામ ઢેડ સુદ્ધાંત ભગવાનનો સાક્ષાત્કાર પામ્યા. પ્રભુને દ્વારે કોઈ ઊંચ નીચ નથી, સ્ત્રી પુરુષ નથી, જપ તપ યોગ વ્રત સર્વ નકામાં છે, કેવળ ભક્તિ એ જ પરમાત્માને પામવાનું ખરૂં સાધન છે-આ ધર્મનું પ્રતિપાદન નામદેવ એકનાથ વગેરે અનેક મરાઠા સંત-સાધુઓનાં ચરિત્રોમાં અને ઉદ્ગારોમાં થયું છે. પણ તે સર્વમાં તુકારામના અભંગો વિશેષ પ્રસિદ્ધ છે. શિવાજીએ એમને હાથી ઘોડા પાલખી વગેરે તેડવા મોકલ્યાં, ત્યારે તુકારામે કહાવેલો જવાબ એ મહાન સાધુના હૃદયનું ખરૂં નિઃસ્પૃહી અને વૈરાગ્યવાન સ્વરૂપ બતાવી આપે છેઃ "મારા આ-

ભ્યાથી શું ? સર્વ ધર્મનું રહસ્ય આટલું જ છે કે પદાર્થ માત્રમાં સચરાચર પ્રભુ વ્યાપી રહેલો છે. તેને કદી અન્તઃકરણમાંથી વિસ્મરવો નહિ." તુકારામને સ્ત્રી કલેશી અને કજીઆખોર મળી હતી, અને ગૃહસંસારમાં એ બહુ દુઃખી હતા, પણ એ સર્વનો એમણે સારો અર્થ કરી કહ્યું કેઃ "પ્રભુ ! આવાં દુઃખો ભલે આવ્યાં કે હું તારી ભક્તિ કરી શકયો !"

---

૧. ઉપર ગણાવેલા સન્તોમાંના કેટલાકના સમય વિષે મતભેદ છે. પણ એ સંબન્ધી વિચારમાં ઊતરવાની જરૂર નથી.

૨. આ સન્તોનાં ચરિત્રો લંબાણથી આપવાનું અત્રે બને એમ નથી. પણ તે અન્યત્રથી મેળવી લઇ શિક્ષકે વિદ્યાર્થીઓને કહેવાં. કારણ કે એ બહુ રસિક થઈ પડે એવાં છે.

૩. એમનાં ચરિત્રોમાંથી અને વાણીમાંથી બહુ ઉત્તમ ધાર્મિક ઉપદેશ તારવી કઢાય એમ છે. માટે હિન્દુ ધર્મનાં જ્ઞાન ભક્તિ વૈરાગ્ય દયા મમતા વગેરે તત્ત્વો સમજાવવામાં એનો ઉપયોગ કરવા ચૂકવું નહિ.

---

૪૫.

## ઊતારો.

જ્યાંલગી આતમા તત્ત્વ ચીન્યો નહીં, ત્યાં લગી<br>
સાધના સર્વ જૂઠી;<br>
માનુષદેહ તારો એમ એળે ગયો, માવઠાંની જેમ<br>
વૃષ્ટિ વૂઠી. જ્યાં૦

શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહિ<br>
દાન દીધે;

શું થયું ધરિ જટા ભસ્મલેપન કરે, શું થયું વાળ
લોચન કીધે. જ્યાં૦

શું થયું તપ ને તીરથ કીધા થકી, શું થયું માળા ગ્રહી
નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું
ગંગાજળ પાન કીધે. જ્યાં૦

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગને
રંગ જાણે;
શું થયું ખટ દરશન સેવા થકી, શું થયું વરણના
ભેદ આણે. જ્યાં૦

એ છે પરપંચ સહુ, પેટ ભરવાતણા, આત્મારામ
પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્ત્વદર્શન વિના, રત્નચિંતામણી
જન્મ ખોયો. જ્યાં૦

[ નરસિંહ મહેતા. ]

---

૪૬.

## નવો યુગ.

બ્રિટિશ રાજ્યની શરૂઆત થયા પછી આપણા દેશમાં જે નવી કેળવણી દાખલ થઈ તેને પરિણામે ચાલુ વિચારોમાં ઘણા ફેરફાર થયા. આ નવી કેળવણીમાં ત્રણ જુદાં જુદાં તત્ત્વો સમાએલાં છેઃ એક તો પાશ્ચાત્ય ધર્મગ્રન્થો—બાઇબલ—વગેરે; બીજું પાશ્ચાત્ય સાયન્સ, સાહિત્ય, તથા ધર્મ અને તત્ત્વજ્ઞાનના ગ્રન્થો; અને ત્રીજું આપણા દેશના પ્રાચીન ધર્મ અને તત્ત્વજ્ઞાનના ગ્રન્થો. ઘણે ભાગે એમ

કહીએ તો ચાલે કે આ નવી કેળવણીએ હિન્દુઓને આ વિષયમાં પોતાના ઘરની સમૃદ્ધિનું ભાન કરાવવામાં દીવાની ગરજ સારી છે-તેઓના ધાર્મિક વિચારમાં એવું કાંઇ તદ્દન નવું ઉત્પન્ન કર્યું જણાતું નથી. અને તેથી ભાષાયુગની માફક આ નવા યુગને પણ હિંદુ ધર્મના એક અભ્યુત્થાનનો કાળ માનવો જોઇએ.

૧. આ નવા યુગમાં એક પ્રાચીન યુગનો પન્થ ઉત્પન્ન થયો છે તે જોઈ લઇને આગળ ચાલીએ. એ પન્થ જે **સ્વામીનારાયણ** પન્થને નામે પ્રસિદ્ધ છે—તે સહજાનન્દ સ્વામીએ પ્રવર્તાવ્યો છે. એમાં નારાયણ યાને વિષ્ણુ ભગવાનને પુરુષોત્તમ-પરમાત્મા-માનવામાં આવે છે. પણ શિવની બિલકુલ નિન્દા કરવામાં આવતી નથી. પાછળના વખતમાં શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયમાં કેટલોક બગાડ દાખલ થઈ ગયો હતો એ પણ આ સંપ્રદાયે દૂર કર્યો છે. એમાં રામાનુજાચાર્યનું વિશિષ્ટાદ્વૈત વેદાન્ત સ્વીકારાય છે, તથા ભક્તિ અને વૈરાગ્યને મહત્ત્વ આપવામાં આવે છે. હિંસાનો પણ એમાં સખ્ત નિષેધ કર્યો છે,

૨. **બ્રાહ્મસમાજ**:—નવી કેળવણીની અસર તળે ઉત્પન્ન થએલા નવા પન્થોમા સૌથી પહેલો બ્રાહ્મસમાજનો છે. એના સ્થાપક રાજા રામમોહનરાય સંસ્કૃત પાલી અરબ્બી અંગ્રેજી વગેરે ઘણી ભાષાઓ જાણતા હતા, અને તેથી બાઇબલ કુરાન ઉપનિષદ્ વગેરેના સારા અભ્યાસી હતા. એમના વખતમાં બંગાળામાં ખ્રિસ્તી પાદરીઓના ઉપદેશે કેટલોક ખળભળાટ ઉત્પન્ન કર્યો હતો, અને અંગ્રેજી કેળવણી પણ શરૂ થઇ હતી. તેથી આ નવા સમયના પ્રતિબિમ્બરૂપે આ મહાન પુરુષને ગણી શકાય. રાજા રામમોહનરાયે મૂર્તિપૂજાનું ખંડન, જીસસનો ઉપદેશ વગેરે સંબન્ધી કેટલાક લેખો લખ્યા છે. ચાલુ ધર્મને સ્થાને ઉપનિષદ્‌માં પ્રતિપાદન કરેલા બ્રહ્મના અનુભવનો, અને એના સાધન તરીકે સગુણ બ્રહ્મની ઉપાસના અને પ્રાર્થનાનો, તથા મનુષ્યબન્ધુની સેવા કરવાનો ઉપદેશ કરે છે.

૩. **પ્રાર્થનાસમાજ**. ગુજરાત અને દક્ષણમાં બ્રાહ્મસમાજનું પેટા રૂપ પ્રાર્થનાસમાજ જોવામાં આવે છે. પ્રાર્થનાસમાજના પન્થવાળા

બ્રાહ્મધર્મના સર્વ ધાર્મિક સિદ્ધાન્તો સ્વીકારે છે, પણ નાતજાતના ભેદ અત્યારે તોડી શકાય એવા ન હોવાથી સહન કરે છે, પણ ધીમે ધીમે તોડતા જાય છે. દખ્ખણના પ્રાર્થનાસમાજવાળાઓએ તુકારામ અને એકનાથ વગેરે મરાઠી સંત–સાધુઓના ભાગવત ધર્મને પોતાનો કરી માન્યો છે, અને આ રીતે તેઓ બ્રાહ્મ ધર્મ એ સર્વ ધર્મનું સામાન્ય તત્ત્વ છે એમ કહે છે છતાં પોતાના ધર્મને ખાસ ' હિન્દી ભાગવત ધર્મ ' એવું નામ આપે છે.

૪. **આર્યસમાજ**—આ નવા સમયનું એક ત્રીજું મંડળ દયાનન્દસરસ્વતીનું સ્થાપેલું છે. દયાનન્દસરસ્વતી એક સગુણ ઇશ્વરને જ માને છે, અને વેદમાં જે જે દેવતાનાં નામ આવે છે તે એક ઈશ્વરનાં જ વાચક છે એમ બતાવે છે. વેદની સંહિતાને એ ઈશ્વરકૃત પ્રમાણ માને છે. પણ તે સિવાયના ભાગને તેમ જ પુરાણ વગેરે ગ્રન્થોને એ માન્ય કરતા નથી. મૂર્તિપૂજાનું, તેમજ હિન્દુસમાજની અસંખ્ય નાતોનું, એ બહુ જોરથી ખંડન કરે છે. ચાર વર્ણ ગુણ અને કર્મ પ્રમાણે અસલ બંધાયા હતા એમ કહે છે. ચાર આશ્રમ એ સ્વીકારે છે. તેમાં બ્રહ્મચર્યાશ્રમ બરાબર પાળવા માટે એમનો બહુ આગ્રહ છે. સન્ધ્યા હોમ વગેરે કર્મો વેદોક્ત રીતે કરવા ઉપદેશ કરે છે. ગાયને પવિત્ર માને છે.

---

(૧.) "૧. ઓમ્ઃ પૂર્વે આ એક બ્રહ્મજ હતું. બીજું કાંઈજ ન હતું. તેણે આ સર્વ સર્જ્યું.

૨. એ નિત્ય જ્ઞાન અનન્ત શિવ સ્વતન્ત્ર નિરવયવ એક અદ્વિતીય સર્વવ્યાપી સર્વનિયન્તા સર્વાશ્રય સર્વવિદ્ સર્વશક્તિ ધ્રુવ ( નિત્ય–સ્થિર ) પૂર્ણ અને પ્રતિમારહિત છે.

૩. એ એકનીજ ઉપાસના થકી પરલોકનું અને આ લોકનું કલ્યાણ થાય છે.

૪. એનામાં પ્રીતિ રાખવી અને એને પ્રિય એવાં કાર્યો કરવાં એ એની ઉપાસના."

["બ્રાહ્મ–ધર્મ."]

(૨) ૧. ઈશ્વર એક છે, તે સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, સ્થિતિમાં રાખનાર તથા સંહાર કરનાર છે; સર્વ પદાર્થો થકી તે ભિન્ન છે, એના વિના બીજો કોઇ પણ દેવ નથી, તે સર્વજ્ઞ સર્વવ્યાપી છે, સર્વશક્તિમાન, ન્યાયકારી તથા કરુણામય પરમપવિત્ર છે. તે જ ઈશ્વર પૂજ્ય છે.

૨. ભક્તિ એ જ ધર્મ.

૩. સપ્રેમ શ્રદ્ધા ઉપાસના સ્તુતિ પ્રાર્થના અને સદાચાર એ ભક્તિ.

૪. ભક્તિવડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું કલ્યાણ થાય છે.

["પ્રાર્થનાસમાજના ધર્મસિદ્ધાન્તો."]

---

ઉપસંહાર:—

૧. હિન્દુ ધર્મમાં જ્ઞાની અને પામર જન સર્વને ઉપયોગી થાય એવાં વિવિધ તત્ત્વો છે

૨. કર્મ જ્ઞાન ભક્તિ અને વૈરાગ્ય-એ સર્વ ધર્મનાં સામાન્ય તત્ત્વો આ ધર્મમાં પૂર્ણ પ્રકટ થાય છે.

# જૈન ધર્મ.

૧.

## જૈન ધર્મ; તીર્થંકરો.

૧. આ ગ્રન્થની શરૂઆતમાંજ હિન્દુ ધર્મ વિષે બોલતાં કહેવામાં આવ્યું છે કે-હિન્દુ જૈન અને બૌદ્ધ એ ત્રણ તે એક બીજાથી તદ્દન જુદા અને અલગ ધર્મ નથી, પણ વૈદિક જૈન અને બૌદ્ધ એમ એક જ હિન્દુ ધર્મની ત્રણ શાખાઓ છે: ત્રણે મળીને હિન્દુસ્થાનના પ્રાચીન ધર્મનું પૂર્ણ સ્વરૂપ બંધાય છે. તેમાંની એક શાખાનું નિરૂપણ પૂરૂં થયું, હવે આપણે બીજી શાખા—જૈનધર્મ—લઇએ.

૨. પ્રાચીન હિન્દુસ્થાનમાં એવા અદ્‌ભુત મહાત્માઓ થયા છે કે જેમણે પોતાનાં મન વાણી અને કાયા તદ્દન જીતી લીધાં હતાં. તેઓને માનની દૃષ્ટિથી 'જિન' (જિ=જીતવું ધાતુ ઉપરથી) નામ આપવામાં આવે છે, અને એમના ધર્મને ખાસ અનુસરનારા તે 'જૈન' કહેવાય છે. એ મહાત્માઓએ પોતાના જીવનથી અને ઉપદેશથી અસંખ્ય જીવોને આ સંસારમાંથી તરાવી દીધા છે, અને તેથી તેઓ 'તીર્થંકર' નામે પણ ઓળખાય છે. 'તીર્થ' એટલે ઓવારો, આરો; નદી ઊતરવાનું ઠેકાણું-પવિત્ર સ્થાન, જ્યાં રહીને આ સંસાર રૂપી નદી ઊતરી શકાય છે. જૈન શાસન (શાસ્ત્ર) એ આ સંસારરૂપી નદી ઊતરવાનો આરો છે, અને એ બાંધનારા તે 'તીર્થંકર' કહેવાય છે.

૩. જૈન ધર્મમાં ચોવીસ તીર્થંકર માન્યા છે. તેમાં સૌથી પહેલા ઋષભદેવજી, અને છેલ્લા મહાવીર સ્વામી. ઋષભદેવજી અત્યન્ત પ્રાચીન કાળમાં થઇ ગયા કહેવાય છે. એમને બ્રાહ્મણો પણ વિષ્ણુના ચોવીસ અવતારમાંના એક માને છે, અને એમના અદ્‌ભુત વૈરાગ્યની અને પરમહંસવૃત્તિની બહુ પ્રશંસા કરે છે. આ આદ્ય તીર્થંકર નાભિરાજા અને મરુદેવીના પુત્ર હતા. જૈન-શાસ્ત્રો કહે છે કે એમના સમયમાં મનુષ્યો લખવું વાંચવું જાણતા નહિ, એટલું જ નહિ પણ રાંધવું હજામત કરાવવી વગેરે સુધરેલાં મનુષ્યોનાં સાધારણ કર્મો પણ તેઓને આવડતાં ન હતાં–બલ્કે લગ્નની સંસ્થા પણ તેઓમાં જોઇએ તેવી ન હતી. ઋષભદેવજીએ ગાદીએ આવી તેઓને લેખન, ગણિત, પાકશાસ્ત્ર વગેરે અનેક વિદ્યાઓ શીખવી, તથા લગ્નની સંસ્થા બાંધી. વૃદ્ધ થતાં પોતાના દીકરાઓને રાજ્ય વહેંચી આપી, પોતે તપશ્ચર્યામાં મગ્ન થયા અને આત્માનું સ્વરૂપ ઓળખી પરમ જ્ઞાનની દશાએ પહોંચ્યા.

૪. ઋષભદેવજી પછીના બીજા એકવીસ તીર્થંકરો પણ ઘણા પ્રાચીન કાળમાં ગઈ ગયા ગણાય છે. ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ એ કાશીના અશ્વસેન રાજાના પુત્ર હતા. ત્રીસ વર્ષની ઉમ્મરે એમણે સંસાર ત્યજી દીધો અને ધ્યાનનિષ્ઠ થયા. ૮૪ મે દિવસે એ જ્ઞાન પામ્યા. એમનાં માતા તથા સ્ત્રી એમનાં પ્રથમ શિષ્ય થયાં. પાર્શ્વનાથજીએ ૭૦ વર્ષ સુધી જૈનધર્મનો ઉપદેશ કરી, એ ધર્મ ફેલાવ્યો. એમનો સમય ઇ. સ. પૂર્વે ૮૧૭ થી ૭૧૭ એટલે કે શ્રી મહાવીર સ્વામી પહેલાં ૨૫૦ વર્ષ ઉપર કહેવાય છે.

૫. ચોવીસ તીર્થંકરનાં નામઃ (૧) શ્રી ઋષભદેવ, (૨) અજિતનાથ, (૩) સંભવનાથ, (૪) અભિનન્દન સ્વામી, (૫) સુમતિનાથ, (૬) પદ્મપ્રભ, (૭) સુપાર્શ્વનાથ, (૮) ચન્દ્રપ્રભ, (૯) સુવિધિનાથ, (૧૦) શીતલનાથ, (૧૧) શ્રેયાંસનાથ (૧૨) વાસુપૂજ્ય સ્વામી, (૧૩) વિમલનાથ, (૧૪) અનન્તનાથ, (૧૫) ધર્મનાથ, (૧૬) શાન્તિનાથ, (૧૭)

કુન્થુનાથ, (૧૮) અરનાથ, (૧૯) મલ્લિનાથ, (૨૦) મુનિ સુવ્રત સ્વામી. (૨૧) નમિનાથ, (૨૨) નેમિનાથ, (૨૩) પાર્શ્વનાથ, અને (૨૪) મહાવીર સ્વામી.

---

"(હે આદીશ્વર ભગવાન!) દેવો પણ જેની બુદ્ધિ(જ્ઞાન)ના બોધ(ઉજાસ)ને પૂજે છે એવા બુદ્ધ તમે જ છો. ત્રણે જીવનનું 'શં' કહેતાં કલ્યાણ કરો છો, તેથી શંકર પણ તમે જ છો. કલ્યાણનો માર્ગ સર્જનાર હોવાથી સ્રષ્ટા–બ્રહ્મા–પણ તમે જ છો. અને હે ભગવન્! ઉત્તમ પુરુષ–પુરુષોત્તમ (વિષ્ણુ)–પણ તમે જ છો."

[ भक्तामरस्तोत्र. ]

---

૧. વૈદિક જૈન અને બ્રાહ્મણ ધર્મ એક જ હિન્દુ (હિન્દી આર્ય) ધર્મની શાખાઓ છે એ વાતનું ફરી સ્મરણ આપવું.

૨. ઋષભદેવજીને બ્રાહ્મણ શાસ્ત્રો પણ માન આપે છે એ બતાવવું. હંસ જેમ દૂધ અને પાણી છૂટાં પાડી એમાંથી દૂધ દૂધ પી લે છે તેમ નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક કરી નિત્ય વસ્તુનું જ ગ્રહણ કરનાર સંન્યાસી તે 'હંસ'; એ જ માર્ગે આગળ વધેલો સંન્યાસી તે 'પરમહંસ' કહેવાય છે.

૩. ચોવીસે તીર્થંકરનાં નામ વિદ્યાર્થીને યાદ રખાવવાની જરૂર નથી. ખાસ જૈન ધર્મના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે અહીં આપ્યાં છે.

૪. ઋષભદેવજી વિષે વિશેષ હકીકત માટે જુવો "નવી વાંચનમાળા પુસ્તક ૫."

---

૨.

# મહાવીર સ્વામી અને એમના શિષ્યો.

૧. જૈન ધર્મના ચોવીસમા તીર્થંકર મહાવીર સ્વામી ઇ. સ. પૂ. ૫૩૯ (અથવા બીજી ગણતરી પ્રમાણે ૫૯૯) માં કુંડગ્રામમાં જન્મ્યા હતા. એમના પિતા 'નાત' (જ્ઞાત–જ્ઞાતૃ) નામના ક્ષત્રિય કુળના શિરોમણિ સિદ્ધાર્થ નામે હતા, અને એમની માતાનું નામ ત્રિશલાદેવી હતું. એમ કહેવાય છે કે એ દેવાનન્દા નામની બ્રાહ્મણીના ગર્ભમાં હતા, ત્યાંથી ત્રિશલા ક્ષત્રિયાણીના ગર્ભમાં એમને લઇ જવામાં આવ્યા હતા. આથી એમ અનુમાન થાય છે કે એમની પ્રકૃતિ ન્હાનપણથી જ ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ જેવી, એટલે કે શાન્ત, સુશીલ, અને રાજ્યના ભોગ કરતાં તપશ્ચર્યાને અધિક પસંદ કરનારી, હશે. જૈન ગ્રન્થો કહે છે કે એમના જન્મતા પહેલાં એમની માતાને ચૌદ શુભ સ્વપ્નાં આવ્યાં હતાં, અને તદનુસાર એક શુભ ચોઘડીઆમાં જ્યારે "આકાશ સ્વચ્છ હતું, વાયુ મૃદુ અને અનુકૂલ વાતો હતો, ખેતરો લીલાં શોભી રહ્યાં હતા, અને પ્રાણિમાત્ર આનન્દમાં હતાં" તે વખતે મહાવીર સ્વામીનો જન્મ થયો. એ જન્મ્યા ત્યારથી એમના પિતાની સર્વ સમૃદ્ધિ–ધન ધાન્ય યશ આદિ–વૃધ્યાં, તેથી પિતાએ એમનું નામ "વર્ધમાન" પાડયું. પણ જે મનોબળથી એમણે પોતાના આન્તર શત્રુઓ (ક્રોધાદિક વૃત્તિઓ) જીત્યા, તેના સ્મરણમાં જગત્ એમને "મહાવીર" એવા ભવ્ય નામથી ઓળખે છે.

ઉપર કહ્યું તેમ ન્હાનપણથી જ એમની વૃત્તિ વૈરાગ્યવાળી હતી. પરંતુ તે જ સાથે વળી એ કોમળ પણ એવી હતી કે સ્નેહાળ માતપિતાને તરછોડીને, એમનું મન દૂભવીને, એકદમ યતિ (સાધુ) થઇ જવું એમને ગમ્યું નહિ. તેથી એમણે રીતસર ગૃહસ્થાશ્રમ માંડયો. તેઓ યશોદા નામે એક કુળવાન સ્ત્રીને પરણ્યા. યશોદાને પેટે 'પ્રિયદર્શના' નામે એક કન્યા થઇ.

માતાપિતા મરી ગયા પછી તુરત, ૩૦ વર્ષની ઉમ્મરે, મ્હોટા ભાઇ નન્દિવર્ધનની રજા લઇ, એ યતિ થયા અને તપશ્ચર્યા અને ધ્યાન માટે બહાર નીકળી પડયા. દિગમ્બર જૈનો કહે છે કે મહાવીર સ્વામીને પાર્શ્વનાથના અનુયાયીઓ વસ્ત્રનો સંગ ત્યજી શકતા નહતા તે એમને નાપસંદ પડયું, અને તેથી તેઓને છોડીને પોતે 'દિગંબર' (વસ્ત્રરહિત) અને 'પાણિપાત્ર' (હાથના ખોબામાં જ ભિક્ષા લેવી તે) થઇ પૃથ્વી ઉપર વિચરવા માંડયું. શ્વેતામ્બર જૈનો કહે છે કે પ્રથમ તો એ, યતિ થતી વખતે ઇન્દ્રે એમને ખભે મૂકેલું માત્ર એક વસ્ત્ર પહેરીને જ રહેતા. પણ એમાંનું અડધું એક ગરીબ બ્રાહ્મણે માગ્યું તેને આપી દીધું, અને અડધું કાંટામાં ભરાઇને પડી ગયું તેની એમણે દરકાર કરી નહિ; પણ મૂળ એમણે વસ્ત્ર ધારણ કર્યું હતું અને પહેલી ભિક્ષા પણ પાત્રમાં જ લીધી હતી માટે તેમ કરવું જ યોગ્ય છે. ગમે તેમ હો, પણ એમનો વૈરાગ્ય તીવ્ર હતો એમાં શંકા નહિ. બાર વર્ષ સુધી એ અણગાર (અનગાર. અનાગાર-ઘર વિનાના) અને નિર્વસન (દિગમ્બર. કે કેટલીક વખત એકવસ્ત્રી) સ્થિતિમાં જ, મન વચન અને કાયની ગુપ્તિ પુરઃસર (દોષ થકી સંભાળીને), અદ્‌ભુત તપશ્ચર્યા (ઉપવાસાદિક) કરવામાં તથા ધ્યાન ધરવામાં પસાર કર્યાં. તેરમે વર્ષે, એટલે પોતાની ૪૨-૪૩ વર્ષની ઉમ્મરે, એમને 'કેવલ' જ્ઞાન થયું-જેથી તેઓ દેવ મનુષ્ય આદિ દરેક જીવની સઘળી સ્થિતિ યથાર્થ જાણી શકતા. આ પછીથી એમણે ત્રીસ વર્ષ ધર્મનો ઉપદેશ કર્યો. હાલ જેને 'બિહાર' કહે છે તેમાં તથા બંગાળાના કેટલાક ભાગમાં મહાવીર સ્વામીએ ઘણો વિહાર કર્યો છે. તેમાં ન્હાના ગામમાં એક રાત કરતાં અને મ્હોટા ગામમાં પાંચ રાત કરતાં વધારે રહેવું નહિ, અને ચોમાસામા બિલકુલ ચાલવું નહિ, એવો એમનો નિયમ હતો-એવા હેતુથી કે કોઇ પણ સ્થાન સાથે પોતાને આસક્તિ થાય નહિ, તથા ચોમાસામાં જે અસંખ્ય ન્હાનાં જન્તુઓ ઉત્પન્ન થાય છે તેઓ પગતળે દબાઇને તેઓની હિંસા થાય નહિ. ત્રીસ વર્ષ ઉપદેશ કરીને, મહાવીર સ્વામીએ ઘણા શિષ્યો કર્યા, તથા જૈન ધર્મ સારી પેઠે ફેલાવ્યો.

જતે દહાડે ૭૨ વર્ષની ઉમ્મરે–ઈ. સ. પૂ. ૪૬૭ માં-મહાવીર સ્વામી પાવા ('અપાપા') નગરીમાં નિર્વાણ પામ્યા.

૨. મહાવીર સ્વામીના મુખ્ય અગીઆર શિષ્યો હતા. એ 'ગણધર' કહેવાય છે. 'ગણધર' એટલે મુનિઓના ગણ ધારણ કરવા વાળા, ઉપરિ. એ ગણધરોમાંના નવ તો મહાવીર સ્વામીની હયાતીમાં જ નિર્વાણ પામી ગયા–પાછળ બે રહ્યા–એક ગૌતમ ઇન્દ્રભૂતિ, અને બીજા સુધર્મા. સુધર્માએ સૂત્રકૃતાંગ (સૂત્રકૃદંગ) વગેરે અનેક ગ્રન્થો રચી એમાં મહાવીર સ્વામીનો ઉપદેશ જાળવી રાખ્યો છે. ઇન્દ્રભૂતિને ગુરુ ઉપર અત્યન્ત પ્રેમ હતો. એમની ગેરહાજરીમાં ગુરુએ દેહ છોડચો તેથી એમને બહુ જ શોક થયો, પણ આખરે એ સમજ્યા કે સઘળું કર્મના નિયમ પ્રમાણે થયાં જ કરે છે, માટે શોક કરવો ઘટારત નથી. એમના શિષ્ય અને સાધુ વર્ગમાં ચન્દના નામે એમનાં પાસેનાં સગાંમાંની એક સ્ત્રી પણ હતી. એ સાધ્વીઓમાં સૌથી પહેલી હતી, અને તેથી એને સાધ્વીઓના મંડળની દેખરેખ સોંપવામાં આવી હતી.

૩. જૈન ધર્મનું મહામંડળ તે 'સંઘ' કહેવાય છે. સંઘના ચાર વિભાગ છેઃ (૧) સાધુ (મુનિ–યતિ–શ્રમણ) અને (૨) સાધ્વી (આર્યા–આર્જા), (૩) શ્રાવક અને (૪) શ્રાવિકા. તેમાંના પહેલા બે, સંસાર ત્યજી, વૈરાગ્ય અને તપના તીવ્ર નિયમ પાળે છે; અને છેલ્લા બે, સંસારમાં રહી મુનિઓનો ઉપદેશ સાંભળે છે.*

---

"(દેવોઃ) 'જય, જય, હે આનન્દકારક! જય, જય, હે મંગળમય! તમારૂં મંગળ હો. અજય એવી ઇન્દ્રિયોને, અભગ્ન એવાં તમારાં જ્ઞાન દર્શન અને ચારિત્ર થકી જીતો. જીતીને શ્રમણધર્મ પાળો, એ ધર્મમાં આવતાં સઘળાં વિઘ્નોને જીતીને સિદ્ધિ (શ્રમણધર્મની

* શ્રુ–સાંભળવું ધાતુ ઉપરથી.

સિદ્ધિ ) મધ્યે વસો. બાહ્ય તથા આભ્યન્તર તપવડે રાગ અને દ્વેષરૂપી મલ્લને જીતો. ધૈર્યરૂપી કમરબંધ કસીને (આઠ) કર્મરૂપી શત્રુનો નાશ કરો. તથા ઉત્તમ ધ્યાનવડે, સાવધાન થઇ આ ત્રૈલોક્યરૂપી રંગભૂમિ-(મલ્લના અખાડા)માં સિદ્ધિની વિજયપતાકા હાથ કરો.' " . . .

[ कल्पसूत्र. ]

—∞—

૧. મહાવીર સ્વામીને બ્રાહ્મણીના ગર્ભમાંથી ક્ષત્રિયાણીના ગર્ભમાં લાઇ જવામાં આવ્યા એનાં અનેક કારણ બતાવવામાં આવે છે. કોઈ પણ વર્ગના માણસનું મન ન દુઃખાય એ જાતનો અર્થ ઉપલા પાઠમાં કરવામાં આવ્યો છે. અને એ જ અર્થ મને ખરો લાગે છે એ વિષે શિક્ષકો માટેના પુસ્તકમાં ચર્ચા થશે.

૨. શ્વેતામ્બર અને દિગમ્બર એ જૈન ધર્મના બે પન્થો છે. એ વિષે નીચેના પાઠમાં કહેવામાં આવશે. એ બે ધર્મ વચ્ચે મૂળ ભેદ વસ્ત્રની બાબતમાંથી પડ્યો છે.

૩. જન ( जि=જીતવું ધાતુ ઉપરથી ) ધર્મ એ રાગદ્વેષ વગેરે શત્રુઓ ઉપર જય મેળવવાનો ધર્મ છે એ વાત યાદ કરાવવી. જ્ઞાન દર્શન અને ચારિત્ર વિષે આગળ વિશેષ કહેવામાં આવશે.

---

૩.

## જૈનધર્મના પન્થો.

૧. જૈન ધર્મના મુખ્ય બે પન્થો છેઃ 'શ્વેતામ્બર' અને 'દિગમ્બર.' 'શ્વેતામ્બર' એટલે શ્વેત વસ્ત્રવાળા; અને 'દિગમ્બર' એટલે દિશાઓરૂપી જ જેમનું વસ્ત્ર છે, એટલે કે વસ્ત્ર સરખું પણ જેઓ શરીર ઉપર રાખતા નથી એવા. મૂળ આ ભેદ સાધુઓમાં પડ્યો હતો. અને તે પછી શ્વેતામ્બર

સાધુઓને માને તે શ્વેતામ્બર, અને દિગમ્બર સાધુઓને માને તે દિગમ્બર એમ શ્રાવકોમાં બે પન્થ પડયા છે.

૨. આ પન્થ શી રીતે પડયા તે સંબન્ધી બે જુદી જુદી કથાઓ છે. (૧) દિગમ્બરોની એવી કથા છે કે ઇ. સ. પૂ. ત્રણસેંક વર્ષ ઉપર મગધદેશમાં એક ભારે દુકાળ પડયો હતો ત્યારે શ્રી ભદ્રબાહુસ્વામી વગેરે ઘણા જૈન યતિઓ દેશ છોડી દક્ષિણમાં કર્ણાટક વગેરે સ્થળે ચાલ્યાં ગયા. જેઓ પાછળ રહ્યા તેઓએ શ્વેત વસ્ત્ર ધારણ કરવા માંડયાં, અને સ્થૂલભદ્રસ્વામીના અધ્યક્ષપણા નીચે પાટલિપુત્રમાં જૈનોનો સંઘ ભરી જૈનધર્મના શાસ્ત્ર-ગ્રન્થો નક્કી કર્યા. દુકાળ પૂરો થતાં કર્ણાટકથી પેલા જૈન યતિઓ આવ્યા ત્યારે તેઓએ પાછળ રહેલા યતિઓને વસ્ત્ર પહેરતા જોયા.—પરિગ્રહની બાબતમાં તેઓનો આ શિથિલ પડેલો આચાર તે દિગમ્બર યતિઓએ નાપસંદ કર્યો, તથા એમની ગેરહાજરીમા નક્કી થએલાં શાસ્ત્રો પણ બધાં એમણે કબૂલ રાખ્યાં નહિ. (૨) શ્વેતામ્બરોનું એવું કહેવું છે કે ઈ. સ. પછી બીજા સૈકામાં રથવીરનગરમાં શિવભૂતિ નામે એક રાજાનો નોકર હતો, તે મા સાથે લઢી, આર્યકૃષ્ણ નામના જૈન સૂરિના ઉપાશરામાં જઈ, સાધુ થઈ ગયો. રાજાએ એને એક કિંમતી કામળી ( શાલ ) આપી હતી તેનો એને બહુ મોહ હતો. યતિને આવી આસક્તિ શોભે નહિ તે માટે એને સુધારવાના હેતુથી ગુરુએ એની ગેરહાજરીમાં એ કામળી ફડાવી નાંખી. શિવભૂતિ ઉપાશરે આવ્યો ત્યારે આ પ્રમાણે ગુરુએ એને આસક્તિ માટે શિક્ષા કરેલી જોઈ ગુસ્સે થયો, અને તે જ ઘડીએ એણે શરીર ઉપરનાં સઘળાં વસ્ત્ર ફેંકી દીધાં ! પણ એની પાછળ એની બેન પણ એ જ રીતે કરવા જતી હતી તેને એણે અટકાવી. ત્યારથી વસ્ત્રરહિત યતિઓનો દિગમ્બર પન્થ શરૂ થયો; તથા એ પન્થમાં સ્ત્રીને મોક્ષ-નથી

૩. ઉપરની કથામાંથી ગમે તે સાચી હો—પણ બ્રાહ્મણ ધર્મમાં જેમ શૈવ-વૈષ્ણવનાં ઝઘડા ચાલ્યા છે, તેમ જૈનધર્મમાં શ્વેતામ્બર-દિગમ્બરના ચાલ્યા છે. એ ઘણી શોકની વાત છે. ખરૂં જોતાં, બંનેએ સમજવું જોઇએ કે જૈનધર્મનું ખરૂં તત્ત્વ અહિંસા અને સંયમ એ બે શબ્દમાં સમાએલું છે, અને એ સિદ્ધાન્ત બંને પન્થમાં માન્ય છે ત્યાં સુધી પરસ્પર ઝઘડાનું કાંઈ જ કારણ નથી.

૪. આ ઉપરાંત, આગળ જતાં, આજથી ત્રણસેંક વર્ષ ઉપર શ્વેતામ્બરોમાંથી 'સ્થાનકવાસી' નામની એક જૈનધર્મીઓની શાખા નીકળી છે. તેઓ મૂર્તિને માનતા નથી.

---

૪.

## જૈન શાસ્ત્રો.

૧. શ્રી મહાવીર સ્વામીએ જાતે માત્ર ઉપદેશ જ કર્યો છે, ગ્રન્થ રચ્યા નથી. પણ એમના ગણધરોએ ગ્રન્થો રચી એમાં પોતાના ગુરુના ઉપદેશને બહુ પ્રેમ અને કાળજીથી સાચવી રાખ્યો છે.

૨. જૈનશાસનના સૌથી પ્રાચીન ગ્રન્થો (૧) 'પૂર્વ' અને (૨) 'અંગ'ને નામે પ્રસિદ્ધ છે. પૂર્વ ચઉદ છે, અને અંગ બાર છે. ગણધરોએ અંગ રચતા પહેલાં પૂર્વ રચ્યાં, તેથી તે 'પૂર્વ' (=પહેલાં) કહેવાયાં, તે પછી તેઓએ બાર અંગ રચ્યાં-તેમાં મ્હોટો ભાગ સુધર્મા સ્વામીનો કરેલો છે. એ બાર અંગમાં એક 'દૃષ્ટિવાદ' નામનું અંગ હતું એમાં ચૌદ પૂર્વ મૂકવામાં આવ્યાં હતાં. પણ એ અંગ ઘણા કાળથી લુપ્ત થયું છે તેની સાથે એ પૂર્વ પણ ગયાં છે. માત્ર બીજે સ્થળે, એ અંગમાં તથા એમાંનાં [illegible]

છે કે મહાવીર સ્વામીએ જુદા જુદા મતવાળાઓ સાથે વાદવિવાદ એમાં હતા. તે ઉપરાંત, પૂર્વમાં કેટલીક ચ વિદ્યા પણ હતી એમ કહેવાય છે.

૩. એમ કહેવાય છે કે મહાવીર સ્વામીના નિર્વાણ પછી ત્રણ (પૂર્ણ જ્ઞાનવાન) આચાર્યો થયાઃ ગૌતમ ઇન્દ્રભૂતિ, સુધર્મ જમ્બુ સ્વામી. ત્યાર પછી પાંચ 'શ્રુત–કેવળી' (શાસ્ત્રમાં ૫ થયા, તેમને અગીઆર અંગ અને ચઉદ પૂર્વ કંઠે હતાં. તે અગીઆર આચાર્ય 'દશ–પૂર્વધારી' અને પાંચ 'એકાદશ ધારી' થયા. પૂર્વ તો લુપ્ત થઇ ગયાં હતાં, અને અં દહાડે દહાડે ઓછાં કંઠે રહેતાં ગયાં, તેથી ઇ. સ. પછી સૈકામાં જૈનશાસ્ત્રોને પત્રારૂઢ (લખેલાં) કરવામાં આવ્ એમ દિગમ્બરો કહે છે. શ્વેતામ્બરો એમ માને છે કે પૂ. ત્રણસો વર્ષ ઉપર પાટલિપુત્રના સંઘમાં શાસ્ત્રો નક્કી અને એ જ્યારે યતિઓને સુખે રહેવા ન લાગ્યાં તથા ઘટવાથી એ નાશ પામવા લાગ્યાં, ત્યારે ઇ. સ. ૫૧ વલભીપુરમાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ નામે એક મહાન ય એ સર્વ લખાવીને પુસ્તકદ્વારા ભણાવવાનો રિવાજ દાખલ

૪. અંગ પછી બાર ઉપાંગ. એ સર્વ—માત્ર એક સિવાય સુ સ્વામીએ રચ્યાં કહેવાય છે. તે ઉપરાંત—'મૂલ' અને ' નાગિના, તથા કલ્પસૂત્ર વગેરે બીજા કેટલાક સ્વતન્ત્ર ગ્ર અને 'નિર્યુક્તિઓ' યાને ટીકાઓ છે આ પુસ્તકોમાંનાં કેટ સુધર્મીએ, કેટલાંક ભદ્રબાહુએ અને કેટલાંક તે પછીના આચાર્ય રચ્યાં છે. શ્વેતામ્બરો સર્વ ધર્મ ગ્રન્થોમાં કલ્પસૂત્રને સૌથી અને પવિત્ર માને છે.

૫. મ્હોટે ભાગે આ અંગ ઉપાંગ વગેરે ગ્રન્થોમાં તીર્થંકરોનાં ચરિ ઉપદેશો, તત્ત્વજ્ઞાનના વાદવિવાદો, યતિઓના ધર્મો, ગૃહ ('શ્રાવક')ના ધર્મો, વગેરે વિષયો આવે છે

૫.

# ત્રણ રત્નો.

જૈનધર્મમાં 'દર્શન' 'જ્ઞાન' અને 'ચારિત્ર'—એ ત્રણને 'રત્ન' નામ આપવામાં આવે છે. અને ખરેખર એ ત્રણ એવા કિંમતી પદાર્થ છે, કે 'રત્ન' નામ એમને યોગ્ય છે.

'**દર્શન**' યાને 'સમ્યગ્દર્શન'—એટલે ખરો સિદ્ધાન્ત જોવો, માનવો, અર્થાત્ ખરા સિદ્ધાન્તમાં જ શ્રદ્ધા રાખવી. એ ખરો સિદ્ધાન્ત તે તીર્થંકર ભગવાને ઉપદેશેલો જૈનધર્મ. આ 'દર્શન' યાને શ્રદ્ધાને 'સમ્યકત્વ' (સારાપણું) પણ કહે છે.

'**જ્ઞાન**' એટલે જે થકી વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજવામાં આવે તે, તત્ત્વજ્ઞાન. એ મેળવવા માટે જૈન ધર્મનાં અંગ–ઉપાંગ વગેરે શાસ્ત્રોનું અધ્યયન કરવાની જરૂર છે. જ્ઞાન પાંચ પ્રકારનું છે. તેમાં શાસ્ત્રના જ્ઞાનને 'શ્રુતજ્ઞાન' કહે છે. સૌથી ઉત્તમ પ્રકારનું જ્ઞાન તે 'કેવળ' જ્ઞાન કહેવાય છે. બ્રાહ્મણ ધર્મમાં જેવું 'આર્ષ' જ્ઞાન (ઋષિઓનું જ્ઞાન) યાને 'ત્રિકાળ' જ્ઞાન (ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનું જ્ઞાન) મનાય છે, તેવું જૈનધર્મમાં આ 'કેવળ' જ્ઞાન છે. 'કેવળ' જ્ઞાનવાળા સંસારમાંથી મુક્ત થઇ જાય છે. એ તીર્થંકરોને અને ઘણા જ મ્હોટા મુનિઓને થાય છે.

'**ચારિત્ર**'—એટલે સારૂં વર્તન. ચારિત્ર વગર 'દર્શન' અને 'જ્ઞાન' નકામાં છે. બલ્કે ઉત્તમ જ્ઞાન ચારિત્ર વિના ઉત્પન્ન જ થતું નથી. એ ચારિત્ર કેવું હોવું જોઇએ એ સંબન્ધી જૈન ધર્મશાસ્ત્રોમાં ઘણું નિરૂપણ કરેલું છે. તેમાં ચારિત્રના કેટલાક નિયમો યતિઓ માટે છે, અને કેટલાક ગૃહસ્થ ('શ્રાવક') માટે છે. બંને ઘણાખરા એક જ જાતના છે. પણ તેમાં ગૃહસ્થ કરતાં યતિઓના ધર્મ વધારે આકરા છે. એ વિષે આગળ કહેવામાં આવશે.

'દર્શન' 'જ્ઞાન' અને 'ચારિત્ર' નો પરસ્પર સંબન્ધ એવો છે કે—દર્શન (શ્રદ્ધા) થકી જ્ઞાન (શાસ્ત્રજ્ઞાન), અને જ્ઞાન થકી ચારિત્ર ઉત્પન્ન થાય છે; ચારિત્ર જ્ઞાન વિના સંભવતું નથી, અને જ્ઞાન દર્શન(શ્રદ્ધા) વિના સંભવતું નથી. પણ માત્ર દર્શન કે જ્ઞાન બસ નથીઃ દર્શનવડે એટલે કે શાસ્ત્રમાં શ્રદ્ધા રાખીને શાસ્ત્ર ભણવાં જોઇએ, અને શાસ્ત્રનું જ્ઞાન મેળવી તે પ્રમાણે ચારિત્ર પાળવું જોઇએ.

---

"સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન, અને સમ્યક્ ચારિત્ર—એ (ત્રણ મળીને) મોક્ષમાર્ગ."

[ उमास्वाति-तत्त्वार्थाधिगम-सूत्र ]

"જેને દર્શન (શ્રદ્ધા) નથી તેને જ્ઞાન થતું નથી. જેને જ્ઞાન થયું નથી તેનામાં ચારિત્રના ગુણ આવતા નથી. જેનામાં એ ગુણ નથી તેને (કર્મમાંથી) મોક્ષ પ્રાપ્ત થતો નથી. અને જેને મોક્ષ પ્રાપ્ત થયો નથી તેને નિર્વાણ (મોક્ષથી ઉત્પન્ન થતો શાન્તિનો આનન્દ) નથી."

[ उत्तराध्ययन. ]

"જ્ઞાને કરી પદાર્થોને જાણે છે; દર્શને કરી માને છે (એમાં શ્રદ્ધા રાખે છે); ચારિત્રે કરી ગ્રહણ કરે છે (કર્મ ખપાવી મુક્તિ પામે છે)[1]; અને તપે કરી પરિશુદ્ધ (સર્વ પ્રકારે સંપૂર્ણ શુદ્ધ) બને છે."

[ उत्तराध्ययन. ]

---

૧. ટીકાકાર તથા પ્રો. જેકોબી પ્રમાણે. મને લાગે છે આનો અર્થ એવો છે કે માનવું અને જાણવું એ દર્શન અને જ્ઞાનનાં કાર્યો છે, પણ વસ્તુને પકડવી ('ગ્રહણ') એટલે કે અનુભવમાં લેવી તે ચારિત્રવડે જ થાય છે.

૧. પ્રથમ, આપણે એક સારી વસ્તુ આંખે જોઇએ છીએ, પછી એના ગુણ જાણીએ છીએ, અને પછી એને ઉપયોગમાં લઇએ છીએ. તે પ્રમાણે, પહેલું દર્શન, પછી જ્ઞાન, અને પછી ચારિત્ર.

૨. આ ત્રણ રત્નો ખરેખર અમૂલ્ય છે, અને સર્વ ધર્મને સરખી રીતે લાગુ પડી શકે છે. માટે તે ઉપર વિદ્યાર્થીઓનું ખાસ ધ્યાન ખેંચવું.

---

૬.

# વ્રત–સમિતિ–ગુપ્તિ–ભાવના.

દર્શન અને જ્ઞાનનું ફળ જે ચારિત્ર, તેને અંગે મુખ્ય—(૧) પાંચ વ્રત, (૨) પાંચ સમિતિ, (૩) ત્રણ ગુપ્તિ (૪) અને ચાર ભાવના સમજવા જેવાં છે.

૧.

પાંચ વ્રત નીચે પ્રમાણે છેઃ—

૧. **અહિંસાવ્રતઃ** હિંસા ('પ્રાણાતિપાત') કરવી નહિઃ સ્થૂલ, સૂક્ષ્મ, ચર–અચર કોઇ પણ જીવની, મન વાણી કે કાયાએ કરી, કદી પણ હિંસા કરવી નહિ, કરાવવી નહિ, કોઇ કરતું હોય તેમાં અનુમોદન દેવું (ઠીક થાય છે કહેવું) નહિ.

૨. **સૂનૃત(સત્ય) વ્રતઃ** અસત્ય ('મૃષાવાદ') બોલવું નહિઃ મન વાણી કે કાયાએ કરી, ક્રોધથી લોભથી ભયથી કે મશ્કરીમાં, કદી પણ જૂઠું બોલવું નહિ, બોલાવવું નહિ, એમાં અનુમોદન આપવું નહિ.

(૩.) **અસ્તેયવ્રતઃ** ચોરી ('અદત્તાદાન') કરવી નહિઃ મન વાણી કે કાયાએ કરી, ન્હાનું–મ્હોટું વધારે–ઓછું કશું પણ, કોઇનું વગર આપ્યું લેવું નહિ, લેવરાવવું નહિ, લેવામાં અનુમોદન દેવું નહિ

(૪.) બ્રહ્મચર્યવ્રતઃ બ્રહ્મચર્ય પાળવું: મન વાણી કે કાયાએ કરી કોઈ પણ તરેહથી, બ્રહ્મચર્ય તોડવું નહિ, તોડાવવું નહિ, તોડવામાં અનુમોદન દેવું નહિ.

(૫.) અપરિગ્રહવ્રતઃ 'પરિગ્રહ' ન કરવો—અર્થાત્ વસ્તુએ રાખવી નહિ, રખાવવી નહિ, રાખવામાં અનુમોદન કરવું નહિ

ઉપર કહેલાં પાંચ વ્રત યતિઓ(સાધુઓ)એ સખ્તરૂપે પાળવાનાં છે. ગૃહસ્થોએ પોતાના આશ્રમને ઘટતી રીતે પાળવાનાં છે–જેમકે, પોતાની સ્ત્રી ઉપર જ પ્રેમ રાખવો એ ગૃહસ્થનું ચોથું વ્રત, અને અતિશય લોભ કરી ધન વગેરેની બહુ જંજાળ ન વળગાડવી, એમાં મર્યાદા રાખવી, નિઃસંગ રહેવું, એ પાંચમું વ્રત. ગૃહસ્થનાં વ્રત તે 'અણુવ્રત' (છોટાં વ્રત–નિયમો) કહેવાય છે, અને યતિઓનાં એ જ વ્રત 'મહાવ્રત' (મ્હોટાં વ્રત–નિયમો) કહેવાય છે.

૨.

પાંચ સમિતિઃ 'સમિતિ' એટલે સદાચાર, સારૂં વર્તન. એના પાંચ પ્રકાર નીચે પ્રમાણે છે

(૧.) ઇર્યા સમિતિઃ રાત્રે જીવ–જન્તુ પગતળે ચગદાઈ જાય માટે રાત્રે ન ચાલવું; ધોરી રસ્તે, જ્યાં માણસો જતાં આવતાં હોય અને જ્યાં જીવજન્તુ થોડા હોવાનો સંભવ હોય, ત્યાં દિવસે પણ એવી સંભાળથી ચાલવું કે જીવજન્તુ પગતળે ચગદાય નહિ.

(૨.) ભાષા સમિતિઃ કોમળ, હિતકારી, મીઠું અને ધર્મ્ય (સત્ય અને ન્યાયને અનુસરતું) બોલવું. અસત્ય કે ક્રોધ અભિમાન કપટ વગેરે દોષોનું ભરેલું ન બોલવું.

(૩.) એષણા સમિતિઃ 'એષણા' એટલે માગવું, તેના પેટામાં શોધવું લેવું અને ભોગવવું ત્રણે આવે છે. યતિએ એવી રીતે એષણા કરવી–ભિક્ષા માગવી–કે જેમાં કોઇ પણ પ્રકારનો દોષ ન થાય.

(૪.) આદાનનિક્ષેપણા સમિતિઃ 'આદાન' એટલે લેવું, અને

'નિક્ષેપણ' એટલે મૂકવું. 'આદાન-નિક્ષેપણ' સમિતિ એટલે ઠીક લેવું-મૂકવું. વસ્ત્રાદિક ચીજો એવી રીતે રાખવી કે જેમાં કોઇ પણ તરેહનો દોષ ન લાગે.

(૫.) પરિ(પ્રતિ)ષ્ઠાપના સમિતિઃ 'પરિ(પ્રતિ)ષ્ઠાપના' એટલે નાંખવું. કફ મૂત્રાદિક શરીરનો મેલ એવે ઠેકાણે અને એવી રીતે નાંખવો કે જેમાં કોઇ પણ તરેહનું પાપ ન થાય.

૩.

ત્રણ ગુપ્તિઃ ગુપ્તિ એટલે ગોપન કરવું, રક્ષણ કરવું. આત્મામાં વિષય સાથે સંબન્ધ થવાથી અનેક દોષો ઉત્પન્ન થાય છે. તે માટે મન વાણી અને કાયા એવાં સાચવવાં કે એ દ્વારા કોઇ પણ તરેહનો દોષ થવા ન પામે. ગુપ્તિ ત્રણ પ્રકારની છેઃ (૧) મનોગુપ્તિ (૨) વાગ્-ગુપ્તિ અને (૩) કાયગુપ્તિઃ અર્થાત્ મનને સાચવવું, વાણીને સાચવવી, અને શરીરને (શરીરની ક્રિયાને) સાચવવું. મનમાં હિંસા કપટ વગેરેનું ચિન્તન કરવું નહિ; જૂઠું કે ક્રોધભર્યું બોલવું નહિ; ચોરી કરવી કે મારવા દોડવું નહિ—વગેરે ગુપ્તિનાં ઉદાહરણો છે.

૪.

ચાર ભાવનાઃ—'ભાવના' એટલે ભાવ લાવવો. મનમાં ચાર પ્રકારનો હમેશાં ભાવ લાવ્યાં કરવોઃ

(૧) મૈત્રીઃ—પ્રાણી માત્રમાં મિત્રભાવ રાખવો; સર્વના અપરાધ ક્ષમા કરવા, અને કોઇ ઉપર વેર રાખવું નહિ.

(૨) પ્રમોદઃ—પોતા કરતાં જે અધિક (ચઢીઆતો) હોય તેના પ્રત્યે વિનયથી વર્તી—અર્થાત્ એની સ્તુતિ વન્દના અને સેવા કરી આનન્દ પામવો.

(૩) કારુણ્ય:—કરુણા, દયા; દીન અને દુઃખી જીવોને ઉપદેશ વગેરેથી સુખ થાય એમ કરવું.

(૪) માધ્યસ્થ્ય:—ઉપેક્ષા કરવી. જેઓ તદ્દન જડ હોઇ ઉપદેશ ગ્રહણ કરી શકે એવા ન હોય, તેમના પ્રત્યે (ક્રોધ વગેરે ન લાવતાં) ઉપેક્ષા કરવી.

---

૧. પાંચ વ્રત ઉપર સઘળા ચારિત્રનો આધાર હોવાથી એને 'મૂલ ગુણ' કહે છે.

૨. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ 'ઉત્તર ગુણ' કહેવાય છે.

૩. પાંચ વ્રત, ત્રણ ગુપ્તિ, અને ચાર ભાવના સંબન્ધી વેદધર્મમાં પણ વચનો છે. યોગશાસ્ત્રમાં ભાવનાનો, મહાભારતના શાન્તિપર્વમાં ગુપ્તિનો, મનુસ્મૃતિ વગેરેમાં પાંચ વ્રતનો ઉલ્લેખ છે તે તરફ વિદ્યાર્થીનું ધ્યાન દોરવું.

---

૯.

## ઉતારા.

**મહાવીર સ્વામીનો પ્રથમ ઉપદેશ:**—"અહો! આ અપાર સમુદ્ર જેવો સંસાર બહુ દારુણ છે. કર્મ એ એનું કારણ છે-જેમ બીજ એ વૃક્ષનું કારણ છે તેમ.

અજ્ઞાન જીવ પોતાના જ કર્મે કરી નીચે ને નીચે જાય છે-જેમ કુવો ખોદનાર નીચે ઊતરતો જાય છે તેમ.

અને જે જીવ શુદ્ધ અન્તઃકરણવાળો છે તે પોતાના કર્મે કરી ઊંચે ને ઊંચે જાય છે—જેમ મહેલ બાંધનાર ઊંચે ચઢતો જાય છે તેમ.

પ્રાણાતિપાત (હિંસા) ન કરવો—કારણ કે એ થકી કર્મનાં

બન્ધન ઉત્પન્ન થાય છે–પોતાના પ્રાણની માફક સામાના પ્રાણનું રક્ષણ કરવા તત્પર રહેવું.

જૂઠું ન બોલવું; સત્ય અને પ્રિય બોલવું–જેમ પોતાની પીડા હરતા હોઈએ એમ પારકાની પીડા હરવી (કડવો શબ્દ ન કહેવો.)

કોઇનું વગર આપ્યું ધન ન લેવું—કારણ કે ધન એ માણસના બાહ્ય પ્રાણ સમાન છે. અને તેથી ધન હરવું એ વધ કરવા સમાન છે.

બ્રહ્મચર્ય પાળવું—એના ઉપર મોક્ષનો આધાર છે.

પરિગ્રહ ન કરવો–એટલે કે બહુ ચીજો પોતાની આસપાસ વળગાડવી નહિ: બહુ ભારથી બળદ બિચારો નીચે પડ છે.

આ પ્રાણાતિપાત (હિંસા) વગેરે દોષો સૂક્ષ્મરૂપમાં ત્યજી શકાય નહિ, તો સ્થૂળરૂપમાં તો ત્યજવા જ–અને સૂક્ષ્મરૂપે પણ એને ત્યજવા ઉપર મન લગાડવું."

[ हेमचन्द्र-त्रिषष्टिशलाकापुरुषचरित्र. ]

સમિતિ અને ગુપ્તિ મળીને આઠ પ્રવચન માતાઓ (માતા સમાન વ્હાલથી રક્ષણ કરનાર શાસ્ત્ર યાને ધર્મોપદેશ) છે. તેમાં સમિતિ પાંચ, અને ગુપ્તિ ત્રણ કહી છે. ઇર્યા, ભાષા, એષણા, આદાન (નિક્ષેપ), અને ઉચ્ચાર (મળત્યાગ) એ (એ સંબન્ધી) પાંચ સમિતિ; અને મનોગુપ્તિ, વચનગુપ્તિ, અને કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિઃ એ આઠ.

[ उत्तराध्ययन. ]

(૧) મૈત્રી, (૨) પ્રમોદ, (૩) કારુણ્ય, અને (૪) માધ્યસ્થ્ય, ક્રમવાર સત્વ (પ્રાણી માત્ર), ગુણાધિક, ક્લિશ્યમાન (દુઃખી) અને અવિનેય (ઉપદેશ ગ્રહણ ન કરી શકે એવા) માં કરવાં.

[ तत्त्वार्थाधिगम. ]

૮.

# આસ્રવ અને સંવર.

૧. જૈન ધર્મમાં નવ તત્ત્વ માન્યાં છે: (૧) જીવ, (૨) અજીવ, (૩) પુણ્ય, (૪) પાપ, (૫) આસ્રવ, (૬) સંવર, (૭) નિર્જરા, (૮) બન્ધ અને (૯) મોક્ષ.

૨. આમાં 'આસ્રવ,' 'સંવર' અને 'નિર્જરા' એ ત્રણ સિવાયના-ના અર્થ સ્પષ્ટ છે. 'નિર્જરા' એટલે ઉત્પન્ન થએલા કર્મનું તપ વગેરે સાધનવડે-નિર્જરણ-કરવું, જરાવી નાંખવું, ઘસાઇ જાય-ક્ષય પામે એમ કરવું.

૩. હવે 'આસ્રવ' અને 'સંવર'નું વર્ણન કરીએ-કારણ કે એ બે શબ્દમાં આખું જૈનશાસન સમાએલું છે. એક જૈન વિદ્વાન કહે છે તેમ "આસ્રવ એ સંસાર(બન્ધ)નું કારણ છે, અને સંવર એ મોક્ષનું કારણ છે: મૂઠીમાં આખો આર્હત (જૈન) સિદ્ધાન્ત માગો તો તે આટલો છે. બીજું બધું આનો જ વિસ્તાર છે."

૪. આસ્રવ: આત્માને વિષે કર્મોનું વહેવું તે 'આસ્રવ' (આસ્રુ-વહેવું ધાતુ ઉપરથી). જેમ ગામનું મેલું પાણી નાળાંમાં થઇને તળાવમાં વહે છે અને તળાવને મલિન કરે છે, તેમ આ સં-સારના વિષયો ઇન્દ્રિય વગેરે દ્વારમાં થઇને આત્મામાં પેસે છે અને આત્માને બગાડે છે. એક બીજું દૃષ્ટાન્ત એ અપાય છે કે-જેમ ભીના વસ્ત્ર ઉપર જે કાંઇ ધૂળ આવીને પડે છે તે એને ચોંટી જાય છે, તેમ ક્રોધ અભિમાન વગેરે દુષ્ટ વૃત્તિ-ઓથી લદબદ થએલા આત્માને આ સંસારનાં કર્મો વળગી પડે છે. આ દુષ્ટ વૃત્તિઓને 'કષાય' (કષનારી, હણનારી, આત્માને મલિન કરનારી વૃત્તિઓ) કહે છે. કષાય ચાર છે: ક્રોધ, (અભિ-)માન, માયા (કપટ), અને લોભ.

૫. સંવરઃ આસ્રવને સારી રીતે વારે તે 'સંવર'; યા તો, આસ્રવ-વહેવાનું દ્વાર-બંધ કરે તે 'સંવર' (सं + वृ-વારવું; અગર બંધ કરવું.). એમાં ઉપર કહેલી ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિનો સમાવેશ થાય છે.

---

૯.

## ઊતારા.

જીવ, અજીવ, બન્ધ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા અને મોક્ષ–એ નવ તત્ત્વ છે.

[ उत्तराध्ययन ]

શરીર વાણી અને મનનાં કર્મ તે 'યોગ.'

એ (જ) આસ્રવ.

શુભ યોગ એ પુણ્યનો આસ્રવ;

અશુભ પાપનો.

દુઃખ, શોક, તાપ, આક્રન્દન (રોવું), વધ, પરિદેવન (હાય હાય કરવી)—એ પોતામાં, અન્યમાં, કે ઉભયમાં કરવામાં આવે, તો તે અશુભ(પાપ)નો આસ્રવ બને છે.

સર્વ ભૂત (પ્રાણી) માત્રમાં અનુકમ્પા (દયા), દાન, સરાગ સંયમાદિયોગ (રાગપૂર્વક અર્થાત્ સકામ[1] રીતે સંયમ કરવો), ક્ષમા અને શૌચ (પવિત્રતા)—એ શુભ(પુણ્ય)નો આસ્રવ બને છે.

આસ્રવનો નિરોધ તે સંવર.

એ (સંવર) ગુપ્તિ, સમિતિ, ધર્મ, અનુપ્રેક્ષા (વિષયો અનિત્ય છે

ઇત્યાદિ તત્ત્વચિન્તા ) પરીષહજય ( દુઃખ સહન કરવાં ), અને થકી થાય છે.

તપવડે સંવર અને નિર્જરા ( કર્મનો ક્ષય ) થાય છે.

સારી રીતે (કાયા વાચા અને મનનાં કર્મરૂપી) યોગનો કરવો ( કબજે રાખવાં ) એ ગુપ્તિ.

ઈર્યા ( ચાલવું ), ભાષા ( બોલવું ), એષણા ( માગવું ), નિક્ષેપ ( લેવું-મૂકવું ) અને ઉત્સર્ગ ( ફેંકી દેવું)—એમ (પાંચ ની ) સમિતિ ( સદાચાર ) છે.

[ तत्वार्थाधिगमसूत्र.

---

૧૦.

## દશ યતિધર્મ.

૧. જૈન ધર્મમાં વૈરાગ્યને મ્હોટું સ્થાન હોવાથી, યતિઓના બહુ નિરૂપણ કરવામાં આવ્યું છે. પણ જે યતિઓના ધ તે જ યથાશક્તિ ગૃહસ્થોએ પણ પાળવાના છે. તેથી બતાવેલા યતિધર્મ સર્વને ઉપયોગી થાય એવા છે.

૨. દશ યતિધર્મઃ—

( ૧ ) ક્ષાન્તિ—ક્ષમા; કોઇ સામે ક્રોધ ન કરવો.

( ૨ ) માર્દવ—મૃદુતા; કોમળપણું; કોઈ તરફ અભિમાન અક્કડપણાથી વર્તવું નહિ.

( ૩ ) આર્જવ—ઋજુતા; સીધાપણું; નિષ્કપટતા.

( ૪ ) મુક્તિ—છૂટો હાથ; લોભ ન કરવો.

( ૫ ) તપ—તપશ્ચર્યા; ઇચ્છાઓને મારવી.

(૭) સત્ય—સાચું બોલવું.

(૮) શૌચ—પવિત્રતા.*

(૯) અકિંચનતા—કોઈ પણ ચીજ પાસે રાખવી નહિ; પરિગ્રહનો-મમતાનો ત્યાગ.

(૧૦) બ્રહ્મ—બ્રહ્મચર્ય.

---

બ્રાહ્મણ ધર્મમાંથી આને મળતી ગુણોની યાદીઓ બતાવવી.

---

૧૧.

## બાર ગૃહસ્થ ધર્મ.

૧. ઉપર કહ્યુ તેમ, જે યતિઓના ધર્મ છે તે જ થોડાક ફેરફાર સાથે ગૃહસ્થના ધર્મ છે. પાંચ વ્રત સમિતિ વગેરેમાંથી નીચે પ્રમાણે બાર પ્રકારના ગૃહસ્થધર્મ ઘડવામાં આવ્યા છેઃ—

૨. પાંચ 'અણુ વ્રત': ઉપર જે પાંચ મહાવ્રત ગણાવવામાં આવ્યાં છે તે જ ગૃહસ્થો જ્યારે યથાશક્તિ પાળે છે ત્યારે 'અણુવ્રત' કહેવાય છે. ('અણુ' એટલે ન્હાનાં, ગૃહસ્થને લાયક—આકરા નહિ તે.)

૩. ત્રણ 'ગુણ વ્રત': ઉપરનાં અણુવ્રત તે 'મૂળ વ્રત' છે. તેની મદદમાં ત્રણ 'ગુણ વ્રત' યાને મદદગાર વ્રત છેઃ

(૧) 'દિગ્વ્રત': આટલું ચાલવું એમ પોતાને હરવા ફરવાની તથા મુસાફરી કરવાની મર્યાદા કરવી. આનો હેતુ એ છે કે હરવા ફરવાથી જે જીવહિંસા થાય છે તે ઓછી થાય.

---

* સર્વ જીવો પ્રત્યે સુખાનુકૂલ વર્તવું, અગર તો વગર આપ્યું લેવું નહિ—એમ અહિંસા અને અસ્તેય એવો 'શૌચ'નો અર્થ કરવામાં આવે છે. પણ પવિત્રતા અર્થ વધારે પ્રસિદ્ધ હોવાથી પસંદ કર્યો છે.

(૨) 'ભોગોપભોગનિયમ વ્રતઃ' ભોજનાદિક–જે એક વાર ભોગવતાં જ વપરાઇ જાય એવા–પદાર્થોનો 'ભોગ', તથા વસ્ત્રાદિક–જે વારંવાર વપરાય છે એવા–પદાર્થોનો 'ઉપભોગ'– એ બાબત કાંઇક નિયમ રાખવો. આનો હેતુ ઇન્દ્રિયો મન વગેરેને વશ કરવાનો છે.

(૩) 'અનર્થદંડનિષેધ વ્રત': કોઇ પણ નિરર્થક ક્રિયા ન કરવી. આનો ઉદ્દેશ મનુષ્યની સઘળી પ્રવૃત્તિને ધર્મ તરફ–ઉત્તમ પુરુષાર્થ તરફ–વાળવાનો છે.

૪. 'ચાર શિક્ષાવ્રત':—

(૧) 'સામાયિક વ્રતઃ' રાગદ્વેષરહિત થઇ, સર્વ જીવ ઉપર સમભાવ લાવી, બે ઘડી એકાન્તમાં તત્ત્વચિન્તન કરવું તે. 'સામાયિક વ્રત'. 'સામાયિક' એટલે સમતા પ્રાપ્ત કરવા સંબન્ધી.

(૨) 'દેશાવકાશિક વ્રત': ઉપર જે દિગ્વ્રત કહ્યું તેમાં વળી વિશેષ સંકોચ કરવો તે.

(૩) 'પ્રોષધ (પોસહ)* વ્રતઃ' અમુક અમુક દિવસે સાધુની વૃત્તિથી રહેવું ગૃહસ્થ ધીમે ધીમે યતિધર્મને લાયક થાય, યતિધર્મ પૂરેપૂરા અંગીકાર ન કરી શકે તો પણ થોડોક પણ એનો લાભ લે તે માટે આ ગોઠવણ છે.

(૪) 'અતિથિસંવિભાગ': અતિથિને–ખાસ કરીને મુનિઓને– આપ્યા વિના ખાવું નહિ.

આ બારે ધર્મનો આધાર 'સમ્યક્ત્વ' ('સમકિત') યાને સારી શ્રદ્ધા ઉપર રહેલો છે.

---

સામાયિક વિષે નીચેના પાઠમાં વિશેષ કહેવામાં આવશે.

---

* પોસહનું મૂળ સંસ્કૃત રૂપ ઉપવસથ–ઉપવાસ છે. અને અર્થ પણ એ જ છે.

૧૨.

# સામાયિક અને પ્રતિક્રમણ.

૧. મન ઇન્દ્રિયો વગેરે—મનુષ્યને સંસારમાં નાંખનાર અને અવળે માર્ગે લઈ જનાર શક્તિઓને જીતવા માટે જૈન ધર્મમાં કેટલીક ક્રિયાઓ રચવામાં આવી છે. એ અવશ્ય કરવા જેવી છે તેથી એને 'આવશ્યક' કહે છે. એ આવશ્યકમાં તીર્થંકર પ્રભુની સ્તુતિ વન્દના વગેરે ઉપરાંત—(૧) સામાયિક અને (૨) પ્રતિક્રમણ નામનાં બે આવશ્યક છે તે ખાસ જાણવા જેવાં છે.

૨. સામાયિકઃ એટલે મનની સમતા મેળવવી. આ સંસારમાં બધી ચીજો આપણને મનગમતી ક્યાંથી મળે? ટાઢે હોય તડકોએ હોય, શિયાળોએ હોય ઉન્હાળોએ હોય, બાગબગીચાઓ હોય અને કાંટા ઝાંખરાં પણ હોય—ટૂંકામાં, સુખ પણ હોય અને દુઃખ પણ હોયઃ માટે સુખ દુઃખમાં મનને ડામાડોળ થવા ન દેતાં સમતામાં યાને સરખાઈમાં રાખવું; સારૂં-ખોટું વહાલું-અળખામણું અર્થાત્ રાગ-દ્વેષ થવા ન દેવા; અને પ્રાણી માત્ર ઉપર સરખો ભાવ રાખવો. આ માટે દરેક જૈનને હમેશાં બે ઘડી ચિત્તને સ્થિર રાખી જ્ઞાનનો પાઠ ('સજ્ઝાય'-સ્વાધ્યાય) અને ધ્યાન કરવાની આજ્ઞા છે. આને 'સામાયિક' યાને સમતા કેળવવાનો વિધિ કહે છે.

૩. તેવું જ એક બીજું આવશ્યક પ્રતિક્રમણ છે. 'પ્રતિક્રમણ' એટલે અશુભ યાને પાપમાંથી પાછા ફરી શુભ તરફ ચાલવું. મનુષ્ય દિવસ અને રાતમાં જાણ્યે-અજાણ્યે કાંઇને કાંઈ પાપ કર્યા વિના રહેતો નથી. પણ સવાર સાંઝ પોતાનાં પાપનો વિચાર કરી, થઇ ગયું તે માટે પસ્તાવો ધરી, ભવિષ્યમાં તેમ ન કરવાનો નિશ્ચય કરે તો તેથી એનું જીવન ઘણું સુધરે. તે માટે જૈન શાસ્ત્રકારોએ આ 'પ્રતિક્રમણ' નામનો, પાપ કબૂલી પુણ્યને

માર્ગે ચાલવાનો, વિધિ કર્યો છે. રાત્રિનું અને દિવસનું એમ બે પ્રતિક્રમણ છે. રાત્રિનું પ્રતિક્રમણ સવારમાં, અને દિવસનું પ્રતિક્રમણ સાંઝે કરવાનું હોય છે.

---

૧. શીતોષ્ણ-સુખદુઃખ-રાગદ્વેષ-આદિ દ્વન્દ્વની પાર જઈ સમતા રાખવાનો ભગવદ્‌ગીતાનો ઉપદેશ સ્મરણમાં લાવવો.

૨. સન્ધ્યાને અંગે રાત્રિ અને દિવસનાં પાપ ધોવાનો બ્રાહ્મણ ધર્મમાં જે વિધિ છે તે પણ વિચારવો.

---

૧૩.

## યાત્રા અને વ્રત.

૧. દરેક ધર્મમાં કેટલાંક સ્થાન અને કેટલાક કાળ પવિત્ર મનાય છે. અને તેથી એ સ્થાને યાત્રાએ જવાની અને તે તે કાળે અમુક વ્રત-ઉપવાસાદિક કરવાની આજ્ઞા હોય છે. તે પ્રમાણે જૈન ધર્મમાં પણ કેટલાંક યાત્રાનાં સ્થાન તથા વ્રત-ઉપવાસ કરવાના દિવસો ઠરાવેલા છે.

૨. શત્રુંજય પર્વત ઉપર આદિ તીર્થંકર ઋષભદેવજી, ચંપાપુરીમાં વાસુપૂજ્યજી, ગિરનાર ઉપર નેમિનાથજી, પાવાપુરીમાં મહાવીર સ્વામી અને બાકીના વીસ તીર્થંકર સમેતશિખર (બંગાળામાં) ઉપર નિર્વાણ પામ્યા. તેથી એ પાંચ સ્થાન બહુ પવિત્ર મનાય છે.

૩. 'પોસહ' યાને 'પ્રોષધ વ્રત' તે મહિનામાં પાંચ વખત— અજવાળી પાંચમ અને બે ચૌદસે—કરવાનું હોય છે. એમાં ગૃહસ્થે આહાર, શરીરસત્કાર (શરીર ઠાઠમાઠ કરવું), અબ્રહ્મચર્ય (સ્ત્રીસંગ), અને વ્યાપાર—એ ચાર વાનાં ત્યજવાનાં કહ્યાં છે.

જૈન ધર્મનું બીજું મ્હોટું વ્રત પચુસણ ('પજ્જુસણ'–'પર્યુષણ') છે. એ શ્વેતામ્બર મત પ્રમાણે શ્રાવણ વદ બારશથી ભાદરવા સુદ ચોથ સુધી આઠ દિવસ કરવાનું હોય છે. શ્વેતામ્બરોની એક શાખા સ્થાનકવાસીઓ એ તેરશથી પાંચમ સુધી કરે છે. અને દિગમ્બરો એ ભાદરવા શુદ પાંચમથી ચૌદશસુધી દશ દિવસ કરે છે. એમાં ઉપવાસ અને શાસ્ત્રશ્રવણ કરવામાં આવે છે.

---

૧૪.

# પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી.

પાર્શ્વનાથ તીર્થંકરના કેશી નામે એક શિષ્ય પોતાના શિષ્યોને લઇ ફરતા ફરતા શ્રાવસ્તી નગરીમાં આવી પહોંચ્યા, અને ગામ બહાર એક વનમાં વાસ કર્યો, એટલામાં શ્રી મહાવીર વર્ધમાન સ્વામીના શિષ્ય ગૌતમ જે વિદ્યા અને ચારિત્ર ઉભયમાં શ્રેષ્ઠ હતા તે એ જ ગામ આવી ચઢયા, અને પાસેના બીજા વનમાં ઊતર્યા. બંનેના શિષ્યોને, એક બીજાને મળી વાતચિત કરતાં, વિચાર થવા લાગ્યો કે આપણા બેના ગુરુમાંથી કોના ગુરુનો ઉપદેશ સાચો હશે?–(૧) પાર્શ્વનાથે કરેલો **ચાર વ્રતનો** ઉપદેશ સાચો હશે? કે મહાવીર સ્વામીએ કરેલો **પાંચ વ્રતનો** સાચો હશે? (૨) બીજું— વર્ધમાન સ્વામીએ ઉપદેશેલો વસ્ત્ર ન પહેરવાનો **અચેલ ધર્મ**[1] સાચો હશે? કે પાર્શ્વનાથનો એક અંદર અને એક બહાર (ઉત્તરીય) વસ્ત્ર ધારણ કરવાનો **સચેલ ધર્મ** સાચો હશે? કેશી અને ગૌતમ બંનેએ પોતાના શિષ્યોની શંકા જાણી અને એક બીજાને મળવાનું ધાર્યું. ગૌતમે વિચાર કર્યો કે કેશી આગલા તીર્થંકરના શિષ્ય હોઇ

---

૧. શ્વેતામ્બર પન્થના ટીકાકારો આનો અર્થ—અમુક પ્રમાણનાં જ, શ્વેત (રંગીન નહિ એવાં), જીર્ણ જેવાં, અને અલ્પ મૂલ્યનાં જ વસ્ત્રો પહેરવાં એવો કરે છે.

કુળમાં જ્યેષ્ઠ ગણાય, તેથી મારે એમની પાસે જવું જોઇએ. તેથી એ કેશી પાસે જવા નીકળ્યા. કેશીએ વિચાર કર્યો કે ગૌતમ મારા કરતાં વયમાં અધિક[1] છે માટે મારે એમની પાસે જવું જોઇએ આમ વિચાર કરી એ સામા ગયા. બંને એક બીજાને ભાવથી મળ્યા. કેશીએ ગૌતમને પૂછ્યું: "ભગવન્! પાર્શ્વનાથ ચાર વ્રત માને છે, અને વર્ધમાન સ્વામી પાંચ કહે છે. એક જ ધર્મ ઉપદેશવાનો બંનેનો ઉદ્દેશ છે, છતાં બે વચ્ચે આ ફેર કેમ? આપને આ બાબત શંકા નથી થતી?" ગૌતમે ઉત્તર દીધો: "ભગવન્! પહેલાં તીર્થંકરના સાધુ ઋજુ (સીધા, સરળ) પણ જડ હતા; વચલા બાવીસ તીર્થંકરના ઋજુ તેમ જ બુદ્ધિમાન હતા; છેલ્લા તીર્થંકરના વાંકા અને જડ હોવાનો સંભવ છે. આ કારણથી વચલા બાવીસ તીર્થંકરના સાધુઓને ચાર વ્રતનો ઉપદેશ કર્યો, તો પણ એ સમજતા હતા કે એ ચાર વ્રતમાં પાંચે વ્રત સમાઇ જાય છે અને તે પ્રમાણે તેઓનો આચાર હતો. પણ પહેલા તીર્થંકરના સાધુઓને એમની જડતાને લીધે આમાં ભૂલ કરવાનો સંભવ હતો; અને છેલ્લા તીર્થંકરના સાધુઓ તો વાંકા તેમ જડ એમ બંને દોષવાળા હોવાથી એમને માટે સ્પષ્ટ ઉપદેશની બહુ જ જરૂર છે. આ કારણથી આ બે–પહેલા અને છેલ્લા–તીર્થંકરે પાંચ વ્રતનો ઉપદેશ કર્યો છે, અને વચલાઓએ ચારમાં પાંચ સમાવીને ચાર જ વ્રતનો કર્યો છે.

કેશી આ ઉત્તર સાંભળી બોલ્યા: "ગૌતમ! ખરેખર તમે જ્ઞાની છો: મારો સંશય ટાળ્યો છે. પણ મને હજી એક બીજો સંશય છે એ ટાળો." એમ કહી એમણે સચેલ અને અચેલ ધર્મ સંબન્ધી ઉપર કહેલો પ્રશ્ન પૂછ્યો: એના ઉત્તરમાં ગૌતમે નીચે પ્રમાણે કહ્યું:

---

૧. મૂળમાં માત્ર 'કુમાર શ્રમણ કેશી' એવા શબ્દો છે. પણ એનો આ ભાવાર્થ સ્પષ્ટ છે. ગૌતમ આગળ જતાં કેશીને 'ભગવન્' કહે છે તેથી કેટલાકે એમ કલ્પના કરી છે કે કેશી મ્હોટા હોવા જોઇએ. પણ આમ અર્થ કરવાથી પરસ્પર વિનયની ખૂબી જે ગ્રન્થકાર બતાવવા માગે છે તે નષ્ટ થાય છે.

"તીર્થંકરો જ્ઞાની હોઇ દરેકે પોતપોતાના શિષ્યોના ગુણ અને સ્વભાવનો વિચાર કરી ઉપદેશ કર્યો છે. પાર્શ્વનાથના શિષ્યો ઋજુ (સીધા) અને બુદ્ધિમાન હોવાથી એમને વસ્ત્ર બાધ કરે એમ ન હતું, પણ મહાવીર સ્વામીના શિષ્યો વાંકા અને જડ હોવાથી એમને વસ્ત્રનો મોહ લાગી જવાનો વિશેષ ભય–તેથી એકે સચેલ ધર્મ રાખ્યો છે, અને બીજાએ અચેલ ધર્મ ઉપદેશ્યો છે. યતિનો વેષ માત્ર લોકમાં ઓળખાવા માટે, તથા અનાચાર સેવતાં જરા વિચાર પડે તે માટે, વ્યવહાર દૃષ્ટિએ કર્યો છે. બાકી વસ્તુતઃ, જ્ઞાન દર્શન અને ચારિત્ર એ જ મોક્ષનાં સાધન છે એમ તીર્થંકરોએ નિર્ણય કર્યો છે."

આમ પાર્શ્વનાથ અને મહાવીર સ્વામીના ઉપદેશ વચ્ચેના ભેદનો ખુલાસો થઇ ગયો. પછી જૈન ધર્મના કેટલાક સામાન્ય સિદ્ધાન્તો વિષે કેશીએ ગૌતમને પ્રશ્ન પૂછ્યા—તેના ગૌતમે ઉત્તર દીધા. તેમાં એક મુખ્ય પ્રશ્ન એ હતો કે "હે ગૌતમ ! હજારો શત્રુઓ તમારા ઉપર હલ્લો કરી રહ્યા છે તેમને તમે શી રીતે જીતો છો ?" એના ઉત્તરમાં ગૌતમે કહ્યું: "એકને જીત્યાથી પાંચને જીતું છું; પાંચને જીત્યાથી દસને જીતુંછું; અને દસને જીતવાથી સર્વને જીતું છું." પછી આના ખુલાસામાં જણાવ્યું કે "આત્માને જીત્યો નહિ તો એ એક શત્રુ છે. એને જીતવાથી એ આત્મા ઉપરાંત બીજા ચાર શત્રુ—ક્રોધ, માન (અભિમાન), માયા (કપટ), અને લોભ એ ચાર કષાય (આત્માને હણનાર મલિન ભાવ)—જીતાય છે. એ પાંચ જીતાયા એટલે બીજી પાંચ ઇન્દ્રિયો મળી દશે શત્રુ જીતાયા—અને એ દશ જીતાયા એટલે સઘળા જીતાયા."

---

૧. એક ધર્મના વિવિધ પન્થોએ તેમ જ જુદા જુદા ધર્મોએ આ રીતે પરસ્પર વિનયથી વર્તી મતભેદ ટાળવા જોઇએ.

૨. અત્રે અધિકાર પ્રમાણે જુદા જુદા ઉપદેશ કરવાની જે રીત બતાવી છે તે બ્રાહ્મણ બૌદ્ધ વગેરે આ દેશના સર્વ ધર્મની સામાન્ય રીત છે એ વિદ્યાર્થીઓને જણાવવું.

૩. મતભેદ ટળ્યા એટલે ધર્મનું ખરું તત્ત્વ સમજાશે. જૈન ધર્મનું—તેમ જ સર્વ ધર્મનું—સામાન્ય તત્ત્વ આ 'શત્રુઓ' જીતવામાં રહેલું છે. સરખાવો ભગવદ્‌ગીતા વગેરે. (આ વડે 'જિન'—અને 'જૈન'—શબ્દનો પૂર્વે કરેલો અર્થ યાદ કરાવવો.)

---

૧૫.

# મહાવીર સ્વામી અને ગોશાલ.

## (ભાવી અને પરાક્રમ.)

કુંડકોલિય નામે એક મહાવીર સ્વામીનો ઉપાસક હતો તે એક વાર મધ્યાહ્નને એક અશોક વૃક્ષની છાયામાં બેઠો હતો. ત્યાં એક દેવે આવી એને કહ્યું: "હે ભાઇ કુંડકોલિય! મંખલિપુત્ર ગોશાલનો એવો સિદ્ધાન્ત છે કે—ઉદ્યોગ[1] કે કર્મ કે બલ કે વીર્ય કે જેને પુરુષકાર-પરાક્રમ[2] કહીએ એવું કાંઇ જ નથી; સર્વ પદાર્થ નિયતિ યાને ભાવીથી નક્કી થઇ ચૂકેલા છે. શ્રમણ ભગવાન મહાવીરનો આથી ઉલટો સિદ્ધાન્ત છે: એ કહે છે કે—ઉદ્યોગ કર્મ બલ વીર્ય પુરુષકાર-પરાક્રમ એવું છે; અને સર્વ પદાર્થ નિયતિ યાને ભાવીથી નક્કી થઇ ચૂકેલા છે એમ કાંઇ નથી. આ બેમાં ગોશાલનો સિદ્ધાન્ત સારો છે, મહાવીરનો ખોટો છે."

કુંડકોલિયે ઉત્તર આપ્યો: "હે દેવ! જો તમે કહો છો કે ઉદ્યોગ કર્મ બલ વીર્ય પુરુષકાર–પરાક્રમ એવું કાંઇ છે જ નહિ, અને સર્વ પદાર્થો ભાવીથી નક્કી થઇ ચૂકેલા છે એવો ગોશાલનો સિદ્ધાન્ત જ ખરો છે, અને ઉદ્યોગ કર્મ બલ વીર્ય પુરુષકાર–પરાક્રમનું પ્રતિ-

---

૧. મૂળમાં 'ઉત્થાન'=ઊભા થવું. ઊઠાવ.

૨. પુરુષનું કરવું-પરાક્રમ; પુરુષનું કરેલું પરાક્રમ.

પાદન કરનારો મહાવીર સ્વામીનો ખોટો છે, તો કૃપા કરી કહેશો કે આપે આ દિવ્ય પ્રભાવ—આ દેવપણું—શી રીતે પ્રાપ્ત કર્યું ? પુરુષકાર-પરાક્રમથી કે તે વગર, એમનું એમ ?" દેવે જવાબ દીધો:—"તે વગર; એમનું એમ." કુંડકોલિયઃ "વારુ; ત્યારે આ અસંખ્ય જીવો જે દેવપણું પ્રાપ્ત કરવા માટે ઉદ્યોગ કરતા નથી તે કેમ દેવ બની ગયા નથી ? માટે, હે દેવ ! તમને આ પદ, એ પદ મેળવવા માટે કરેલા ઉદ્યોગ યાને પુરુષકાર-પરાક્રમને લીધે જ મળ્યું છે, મળવાનું હતું અને મળ્યું છે એ તમારું કહેવું ખોટું છે." આ સાંભળી દેવને થયું કે મેં આને ચળાવવાનો યત્ન કર્યો એ ખોટું કર્યું. પછી તુરત એ દેવ અન્તર્ધાન થઇ ગયો.

---

હિન્દુ (વેદ) ધર્મમાં, તેમ આ જૈન ધર્મમાં કર્મનો અર્થ નક્કી થઈ ચૂકેલું બાકી એવો થતો નથી. બંનેમાં પુરુષકારની પ્રશંસા છે એ તરફ વિદ્યાર્થીનું ધ્યાન દોરવું.

---

૧૬.

## ખરો બ્રાહ્મણ કોણ ?

જયઘોષ નામે બ્રાહ્મણ કુળમાં જન્મેલો એક મહાયશસ્વી વિપ્ર હતો. એ સર્વ પ્રકારના યમ (પંચ મહાવ્રત) આચરતો હતો. આ મહામુનિ એક વખત એક ગામથી બીજે ગામ એમ ફરતો ફરતો કાશીપુરીમાં આવી ચઢ્યો. પુરીની બહાર એક મનોહર ઉદ્યાનને વિષે વાસો કર્યો. તેવામાં વિજયઘોષ નામે એક વેદમાં કુશળ બ્રાહ્મણ કાશીમાં યજ્ઞ કરતો હતો. ત્યાં પેલો અણગાર (ઘર ત્યજી યતિ બનેલો) મુનિ-જયઘોષ-એક માસ ઉપવાસ કરી, પારણા માટે અન્ન લેવા ગયો. યજ્ઞવાટમાં ભિક્ષા અર્થે આવેલા એ મુનિને જોઈ વિજયઘોષે

કહ્યું—"હે ભિક્ષુ ! હું તને અન્ન નહિ આપું. બીજે માગવા જા. અહીં તો જે બ્રાહ્મણો વેદના જાણ હોય, યજ્ઞ સમજતા હોય, જ્યોતિઃશાસ્ત્રમાં પ્રવીણ હોય, જે પોતાના અને અન્યના આત્માનો ઉદ્ધાર કરવા સમર્થ હોય—એવા વિપ્રને અન્ન આપવાનું છે." આ ઉત્તરથી જરા પણ ગુસ્સે ન થતાં, તેમ અન્ન ખાતર નહિ પણ સામાનું કલ્યાણ કરવાને જ માટે, જયઘોષે કહ્યું: "હે વિપ્ર ! તું વેદનું મુખ (મુખ્ય તત્ત્વ શું છે તે) જાણતો નથી, યજ્ઞનું જાણતો નથી, નક્ષત્રનું જાણતો નથી, ધર્મનું જાણતો નથી. આ સંસારમાંથી ઉદ્ધારવા કોણ સમર્થ છે અને કોણ નહિ તે પણ તું જાણતો નથી. જાણતો હોય તો કહે." વિજયઘોષે કાંઇ ઉત્તર ન આપ્યો. પણ એ અને બીજા બ્રાહ્મણો જયઘોષ મુનિ આગળ હાથ જોડી ઊભા રહ્યા, અને સૌએ મળી એને 'વેદનું મુખ શું, યજ્ઞનું મુખ શું, નક્ષત્રનું મુખ શું, અને ધર્મનું મુખ શું ?' એ સમજાવવા પ્રાર્થના કરી.

જયઘોષ મુનિએ આ સઘળું સમજાવ્યું અને પછી ખરો બ્રાહ્મણ કોને કહેવો એ સંબન્ધી સવિસ્તર ખુલાસો કર્યો. જયઘોષ મુનિ કહે છે:

"જે ત્રસ અને સ્થાવર પ્રાણીને જાણે છે અને એમની ત્રણે પ્રકારે (મન વાણી અને કાયાથી) હિંસા કરતો નથી, તેને અમે 'બ્રાહ્મણ' કહીએ છીએ.

જે ક્રોધ હાસ્ય (મશ્કરીમાં) લોભ કે ભય થકી પણ કદી જૂઠું બોલતો નથી, તેને અમે 'બ્રાહ્મણ' કહીએ છીએ.

જીવતી કે જડ, અલ્પ કે બહુ, કોઇ વસ્તુ, વગર-આપી જે લેતો નથી તેને અમે 'બ્રાહ્મણ' કહીએ છીએ.

જે બ્રહ્મચર્ય પાળે છે તેને અમે 'બ્રાહ્મણ' કહીએ છીએ.

જેમ જળમાં ઊગેલું કમળ જળ થકી ભીંજાતું નથી, તેમ કામ (સંસારના સુખના પદાર્થો) વડે જે લેપાતો નથી તેને અમે 'બ્રાહ્મણ' કહીએ છીએ.

મસ્તક મુંડાવે કોઇ પણ માણસ શ્રમણ થતો નથી; ઓંકાર

ઉચ્ચારે બ્રાહ્મણ થતો નથી; અરણ્યમાં વસવાથી મુનિ થતો નથી; અને કુશચીર (વલ્કલ) થકી તાપસ થતો નથી.

સમતા[1] થકી શ્રમણ થાય છે; બ્રહ્મચર્ય થકી બ્રાહ્મણ થાય છે; જ્ઞાને[2] કરી મુનિ થાય છે; અને તપે કરી તાપસ થાય છે.

કર્મે કરી માણસ બ્રાહ્મણ થાય છે; કર્મે કરી ક્ષત્રિય થાય છે; કર્મે કરી વૈશ્ય થાય છે; અને કર્મે કરી શૂદ્ર થાય છે.

જે દ્વિજોત્તમો (ઉત્તમ બ્રાહ્મણો) ઉપર કહેલા ગુણ થકી યુક્ત છે, તે પોતાનો અને પારકાનો ઉદ્ધાર કરવા સમર્થ છે."

---

૧. જૈન ધર્મને સમસ્ત 'બ્રાહ્મણ'-વર્ગ સાથે લડાઈ નથી. ખરા બ્રાહ્મણને માન આપવા એ તૈયાર છે. બૃહદારણ્યક મહાભારત વગેરે બ્રાહ્મણ ધર્મના ઘણા ગ્રન્થોમાં આવા ગુણવાળાને જ 'બ્રાહ્મણ' કહ્યો છે. આવો જ એક પાઠ બૌદ્ધ ધર્મને અંગે આવશે.

૨. જેમ બ્રાહ્મણમાં અમુક ગુણ માગ્યા છે તેમ જૈન ધર્મના યતિમાં પણ માગ્યા છે: 'સમતા થકી શ્રમણ થાય છે.'

---

૧૭.

## જૈનધર્મનું સામાન્ય સ્વરૂપ.

હવે જૈન ધર્મનાં કેટલાંક સામાન્ય તત્ત્વો તારવી કાઢીએ.

૧ **અહિંસાઃ**—એ આ ધર્મનું પરમ તત્ત્વ છે. એ ધર્મના સઘળા આચાર વિચારની પાછળ **અહિંસા** માટે તીવ્ર લાગણી રહેલી છે, અને માત્ર યજ્ઞયાગાદિકમાં કે સામાન્ય ખાન પાન માટે

---

૧. શ્રમણનું પ્રાકૃતમાં સમણો થાય છે તેથી સમતા શબ્દ સૂઝ્યો છે.

૨. મન્-મનન કરવું, મનન કરીને જાણવું-એ ઉપરથી મુનિ શબ્દ થયો છે તેથી.

હિંસાનો નિષેધ કરવામાં આવ્યો છે એટલું જ નહિ, પણ મનુષ્યના સઘળા વ્યવહારનું સૂક્ષ્મ અવલોકન કરી એમાં ક્યાં ક્યાં હિંસાનો પ્રસંગ આવે છે એ તપાસ્યું છે, અને ત્યાં હિંસા કેવી રીતે થતી અટકે, અગર કાંઇ નહિ તો ઓછામાં ઓછી થાય, એ માટે બારીક કાળજીથી ગોઠવણ કરી છે.* તેઓ ષટ્જીવકાય-અર્થાત્ છ પ્રકારના જીવ સમૂહ માને છેઃ (૧) પૃથ્વી, (૨) જળ, (૩) તેજ, (૪) વાયુ, (૫) વનસ્પતિ અને (૬) ત્રસ (ત્રાસ-ભય-દેખી એક સ્થળેથી બીજે સ્થળે જઈ શકે એવા) કપાવાથી ગ્લાન થવું-કરમાવું, કપાયા છતાં પાછા ઊગવું, આહારવડે વૃદ્ધિ પામવી, નિદ્રા લેવી ઇત્યાદિ જીવના ધર્મો એ સર્વમાં વધારે ઓછા નજરે પડે છે.

૨. જૈનધર્મનો બીજો મ્હોટો આગ્રહ તપ માટે છે. ઉપવાસાદિકથી શરીર અને ઇન્દ્રિયોનું દમન કરવું તેઓ આવશ્યક ગણે છે. તેઓ આન્તર વૃત્તિનો જય નકામો ગણતા નથી, પણ દેહને અને આન્તર વૃત્તિને એવો ગાઢ સંબન્ધ છે કે દેહ અને ઇન્દ્રિયના દમન વગર મન જીતાવું અશક્ય છે એમ માને છે, અને તેથી વિવિધ તરેહના ઉપવાસનો વિધિ કરે છે. સાધુ થતા પહેલાં જે કેશલુંચનનો વિધિ છે તે પણ આ તપ માટેની શક્તિ કસવા સારૂ છે.

૩. વૈરાગ્ય ઉપર પણ તેઓ બહુ લક્ષ દે છે. મનુષ્યનો પરમ પુરુષાર્થ વ્યાવહારિક સમૃદ્ધિ નથી, પણ કૈવલ્યસ્થિતિ યાને નિર્વાણ વા શાન્તિ છે. અને તે માટે સમ્યગ્ દર્શન જ્ઞાન અને ચારિત્ર એ ત્રણ (રત્નત્રય) બહુ ખંતથી પ્રાપ્ત કરવાનો બોધ કરે છે.

૪. તેઓ જગત્‌ને અનાદિ માને છે, અને કર્મના મહાનિયમથી સઘળું ચાલ્યા કરે છે એમ કહે છે. મનુષ્યને કર્યાં કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી, અને કરીશું એવું પામીશું-એ સિદ્ધાન્ત બહુ જોરથી અને વિગતવાર તેઓ સમજાવે છે.

---

* ઉદા. કન્દમૂળ ખાવાં નહિ, મૂત્રપુરીષાદિકમાં કહોવાણમાંથી ઉત્પન્ન ન થાય તેવી રીતે એની વ્યવસ્થા કરવી વગેરે.

૫. આથી તેઓ જગતનો કર્તા એક **ઈશ્વર માનતા નથી.** પણ ઋષભદેવ વગેરે રાગાદિદોષરહિત, અને લોકના ઉદ્ધારક, એવા જે તીર્થંકરો થઈ ગયા છે તેમને ભગવાન તરીકે પૂજે છે. તેમાં શ્વેતાંબર અને દિગમ્બર પન્થ વચ્ચે મૂર્તિના સ્વરૂપમાં અને પૂજા વિધિમાં કેટલોક ફેરફાર છે. સ્થાનકવાસીઓ બિલકુલ મૂર્તિ પૂજતા નથી. પણ સૌ તીર્થંકરને માને છે.

૬. જૈન ધર્મના તત્ત્વજ્ઞાનમાં 'સ્યાદ્વાદ' યાને 'સપ્તભંગીનય' એ મુખ્ય છે. પણ એ વિષય કઠણ હોવાથી આપણે મૂકી દેવો પડે છે. એનો ટૂંકામાં મુદ્દો એટલો છે કે–કોઈ પણ વસ્તુ આવી છે કે તેવી છે એમ એક જ રૂપે વર્ણવી શકાતી નથી; એક જ વસ્તુ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુએથી જુદી જુદી તરેહની ઠરે છે. આ વાત ધ્યાનમાં રાખતાં, મતભેદના ઘણા કજીઆઓ શમી શકે છે.

---

૧૮.

# ઊતારા.

હે રાજા! જીવિત અને રૂપ જેમાં તને મોહ લાગ્યો છે તેઓ વીજળીના ઝબકારા જેવાં ચંચળ (અસ્થિર) છે. મર્યા પછી માણસનું શું થાય છે એ વાત (પરલોક) તું જાણતો નથી. સ્ત્રી પુત્ર મિત્ર અને બાન્ધવ (સગાં) જીવતાની સાથે રહે છે, મૂએલાની પાછળ જતાં નથી.

એક જણ હજારોના હજારો યોદ્ધાઓને દુર્જય સંગ્રામમાં જીતે, અને એક જણ પોતાના આત્માને જ જીતે—તો તેમાં આ બીજો જય મ્હોટો છે.

પાંચ ઇન્દ્રિયો, ક્રોધ, અભિમાન, માયા (કપટ) તથા લોભ— અને આત્મા એ જીતવા કઠણ છે. તેમાં આત્મા જીતાયો એટલે સઘળું જીતાયું.

જે ચારિત્ર અને આચારના ગુણવાળો છે, જેણે ઉત્તમ સંયમ પાળ્યો છે, જે આસ્રવ( વિષયનું આત્મામાં વહેવું તે )રહિત છે, અને જેણે કર્મનો સારી રીતે ક્ષય કરેલો છે—તે મહાન, ઉત્તમ, અને નિત્ય એવા સ્થાનને પામે છે.

[ उत्तराध्ययन. ]

હું કહું છું કે જે અર્હન્ત ( તીર્થંકર ) ભગવાન થઇ ગયા, જે થયા છે, અને જે થશે, તે એમ જ જાણે છે, એમ જ બોલે છે, એમ જ જણાવે છે, અને એમ જ વર્ણવે છે કે—" સર્વ પ્રાણ, સર્વ ભૂત, સર્વ જીવ, સર્વ સત્ત્વ–એને હણવાં નહિ, એના ઉપર હાકેમી ચલાવવી નહિ, એને પકડવાં–કેદ કરવાં નહિ, એને સંતાપવાં નહિ, એને ઉપદ્રવ કરવો નહિ."

[ आचारांगसूत्र. ]

અર્હન્તોને નમસ્કાર, સિદ્ધોને નમસ્કાર, આચાર્યોને નમસ્કાર, ઉપાધ્યાયોને નમસ્કાર—આ લોકમાં જે સાધુઓ હોય તે સર્વને નમસ્કાર."

[ नमस्कार-मन्त्र. ]

---

ઉપસંહાર.

૧. જૈનધર્મના સારરૂપે (૧) અહિંસા (૨) તપ અને (૩) વૈરાગ્ય–અને તેમાં પણ ખાસ કરીને અહિંસા તરફ વિદ્યાર્થીનું લક્ષ ખેંચવું.

૪૮.

# બૌદ્ધ ધર્મ.

૧.

## બૌદ્ધ ધર્મનો જન્મકાળ.

૧. જૈન તીર્થંકર મહાવીર સ્વામીના જ વખતમાં, પણ એમનાથી જરાક પાછળ—ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં બૌદ્ધ ધર્મ પ્રવર્તાવનાર ભગવાન ગૌતમ બુદ્ધ થયા. એમના સમય સુધીમાં પ્રાચીન વેદધર્મ અનેક પરિવર્ત (ફેરફાર–ઉથલપાથલ) પામી ચૂકયો હતો. એક તરફ જનસમાજમાં કોઇકિ કોઇક સ્થળે જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યનો ઉપદેશ જળવાઇ રહ્યો હતો, તો તે જ સાથે બીજી તરફ, પ્રજાના મ્હોટા ભાગમાં કર્મકાંડનાં જાળાં પુષ્કળ બંધાયાં હતા, અને કવિઓ, ભક્તો, જ્ઞાનીઓ, અને સાધુઓનું સ્થાન ટીકાકારો, વાદવિવાદીઓ, કર્મકાંડીઓ, અને મૂર્ખ તપસ્વીઓએ લીધું હતું. આવે સમયે ધર્મપરિત્રાણના મહાનિયમને અનુસરી શ્રી ગૌતમબુદ્ધનો અવતાર થયો.

૨. 'બુદ્ધ' એટલે બોધ પામેલા, જાગેલા, જ્ઞાની. આ સંસારમાં અજ્ઞાની જન સૌ સૂતેલા સમજવા, અને જ્ઞાની જ જાગતો સમજવો. તેથી ગૌતમ કુળમાં ઉત્પન્ન થએલા મહાપુરુષ સિદ્ધાર્થને 'બુદ્ધ' કહે છે બ્રાહ્મણ ધર્મમાં વિષ્ણુના જેમ ચોવીસ અવતાર થયા કહેવાય છે, અને જૈન ધર્મમા જેમ ચોવીસ તીર્થંકરો મનાય છે, તેમ બૌદ્ધ ધર્મમાં પણ બધા મળીને ચોવીસ બુદ્ધ થયા કહેવાય છે. પણ એ સર્વમાં ઐતિહાસિક પ્રમાણથી જેનું

અસ્તિત્વ સિદ્ધ થઇ ચૂકેલું ગણાય એવા બુદ્ધ તે ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં થએલા આ ગૌતમ બુદ્ધ જ છે.

૩. આપણે પ્રથમ એમનું જીવનચરિત્ર જોઇ જઇશું; પછી એમના ધર્મ સંબન્ધી સિદ્ધાન્તો જાણીશું; અને છેવટે એમણે સ્થાપેલા ધર્મસંઘની હકીકતથી જાણીતા થઇશું. બૌદ્ધ ધર્મનો જે મહામન્ત્ર છે તેમાં પણ આ જ ત્રણ વિષય બતાવ્યા છે. તે આ પ્રમાણેઃ—

(૧) 'बुद्धं शरणं गच्छामि'—'હું બુદ્ધને શરણ જાઉં છું.'
(૨) 'धर्मं शरणं गच्छामि'—'હું ધર્મને શરણ જાઉં છું.'
(૩) 'संघं शरणं गच्छामि'—'હું સંઘને શરણ જાઉં છું.'

આ 'રત્નત્રય' માં બૌદ્ધ ધર્મના અનુયાયીએ જે કાંઇ જાણવાનું છે તે સઘળું સૂચવ્યું છે.

---

૧. 'ધર્મપરિત્રાણનો મહાનિયમ' એટલે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનો ઊઠાવ થાય છે ત્યારે ભગવાન ધર્મનું રક્ષણ કરવા માટે અવતરે છે એ નિયમ.

૨. 'સંઘ'–શબ્દના અર્થ માટે જુવો ઉપર જૈનધર્મના પાઠમાં.

૩. બુદ્ધની પચીસ, ચોરાશી અને એ કરતાં ઘણી મ્હોટી સંખ્યા પણ આપવામાં આવે છે.

---

૨.

## બૌદ્ધ ધર્મના ગ્રન્થો.

૧. બૌદ્ધ ધર્મના કેટલાક ગ્રન્થો પાલી ભાષામાં છે, અને કેટલાક સંસ્કૃતમાં છે. તેમાં પાલી ભાષાના ગ્રન્થો વધારે પ્રાચીન છે. વળી બૌદ્ધ ધર્મ તિબેટ ચીન જાપાન વગેરે દેશમાં ફેલાયો તેથી તે તે દેશની ભાષામાં પણ આ દેશના પાલી અને સંસ્કૃત

ગ્રન્થોનું ભાષાન્તર થયું છે. આમ જુદી જુદી ભાષાનાં પુસ્તકો-માંથી આપણને બૌદ્ધ ધર્મ વિષે જ્ઞાન મળે છે.

૨. બૌદ્ધ ધર્મના સૌથી પ્રાચીન ગ્રન્થો–જે પાલી ભાષામાં છે–તે 'ત્રિપિટક' નામે ઓળખાય છે. 'પિટક' એટલે પેટી, ટોપલી: એકે બીજાને આપેલી, બીજાએ ત્રીજાને આપેલી, એમ પરંપરાથી અપાતી આવેલી ધર્મની ટોપલીઓ–અર્થાત્ એ સંબન્ધી ગ્રન્થોના સમૂહ, વર્ગ, તે 'પિટક.' પિટકના ત્રણ વર્ગ છે તેથી ત્રણે મળી 'ત્રિપિટક' કહેવાય છે. એ ત્રણનાં નામ:
   (૧) વિનય-પિટક;
   (૨) સૂત્ર-પિટક;
   (૩) અભિધર્મ-પિટક;

૩. વિનયપિટકમાં મુખ્યત્વે કરી ભિક્ષુઓએ (સાધુઓએ) કેમ ચાલવું એ વિષે અનેક સંવાદો અને કથાઓ દ્વારા ઉપદેશ કર્યો છે. સૂત્રપિટકમાં બૌદ્ધ ધર્મના તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તોનો, એ જ તરેહની પણ વધારે રસિક રીતે, ઉપદેશ કર્યો છે. અને અભિધર્મપિટકમાં એ સિદ્ધાન્તોનો વધારે બારીકીથી અને વિગતવાર વિચાર ચલાવ્યો છે.

૪. આ ઉપરાંત સદ્ધર્મપુંડરીક, લલિત વિસ્તર, સુખાવતી-વ્યૂહ વગેરે અનેક સંસ્કૃત ગ્રન્થોને પણ કેટલાક બૌદ્ધ ધર્મીઓ માને છે.

૫. સૂત્રપિટકમાંથી બૌદ્ધ ધર્મના સારરૂપે 'ધમ્મ(ધર્મ–)પદ' નામે એક ગ્રન્થ રચવામાં આવ્યો છે. અને ગૌતમ બુદ્ધના પૂર્વ અવતારો(બોધિસત્ત્વ)ની કથાઓનો એક 'જાતકમાળા'[1] કરીને ગ્રન્થ છે. એમાં સરળ આકારે બૌદ્ધ ધર્મના તત્ત્વજ્ઞાનનું અને નીતિનું સારૂં નિરૂપણ છે.

---

[1] નીતિશિક્ષણમાં આમાંથી કેટલાક પાઠ લીધા છે–એ વિદ્યાર્થીઓને બતાવવા.

૩.

# ગૌતમ બુદ્ધનું જીવનચરિત્ર.

૧. ગંગાના ઉત્તર પ્રદેશમાં હિમાલયની દક્ષિણ તળેટીએ કપિલવસ્તુ નામે ગામ આવેલું હતું. ત્યાંનો રાજા ઇ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં શુદ્ધોદન કરીને હતો. કપિલવસ્તુની પાસેના એક ગામના રાજાની બે દીકરીઓને એ પરણ્યો હતો. જેમાંની એકનું નામ મહામાયા અને બીજીનું નામ મહાપ્રજાપતી હતું. બંનેને લાંબા વખત સુધી કાંઇ સન્તાન ન થયું. ૪૫ વર્ષની ઉમ્મરે મ્હોટી બેન મહામાયાને ગર્ભ રહ્યો, અને પ્રસૂતિનો સમય પાસે આવતાં તે પીયેર જવા નીકળ્યાં, ત્યાં રસ્તામાં એક નદીકાંઠે લુમ્બિની નામે વનમાં એમને પુત્રપ્રસવ થયો.એ પુત્રના જન્મથી માતપિતાની ઇચ્છા પૂર્ણ થઇ તે માટે એનું નામ 'સિદ્ધાર્થ' પાડયું. એમના ગોત્ર (કુળ)નું નામ ગૌતમ હતું, તેથી એ ગૌતમ નામે પણ ઓળખાય છે. અને એ શાકય નામની ક્ષત્રિય જાતિમાં શિરોમણિ નીકળ્યા તેથી 'શાકયસિંહ' પણ કહેવાય છે. જતે દહાડે એ 'બોધ' પામ્યા—અર્થાત્ જાગ્યા—જ્ઞાની થયા તેથી 'બુદ્ધ' એવું વિશેષણ ઊમેરાયું. એમના જન્મ પછી થોડાક જ વખતમાં એમનાં માતા મરણ પામ્યાં, અને સિદ્ધાર્થ એમનાં ઓરમાન માતા–માશી–મહાપ્રજાપતી પાસે ઊછર્યા. મ્હોટા થતાં, ગૌતમ બુદ્ધનું યશોધરા નામે એક ક્ષત્રિય રાજકન્યા સાથે લગ્ન થયું. એનાથી એમને રાહુલ નામે એક પુત્ર થયો. ત્યારથી ૨૯ વર્ષની ઉમ્મર થતાં સુધીની એમની હકીકત જાણવામાં નથી. પણ આપણે સહજ અનુમાન કરી શકીએ કે એ વખત યુવાવસ્થાનાં—ઇન્દ્રિયોનાં—અનેક સુખ ભોગવવામાં ગયાં હશે. પણ ગૌતમ બુદ્ધનો આત્મા સંસ્કારી હતો, ઇન્દ્રિયોનાં સુખમાં લપટાઇ રહે એવો ન હતો. આ દરમ્યાન એમ કહેવાય છે કે—એક વખતે એ રથમાં બેસી બહાર ફરવા નીકળ્યા હતા ત્યાં એમણે એક ઘરડો માણસ, કમ્મરે વળી ગએલો, આંખે પીયા વળેલા, મ્હોંએ

લાળ નીકળે, ચાલતાં ઠોકરો વાગે, ઇત્યાદિ અનેક ઘડપણનાં દુઃખોથી પીડાતો જોયો. બીજે પ્રસંગે, એક રોગીને, હાથપગે પત થએલું, મ્હોં ઉપર માખીઓ બણબણે, અને પેટ જલોદરથી તગતગે, એવો રસ્તામાં પડેલો દીઠો. વળી ત્રીજી વખત, એક મુડદું રસ્તામાં જતું અને એની પાછળ લોકો હાય હાય કરતા રોતા જતા જોયા. રાજકુમારને આવા દેખાવ પૂર્વે કદી નજરે પડેલા નહિ, તેથી એમને ઘણું આશ્ચર્ય લાગ્યું. જ્યારે એમના સારથિએ એમને સમજણ પાડી કે આ વસ્તુઓ–જરા (ઘડપણ)વ્યાધિ અને મરણ–તો સંસારમાં તદ્દન સાધારણ છે, ત્યારે એમના મનમાં તીવ્ર વૈરાગ્ય થઇ આવ્યો. પણ શું કરવું તે સૂઝે નહિ. એકવાર એ ફરવા નીકળ્યા હતા ત્યાં સામાન્ય જનોથી જુદા જ વેષનો એક માણસ દીઠો, તેને જોઈ એમણે સારથિને પૂછ્યું–'આ કોણ હશે?' ત્યારે સારથિએ કહ્યું કે 'આ સંન્યાસી.' 'સંન્યાસી તે કોણ?' 'સંસારને દુઃખરૂપ જોઇ જેઓ એને ત્યજી દે છે તે.' ગૌતમે આ સાંભળી 'સંસાર ત્યજી ચાલ્યા જવું, તથા આ દુઃખોના નિવારણનો ઉપાય શોધી કાઢવો' એમ નિશ્ચય કર્યો. રોજના રિવાજ મુજબ ગાનતાન થઇ ગયા પછી કુમાર શયનગૃહમાં ગયા. પણ ઊંઘ આવી નહિ. રાણી યશોધરા અને રાજકુમાર રાહુલ સૂતાં હતાં, ત્યાં પાસે ગયા. બાળકને તેડી ભેટવાનું મન થયું. પણ રાણીનો એક હાથ બાળક ઉપર પડેલો હતો તે ઊપાડીને બાળકને લેવા જાય તો રાણી જાગી ઊઠે. જાગી ઊઠે તો પછી એ પોતાના પ્રિય પતિને સંસાર છોડવા દે ખરાં? ન દે તો પછી શું કરવું? આવી અનેક મુશ્કેલીઓ એમના મનમાં આવવા લાગી, તથા 'આમને આમનાં આમ મૂકીને જાઉં? ન જાઉં?' ઇત્યાદિ અનેક સંકલ્પ વિકલ્પ થયા. આખરે પોતાના તેમ જ અસંખ્ય જીવના કલ્યાણ અર્થે સિદ્ધાર્થ એમને એમનાં એમ મૂકી, મહેલ છોડી, એક સફેદ ઘોડા ઉપર સ્વાર થઇ, ચાલ્યા ગયા. આ મહાન બનાવ—સિદ્ધાર્થના જીવનનો તેમ જ જગતના ઇતિહાસનો આ મહાન બનાવ–બૌદ્ધ ધર્મશાસ્ત્રોમાં 'મહાભિનિષ્ક્રમણ'ને નામે જાણીતો છે.

૨. ગૌતમ રાત્રેને રાત્રે ઘોડા ઉપર બહુ દૂર ચાલી ગયા. એક નદીને કાંઠે ઘોડેથી ઊતર્યા, તરવાર કાઢી, અને તે વડે પોતાના મનોહર કેશ કાપી નાંખ્યા, તથા આભરણ વગેરે પોતાનો રાજકુમારનો પોષાક કાઢી ઘોડાવાળાને આપી દીધો, અને એને કપિલવસ્તુ તરફ વદાય કરી, પોતે સાધુને વેષે આગળ ચાલ્યા. થોડો વખત પાસેના આમ્રવન( આંબાવાડીઆ )માં રહી, મગધની રાજધાની રાજગૃહ પ્રત્યે ગયા. ત્યાં બિમ્બિ( બિન્દુ )સાર નામે રાજા રાજ્ય કરતો હતો. રાજાએ એમનું મન્માન કર્યું અને એમને આચાર્ય–પદ લેવા કહ્યું. પણ તેમ ન કરતાં તેમણે આળાર(આરાડ)કાલામ, અને ઉદ્રરુક રામપુત્ર નામના બે બ્રાહ્મણ વિદ્વાનો પાસે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો. પણ તેઓના સિદ્ધાન્તો સિદ્ધાર્થને સન્તોષકારક લાગ્યા નહિ. તેથી તેઓને છોડી એ આગળ ચાલ્યા. કેટલેક ઠેકાણે શ્રોત્રિયોને યજ્ઞમાં પશુ હોમતા જોયા, એ તો એમના દયાળુ આત્માને તદ્દન વિપરીત જ લાગ્યું. ગયા (ગામ) પહોંચ્યા ત્યાં પાસેના વનમાં કૌંડિન્ય વગેરે પાંચ શિષ્યોની સમક્ષ એમણે ઉગ્ર તપ આદર્યું. છ વર્ષ સુધી સખ્ત તપશ્ચર્યા કરી, તેથી શરીર કાષ્ઠ જેવું સૂકાઇ ગયું, અને નબળાઇ વધી. એક વખત ફલ્ગુ ( નેરંજના ) નદીમાં ન્હાવા ગયા હતા ત્યાં એમને પાણીમાંથી ઊઠવું ભારે થઈ પડયું. આખરે કાંઠા ઉપરના ઝાડની ડાળ ઝાલી ઊભા થયા, અને આશ્રમ તરફ વળ્યા. પણ ચાલી શકાયું નહિ. રસ્તામાં બેશુદ્ધ થઇને પડયા. એક ભરવાડ કન્યા (નન્દબાલા)પાસે થઇને જતી હતી તેણે એમને દૂધ પાયું, ટટાર કર્યા અને આશ્રમે પહોંચાડયા. આટલું દેહકષ્ટ કર્યા છતાં પણ સંસારના દુઃખનું નિદાન ( કારણ ), અને એનું નિવારણ કરવાનો માર્ગ એમને જરા પણ જડયો નહિ. અત્યન્ત ભોગવિલાસથી જેમ સત્ય જડતું નથી, તેમ અત્યન્ત દેહકષ્ટ કર્યાથી પણ જડતું નથી. આખરે 'મધ્યમ પ્રતિપદા' ( વચલો માર્ગ )નો મહિમા એમને સમજાયો. હવેથી શરીરનો નિર્વાહ કરવા જેટલું અન્ન લેવા માંડયું. અને એક રાત્રિએ ગયા પાસે વૃક્ષ નીચે ધ્યાનસ્થ થઇ બેઠા. અત્યાર સુધી જે સત્ય શોધી કાઢવા માટે એમણે વૃથા ફાંફાં માર્યા હતાં–તેનો એમના

અન્તરમાં આજ ઝળહળતો પ્રકાશ થયો, તેઓ જ્ઞાન પામ્યા, જાગ્યા, બુદ્ધ થયા. આ વખતે એમની ઉમ્મર ૩૫ ની હતી.

૩. 'હું જાગ્યો, પણ જગતને જગાડું ત્યારે જ ખરૂં' એમ વિચાર કરી તેઓ ઊઠયા, અને કાશી પ્રત્યે ગયા. ત્યાં પેલા પાંચ શિષ્યો-કૌંડિન્ય વગેરે-એમની નજરે પડયા. તેઓએ નિશ્ચય કર્યો હતો કે આ તપોભ્રષ્ટ સાધુનો આતિથ્ય-સત્કાર ન કરવો. પણ બુદ્ધ ભગવાન પાસે આવ્યા, ત્યાં એમના તેજથી તેઓ એવા તો લેવાઇ ગયા કે સામા ઊઠીને સત્કાર આપ્યા વિના તેઓથી રહેવાયું નહિ. બુદ્ધ ભગવાને એમને "ચાર આર્ય સત્યો"[1]-જે સત્યો પેલી ધ્યાનની રાત્રિના પ્રહરે પ્રહરે એમને જણાયાં હતાં-એનો ઉપદેશ કર્યો, અને ત્યારથી બુદ્ધ ભગવાનના **ધર્મચક્રપ્રવર્તન**નો આરંભ થયો.

પોતે અને પોતાના પાંચ શિષ્યો મળીને છ અર્હન્ત થયા. પાસેના ગામોમાંથી બહુ લોકો એમનો ઉપદેશ સાંભળવા આવવા લાગ્યા. એમના શિષ્યની સંખ્યા વધતી ગઇ. યશોધરા અને રાહુલ, જેઓને ઊંઘતાં મૂકીને સિદ્ધાર્થ ગયા હતા, તેમને પણ જગાડયાં: ખરા અર્થમાં જગાડયાં: તેઓ ભિક્ષુ અને ભિક્ષુણીના સંઘમાં દાખલ થયાં. ત્યાર બાદ પીસતાળીસ વર્ષ બુદ્ધ ભગવાને ધર્મચક્ર પ્રવર્તાવ્યું. તેમાં અનેક બ્રાહ્મણોને ખરૂં બ્રાહ્મણત્વ શેમાં રહેલું છે એ બતાવ્યું, તથા પોતાના સંઘમાં દાખલ કર્યા. એટલું જ નહિ, પણ હજામ ઝાડુ વાળનાર અને ગણિકા વગેરે હરેક જાતનાં મનુષ્યોને સંઘમાં સ્વીકાર્યા. તેમાં બાર શિષ્યો મ્હોટા ઉપદેશક થયા.

આવા શાન્ત નિયમિત અને પરોપકારી જીવનનાં પીસતાળીસ વર્ષ ગાળીને-એંશી વર્ષની ઉમ્મરે બુદ્ધ ભગવાન નિર્વાણ પામ્યા.

૪. એમના અવસાન વખતે એમણે શિષ્યોને જે ઉપદેશ કર્યો છે તે એમના ગાંભીર્યને, વિનયને, અને ઉદારતાને શોભતો છે.

"આનન્દ ! ! રોશો નહિ, શોક કરશો નહિ. આનન્દ ! મેં તમને

૧. આ 'આર્ય સત્યો' વિષે નીચે જુદો પાઠ કરવામાં આવશે.

કહ્યું નથી કે વસ્તુ માત્રનો સ્વભાવ જ છે કે આપણને તે ગમે તેટલી વ્હાલી હોય પણ આખરે તેને છોડીને આપણે જવું જ પડે? આનન્દ! જે કાંઇ જન્મ્યું છે, થયું છે, તે નાશ પામ્યા વિના કેમ રહે?"

"આનન્દ[1]! મેં તમને કાંઇ પણ ગુપ્ત રાખ્યા વિના ધર્મ ઉપદેશ્યો છે. તથાગતે[2] કદી પણ ધર્મને મૂઠીમાં બાંધી રાખ્યો નથી. સંઘ મારે આધારે છે એમ એણે કદી માન્યું નથી. તો પછી એને સૂચના આપવાની શી રહી જતી હોય? ધર્મને તમારો દીપ કરીને માનો, ધર્મનું શરણ પકડી રહો. તમારી જાત સિવાય બીજા કોઇ ઉપર આ બાબતમાં આધાર રાખશો નહિ. જે આમ વર્તશે તે મહાપરિનિર્વાણ-ઉત્તમ નિર્વાણાવસ્થા-પામશે."

પોતાના ગયા પછી ધર્મ અને સંઘને પોતાને ઠેકાણે માનવાનું ઉપદેશી, તથા શિષ્યોએ પરસ્પર કેમ વર્તવું એ સંબન્ધી શીખામણ દઇ, પોતે છેવટની સમાધિમાં પ્રવેશ કર્યો, અને **મહાપરિનિર્વાણ** પામ્યા.

---

"અજ્ઞાનરૂપી અન્ધકારને વિદારનાર સૂર્ય! સંસારના દોષરૂપી તાપને શમાવનાર ચન્દ્ર!—હે તથાગત! તમને જય હો, જય હો, જય હો!
હે સમસ્ત વિશ્વના પતિ!....હે ધર્મના પ્રભુ!....તમને જય હો."

[ अश्वघोषकृत-बुद्धचरित. ]

---

૧. ગૌતમ બુદ્ધના જીવનની હકીકત ઐતિહાસિક અને રસિક છે તેથી તે અત્રે લંબાણથી આપી છે. કોઇક કોઇક બાબતમાં પુસ્તકોમાં ફેરફાર જોવામાં આવે છે. પણ એકંદરે બહુ ભેદ નથી. એ હકીકત એક વખત સળંગ કહી ગયા પછી, એના કકડા પાડીને આ પાઠ શીખવવો ઠીક લાગે તો તેમ કરવું.

૨. ધર્મચક્ર-એટલે ધર્મનું ચક્રવર્તી રાજ્ય.

૩. ગુરુ કેવા જોઇએ એ ગૌતમબુદ્ધની આનન્દ સાથેની વાતચિતમાંથી બતાવવું.

---

૧. ગૌતમ બુદ્ધના એક સેવક-શિષ્યનું નામ.

૨. બુદ્ધદેવ પોતાને માટે આ નામ વાપરે છે. એના ઘણા અર્થ કરવામાં આવે છે. એક અર્થ-'સત્યને પામેલો' એવો થાય છે.

૪.

# ગૌતમ બુદ્ધનો મુખ્ય ઉપદેશ.

૧. ભગવાન ગૌતમ બુદ્ધે સંસારમાં જરા (ઘડપણ), વ્યાધિ, અને મરણ જોયાં–તે ઉપરથી એમના અત્યન્ત દયાળુ હૃદયને એક નિશ્ચય એ થયો કે વસ્તુ માત્ર ક્ષણિક છે, અને દુઃખરૂપ છે. પોતા ઉપર દુઃખ પડવાથી સંસાર દુઃખમય છે એવી સમજણ તો ઘણા સાધારણ જનોને પણ થઈ આવે છે; પણ બુદ્ધ ભગવાનની સમજણમાં વિશેષતા એ હતી કે એમને જાતે દુઃખ ભોગવવાનો પ્રસંગ આવ્યો ન હતો–બલ્કે સ્ત્રી–પુત્ર–લક્ષ્મી આદિ સંસારનાં સર્વ સુખો એમને ભરપૂર હતાં—છતાં પણ માત્ર ઊંચી દયાળુ વૃત્તિ થકી જ પોતે આ મહાન સત્ય જોયું હતું.

૨. સંસાર દુઃખરૂપ છે એ જોવું તો હજી સહેલું છે; પણ એ <u>દુઃખનું નિદાન</u>–કારણ–શોધી કાઢવું અને એના નિવારણનો ઉપાય કરવો એમાં બુદ્ધિની સૂક્ષ્મતાની અને પરોપકારના બળની બહુ જરૂર પડે છે. બુદ્ધ ભગવાને જોયું કે દુઃખમાત્ર જીવનની તૃષ્ણા (તરશ) માંથી–'હું જીવું, જીવું, ગમે તેમ કરીને, કોઈને દુઃખ દઈને પણ, જીવું' એવી લાલસામાંથી જન્મે છે. તેથી આત્મવાદ ત્યજી <u>અનાત્મવાદ</u> ગ્રહણ <u>કરવો–અર્થાત્ હુંપણું ત્યજવું–એ બીજો સિદ્ધાન્ત</u> કર્યો. બુદ્ધ ભગવાનને એમના પોતાના સમયમાં આત્માને નામે ઘણું સ્વાર્થીપણું ચાલતું જોવામાં આવ્યું: એ આત્મા (હુંપણા)ના મોહથી મનુષ્ય સંસારમાં અનેક પાપો કરે છે એટલું જ નહિ, પણ જેઓ યજ્ઞમાં અસંખ્ય પશુઓ હોમે છે તેઓ પણ મૂવા પછી મારો આત્મા સ્વર્ગે જશે એવી આશાએ જ કરે છે એમ એમને દેખાયું.

૩. તૃષ્ણા અને તૃષ્ણામાંથી ઊપજતા 'ઉપાદાન'(વિષય–ગ્રહણ)નો નાશ થાય, એટલે પુનર્જન્મ અને પુનર્જન્મ સાથે જોડા-

એલાં જરા-મરણ વગેરેનાં દુઃખો શમી જાય. આ દુઃખરહિત સ્થિતિ તે નિર્વાણ. 'નિર્વાણ' એટલે બૂઝાઇ જવુંઃ મનુષ્યના હૃદયમાં હુંપણું અને રાગ-દ્વેષ વગેરે જે જે વૃત્તિઓ સળગે છે તેનું બૂઝોઇ જવું.

૪. આ નિર્વાણ પ્રાપ્ત કરવાનો ગૌતમ બુદ્ધે જે માર્ગ શોધી કાઢયો એ 'મધ્યમ-પ્રતિપદા' અથવા 'આર્ય અષ્ટાંગ માર્ગ' કહેવાય છે. ગૌતમ બુદ્ધે જાત અનુભવથી જોયું હતું કે જેમ ભોગવિલાસથી સત્ય જડતું નથી તેમ અત્યન્ત દેહકષ્ટથી પણ એ જડતું નથી. ખરો સત્યનો માર્ગ બે છેડાની મધ્યમાં છે. અને તેથી એ એને 'મધ્યમ પ્રતિપદા' યાને વચલો માર્ગ કહે છે. એ સત્પુરુષોનો-આર્યજનોનો-માર્ગ છે, અને એનાં આઠ અંગ છે તેથી એ 'આર્ય અષ્ટાંગ માર્ગ' પણ કહેવાય છે. એ વિષે આગળ એક પાઠમાં કહેવામાં આવશે.

---

૫.

# મૃત્યુનું ઓસડ.

કિસા(કૃશા)ગૌતમી નામે એક સુન્દર યુવતિ એક ધનાઢય યુવાનને પરણી હતી અને એનાથી એને એક સુન્દર બાળક જન્મ્યું હતું. બાળક હરતું ફરતું ને દોડતું થયું એટલામાં તો બિચારૂં કાળના મ્હોંમાં ઝડપાઇ ગયું! માતા આ બનાવથી ગાંડા જેવી થઇ ગઇ, અને 'કોઇક આને ઓસડ આપે અને જીવતું કરે' એવી આશાથી બાળકના શબને હાથમાં લઇને એ શેરીએ શેરીએ ભટકી. રસ્તામાં એક બૌદ્ધ ભિક્ષુ મળ્યો એને કરગરીને કહ્યુંઃ "મહારાજ! મારા બાળકને કાંઇક ઓસડ આપો અને જીવતું કરો." ભિક્ષુએ કહ્યુંઃ "બાઇ! આનું ઓસડ મારી પાસે નથી. પણ અમારા એક ગુરુ ગૌતમબુદ્ધ

કરીને છે એમની પાસે જઇશ તો એ કાંઇક આપશે." કીસા ગોતમી એમની એમ બાળકને લઇ ગોતમ બુદ્ધ પાસે ગઇ અને કહ્યું: "ભગવન્! આપ સમર્થ છો: મારા બાળકને કાંઇક ઔષધ આપીને જીવતું કરો." ગોતમબુદ્ધે જવાબ દીધો: "બાઇ! આ બાળકને અહીં સુવાડ અને હું કહું તેવી થોડીક રાઈ લઇ આવ, તો તારૂં બાળક જીવતું કરૂં." આ ઉત્તર સાંભળીને બાઇ હરખાઇ અને આશાભરી રાઇ લેવાને જતી હતી–ત્યાં બુદ્ધ ભગવાને કહ્યું: "બાઇ! આવા મંગળ કામને માટે અમંગળ રાઈ ન જોઇએ. માટે એવાને ઘેરથી લાવજે કે જેના ઘરમાં કોઇ સગું વહાલું કદી મરી ગયું ન હોય." બાઇથી પુત્રના શબનો વિરહ સહન થઇ શકતો ન હતો અને તેથી પ્રેમથી વિકળ બનેલી એ બાઇ બાળકને હાથમાં લઇને બુદ્ધ ભગવાને કહી તેવી રાઇ લેવા ચાલી. એક ઘેર ગઇ ત્યાં ઘરવાળાએ કહ્યું–"બાઇ! રાઇ તો છે; પણ તું કહે છે તેવી નથી. મારે ઘેર મહિના ઉપર એક જુવાન પુત્ર મરી ગયો છે! માટે લાચાર છું." કીસા ગોતમી બીજે ઘેર ગઇ, ત્રીજે ઘેર ગઇ, એમ સેંકડો ઘેર ભટકી: કોઇક ઠેકાણે છોકરો તો કોઇક ઠેકાણે છોકરી, કોઇક ઠેકાણે ધણી તો કોઇક ઠેકાણે વહુ, કોઇક ઠેકાણે ભાઇ તો કોઇક ઠેકાણે બેન, કોઇક ઠેકાણે બાપ તો કોઇક ઠેકાણે મા, એમ જ્યાં જ્યાં તપાસ કરી ત્યાં કોઇ ને કોઇ તો મરી ગએલું જ જાણવામાં આવ્યું. કિસા ગોતમી ગૌતમબુદ્ધ પાસે આવી અને સર્વ હકીકત કહી. ગોતમ બુદ્ધે આ અનુભવનું મર્મ–સ્નેહી સંબન્ધીના મરણ વિનાનું કોઇ પણ ઘર નથી, જન્મ્યું તે મરવાનું જ છે, પદાર્થ માત્ર નાશવંત છે એ સિદ્ધાન્ત—કિસા ગોતમીને સમજાવ્યો. કિસા ગોતમી સંસાર છોડી ભિક્ષુણી થઇ.

---

૧. સર્વ વસ્તુઓ ક્ષણિક છે અને દુ:ખરૂપ છે એ સિદ્ધાન્ત આ વાર્તામાં બતાવ્યો છે.

૬:

# અનાત્મવાદ.

મિલિન્દરાજા અને નાગસેન આચાર્ય વચ્ચે બૌદ્ધ ધર્મના તત્ત્વ-
જ્ઞાન સંબન્ધી કેટલાક ઉત્તમ પ્રશ્નોત્તર થયા છે. તેમાં "અનાત્મવાદ"
સંબન્ધી એક નીચે પ્રમાણે રસિક સંવાદ છેઃ—

મિલિન્દઃ— ભગવન્! આપનું નામ શું!

નાગસેનઃ—રાજન્! મને નાગસેન કહી બોલાવે છે. માતપિતા
નાગસેન સૂરસેન વીરસેન સિંહસેન ગમે તે નામ આપે તે
માત્ર વાચારંભણુ-વાણીએ ઊભી કરેલી સંજ્ઞા-જ છે. એ
નામવાળો કોઇ આત્મા એવો પદાર્થ નથી.

મિલિન્દઃ—[પાંચસેં યવન મન્ત્રીઓ-અને એંશી હજાર ભિ-
ક્ષુઓ (સાધુઓ) ત્યાં એકઠા થયા હતા તેમને સં-
બોધીને] મન્ત્રીઓ અને ભિક્ષુઓ! નાગસેન શું કહે છે
એ સાંભળો. એ કહે છે કે અત્રે કોઇ આત્મા જ
નથી! એ કહે છે એ મનાય એવું છે ખરૂં?
[પછી નાગસેનને સંબોધીને] નાગસેન! જો કોઇ આત્મા
એવો પદાર્થ જ નથી, તો તમને ભિક્ષુઓને આ વસ્ત્ર અન્ન
શયન ઔષધ આદિ પદાર્થો કોણ આપે છે? એ પદાર્થો
કોણ વાપરે છે? તમારી દેશના (ઉપદેશ) કોણ શ્રવણ કરે
છે? તમારો માર્ગ કોણ સેવે છે? નિર્વાણ કોણ પામે છે?
પાપ પુણ્ય વગેરે માટે જવાબદાર કોણ છે? આત્મા ન
હોય તો પાપ-પુણ્ય સંભવે જ નહિ; પાપ-પુણ્યનો કર-
નાર કે કરાવનાર રહ્યો જ નહિ! તમને ભિક્ષુઓને કોઇ
મારી નાંખે તો પણ શું? કોઈ મારી નાંખનાર જ નથી!
અને તમારો ગુરુ આચાર્ય જેવું પણ કોઈ નથી! વ
નાગસેન! તમે કહ્યું કે તમને સૌ નાગસેન કહી બોલાવે

છે-પણ નાગસેન કોને કહે છે એ કહેશો ? ભગવન્, તમારા વાળ એ નાગસેન ?

નાગસેન—ના; રાજન્.

મિલિન્દ—તમારા દાંત એ નાગસેન ?

નાગસેન—નહિ જ; રાજન્.

મિલિન્દ—તમારા વાળ-દાંત-ચર્મ-માંસ-સ્નાયુ-અસ્થિ-મજ્જા-હૃદય-યકૃત્-આંતરડાં-પેટ-કફ-પિત્ત-લોહી-પરૂ-પરસેવો-આંસુ-લાળ-મૂત્ર-પૂરીષ-મગજ, એ·માંનું કાંઇ નાગસેન ?

નાગસેન—ના, રાજન્.

મિલિન્દ—ત્યારે વેદના સંજ્ઞા સંસ્કાર વિજ્ઞાન (મન અને ઇન્દ્રિયોના વ્યાપાર) એમાંનું કાંઇ નાગસેન ?

નાગસેન—એમાંનું પણ કાંઇ નહિ.

મિલિન્દ—ત્યારે ભગવન્ ! નાગસેન એવું શું રહ્યું ? તમે જૂઠું કહો છો. નાગસેન છે જ નહિ. !

પછી નાગસેને કહ્યું:— (જાણે બીજી વાત કરવા માંડી હોય એમ) રાજન્ ! આપ બહુ સુકુમાર છો. આવા તાપમાં ધગધગતી રેતીમાં થઇને આપથી કેમ અવાયું ? આપના પગ બળ્યા હશે, શરીરને શ્રમ થયો હશે, મનને દુઃખ થયું હશે ?

મિલિન્દ—ભગવન્ ! નાઃ હું કદી પગે ચાલતો નથી. હું રથમાં બેસીને આવ્યો છું.

નાગસેન—રાજન્ ! તમે રથમાં બેસીને આવ્યા, તો રથ કયો એ મને કહેશો ?

મિલિન્દ—આ.

નાગસેન—આ પઇડાં તે રથ ?

મિલિન્દ—ના.

નાગસેન—ત્યારે આ ધરી તે રથ ?

મિલિન્દ—ના.

નાગસેન—ત્યારે આ ધૂંસરી તે રથ ?

મિલિન્દ—ના.

આમ એક પછી એક રથના જુદા જુદા અવયવો બતાવ્યા-પણ તેમાંથી એકે રથ નહિ એમ ઠર્યું. પછી નાગસેને સૌ મન્ત્રીઓ અને ભિક્ષુઓને સંબોધીને કહ્યું:

નાગસેન—સૌ મન્ત્રીઓ તમે સાક્ષી છોઃ રાજા કહેતા હતા કે પોતે રથમાં બેસીને આવ્યા છે અને છતાં રથ ક્યાં છે બતાવો એમ હું પૂછું છું ત્યારે પોતે તે બતાવી શકતા નથી. માટે એમનું કહેવું અસત્ય છે.

મિલિન્દ—ભગવન્! હું સમજ્યો. રથ એ નામ માત્ર છે-ધરી પૈડાં આરા ધૂંસરી વગેરેને માટે એ ફક્ત એક સગવડ પડતો શબ્દ જ છે.

નાગસેન—અને એજ રીતે, રાજન્, આત્મા એ પણ અમુક કેશ નખ ચર્મ વગેરે ઓળખાવવા માટે ફક્ત સગવડ પડતો શબ્દ છેઃ વસ્તુતઃ આત્મા એવો કોઈ પદાર્થ નથી.

---

૧. મિલિન્દ( બૅક્ટ્રીયન ગ્રીક રાજા-મિનૅન્ડર ) નુ એમ કહેવું છે કે આત્મા ન હોય તો પાપ પુણ્ય ગુરુ શિષ્ય કર્તા ભોક્તા કાંઇ સંભવે નહિ. વળી વિશેષ નામ પણ પાડી શકાય નહિ. આના ઉત્તરમાં નાગસેન રથનું દૃષ્ટાન્ત આપીને કહે છે કે જેમ રથ તે પઇડાં ધરી ધૂંસરી વગેરેમાંનું એકે નથી છતાં જેમ રથ-શબ્દ વ્યવહારમાં વપરાય છે, તેમ આત્મા તે શરીર ઇન્દ્રિય મનોવ્યાપાર એમાંનું એકે નથી, છતાં આત્મા માટે ' હું ' એવો શબ્દ વપરાય છે.

૨. આ અનાત્મવાદ તે જડવાદ ન સમજવો. હુંપણાને વીખેરી નાંખવા માટે આ ઉપદેશ છે. આ દેહ ઇન્દ્રિયો અને મન વગેરે પણ આત્મા નથી એમ અત્રે પ્રતિપાદન કર્યું છે.

૭.

# વૃથા વિવાદ.

એકવાર બુદ્ધ ભગવાન શ્રાવસ્તિ નગરી પાસે અનાથપિંડકના ઉપવનમાં જેતવન વિહારમાં શિષ્યો સહવર્તમાન રહેતા હતા. તેવામાં માલુંકયપુત્ર નામે એક શિષ્યને ધ્યાન ધરતાં ધરતાં વિચાર થઇ આવ્યો કે–"ગુરુ કેટલાક પ્રશ્ન વિષે હજી સુધી કાંઇ બોલ્યા નથીઃ જેમ કે—આ જગત્ નિત્ય હશે કે અનિત્ય? પરિચ્છિન્ન હશે કે અપરિચ્છિન્ન? માટે એ વિષે એમને હું પૂછું." એમ વિચાર કરી એ બુદ્ધ ભગવાન પાસે ગયા અને કહ્યુંઃ "ભગવન્! આપે અમારી ઘણી શંકાઓનું સમાધાન કર્યું છે, પણ થોડાક પ્રશ્ન રહી જાય છે આ જગત્ નિત્ય હશે કે અનિત્ય? પરિચ્છિન્ન હશે કે અપરિચ્છિન્ન?: નિત્ય છે એમ જાણતા હો તો તેમ કહો; અનિત્ય છે જાણતા હો તો તેમ કહો. એમાંથી શું હશે તે ન જાણતા હો તો કૃપા કરી કહો કે હું નથી જાણતો. અને એમ હોય તો પછી તમે ગુરુ પણ શેના?"

શિષ્યની આવી વાણી સાંભળીને પણ પૂર્ણ શાન્તિથી બુદ્ધ ભગવાને જવાબ દીધોઃ "ભાઇ માલુંકયપુત્ર! તમે શિષ્ય થયા તે વખતે મેં તમને કહ્યું હતું કે હું તમને આ પ્રશ્નનો જવાબ દઇશ?" શિષ્યે કહ્યુંઃ "ના, મહારાજ." બુદ્ધદેવઃ "ત્યારે મારા તરફથી ઉત્તર મળવો જ જોઇએ એમ કેમ કહો છો? જે માણસ એમ ધારતો હોય કે આ પ્રશ્નોનો જે જવાબ દે તે જ ગુરુ ખરા, તો તેને તો મારૂં એટલું જ કહેવું છે કે-ભાઇ, મારા શિષ્ય ન થશો. કેમ? તે સાંભળોઃ

એક માણસને ઝેરી બાણ વાગ્યું હોય તો એ શસ્ત્રવૈદ્ય પાસે જઇને કઢાવશે કે પહેલો વિચાર કરવા બેસશે કે-વારૂ, આ બાણ મારનાર બ્રાહ્મણ હશે કે ક્ષત્રિય? વૈશ્ય હશે કે શૂદ્ર? એ એમ કહેશે ખરો-કે ના, ના, હું તો આ બાણ નહિ કઢાવું, પહેલું તો

મને એ કહો કે એ બાણ મારનાર લાંબો હતો કે ઠીંગો? આ ગામનો હતો કે પરગામી? ધનુષ્ય વાંસનું હતું કે નેતરનું? દોરી સૂતરાઉ હતી કે તાંતની? ઇત્યાદિ, ઇત્યાદિ.

માલુંકયપુત્ર! જગત્ નિત્ય છે કે અનિત્ય? એનો કર્તા છે કે નહિ? હોય તો કેવો છે? ઇત્યાદિ પ્રશ્નો ઉપર ધાર્મિક જીવનનો આધાર નથી."

---

૧. ગૌતમ બુદ્ધના વખતમાં આવા વિષયના વાદવિવાદ અતિશય થતા હતા અને જરૂરની બાબતો ભૂલાઈ જતી હતી તેથી આ આક્ષેપ.

---

૮.

## સાધનની જરૂર.

મનસાકટ નામે નગરમાં વાસિષ્ઠ અને ભારદ્વાજ (વાસિષ્ઠ અને ભારદ્વાજ ગોત્રના) નામે બે બ્રાહ્મણો રહેતા હતા તેઓ વચ્ચે મુક્તિ યાને બ્રહ્મને પહોંચવાનો સીધો અને (ઋજુ) માર્ગ કિયો એ વિષે વિવાદ ચાલ્યો. વાસિષ્ઠ કહે કે પુષ્કરાદિ આચાર્યે બતાવેલો માર્ગ સીધો અને ઋજુ છે; ભારદ્વાજ કહે તારુક્ષ આચાર્યે બતાવેલો માર્ગ સીધો અને ઋજુ છે. તેઓથી નિર્ણય થઈ શકયો નથી, તેથી બંને જણાએ વિચાર કર્યો કે બુદ્ધ ભગવાન જેવું જ્ઞાની અને સાધુ બીજું કોઇ નથી. એમને આપણી શંકા પૂછીએ, એ આપણા વિવાદનું સમાધાન કરશે. બંને ગૌતમબુદ્ધ પાસે ગયા. અને કહ્યું: "ભગવન્! અમારી વચ્ચે મતભેદ પડયો છે." ગૌતમ ભગવાને પૂછ્યું: "શો?" ત્યારે વાસિષ્ઠે જવાબ દીધો: "ભગવન્! ખરો માર્ગ શો તે બાબત બ્રાહ્મણોમાં જુદા જુદા મત ચાલે છે. અથર્વવેદીઓ એક કહે છે, તૈત્તિરીયો (યજુર્વેદી) બીજું કહે છે, છન્દોગો (સામવેદી) ત્રીજું

કહે છે, અને બહવૃચ (ઋગ્વેદી) વળી ચોથું જ કહે છે. એ સર્વેએ બતાવેલે માર્ગે મુક્તિ મળે ખરી? બ્રહ્મને પહોંચાય ખરૂં? જેમ જુદે જુદે રસ્તે થઇને પણ એક જ ગામે પહોંચાય છે તેમ આ વિવિધ માર્ગો એક જ સ્થળે પહોંચતા હશે ખરા?"

ગૌતમઃ—"પણ તે સર્વે ખરા માર્ગ છે એમ તમે કહો છો?"

વાસિષ્ઠઃ—"હા, હું એમ જ કહું છું."

ગૌતમઃ—"પણ, તેઓમાંથી કોઇએ બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો છે ખરો?"

વાસિષ્ઠઃ—"ના; તેમ તો કર્યું જણાતું નથી."

ગૌતમઃ—"એમના ગુરુઓએ કર્યો હશે ખરો?"

વાસિષ્ઠઃ—"ના; તે પણ નહિ."

ગૌતમઃ—"એમની ગુરુપરંપરામાં સાત પેઢી સુધી પણ કોઈએ કર્યો હોય એમ તમને લાગે છે?"

વાસિષ્ઠઃ—"ના.?"

ગૌતમઃ—"ના-ત્યારે તો ત્રણ વેદમાં કુશળ એવા બ્રાહ્મણો પણ એમ કહે છે ઠર્યું કે 'અમે જે વસ્તુ કદી જોઇ નથી, જાણી નથી, તેનો સીધો માર્ગ અમે બતાવીએ છીએ.'!"

વાસિષ્ઠઃ—"હાસ્તો."

ગૌતમઃ—"આ તો ત્યારે આંધળાની હારચાલી! નથી આગલો જોતો, નથી વચલો જોતો, નથી છેલ્લો જોતો! ત્રણ વેદમાં કુશળ બ્રાહ્મણોની વાણી પણ માત્ર ખાલી શબ્દોનાં ખોખાં-મિથ્યાલાપ છે.

વાસિષ્ઠ! એક માણસ ચાર રસ્તાના ચોગાન વચ્ચે બેશીને સીડી ઘડે છે, અને એને પૂછીએ છીએ કે આ સીડીવડે કયે મકાને ચઢવું છે? ત્યારે એ ઉત્તર આપે છે કે એ મકાન તો હું જાણતો નથી. એ કેવો મૂર્ખ! એવું જ બ્રહ્મને જાણ્યા જોયા વિના એના માર્ગની વાતો કરવી એ છે.

આ નદી અચિરવતી બે કાંઠે પૂર વહેતી હોય, અને સામે કાંઠે કામવાળો માણસ આ કાંઠે ઊભો ઊભો બૂમ પાડે. 'ઓ સામા કાંઠા! આમ આવજે, આમ આવજે!' વાસિષ્ઠ! આમ એ માણસ સામા કાંઠાને હજારવાર બૂમ પાડે, એની સ્તુતિ કરે, કાલાવાલા કરે, પણ એ સામો કાંઠો આ તરફ આવે ખરો? એને પહોંચવા માટે તો હોડીમાં એણે બેસવું જોઇએ, અને હલેસાં મારીને ત્યાં પહોંચવું જોઇએ. તે જ પ્રમાણે ત્રણ વેદમાં કુશળ બ્રાહ્મણો-જે ગુણોથી બ્રાહ્મણત્વ બને છે તે છોડી, જે ગુણોથી અબ્રાહ્મણત્વ બને છે તે આચરે-તો 'હે ઇન્દ્ર! હું તને બોલાવું છું. હે વરુણ! હું તને બોલાવું છું હે બ્રહ્મા! હું તને બોલાવું છું.' એમ કહે કાંઇ ફળ થાય ખરૂં?

વાસિષ્ઠ! આ નદી પૂર વહે છે તે વખતે એક માણસને સામે કાંઠે જવું છે. પણ બિચારાના હાથ મજબૂત સાંકળથી પૂંઠે બાંધ્યા છેઃ એ સામે કાંઠે જઇ શકે ખરો? તે જ પ્રમાણે અર્હન્તોના વિનયમાં જેને 'સંયોજન' યાને સાંકળો કહે છે તેરૂપી મનુષ્ય માત્રને પાંચ બન્ધન છે-રૂપ, શબ્દ, ગન્ધ, રસ અને સ્પર્શ-જે હૃદયમાં વિકાર (રાગ) ઉત્પન્ન કરી એનું બન્ધન રચે છે.

વાસિષ્ઠ! આ નદી પૂર વહે છે તે વખતે એક માણસને સામે કાંઠે જવું છે, પણ તે આ કાંઠે માથે ઓઢીને સૂતો છે અને ઊંઘે છે! આ માણસ સામે કાંઠે પહોંચે ખરો? એ જ પ્રમાણે મનુષ્ય જ્યાં સુધી પાંચ આવરણો-રાગ, દ્વેષ, મોહ, ચાંચલ્ય અને વિચિકિત્સા(શંકા)થી ઢંકાએલો છે ત્યાં સુધી એ બ્રહ્મને પામે એ બનવાનું નથી.

૯.

# આર્ય અષ્ટાંગ માર્ગ અને દશ સંયોજન.

૧. બુદ્ધ ભગવાને, દેહકષ્ટ અને ભોગવિલાસ બેની વચ્ચેનો, આર્ય જનોએ સેવવા લાયક, જે માર્ગ બતાવ્યો તેનાં આઠ અંગ નીચે પ્રમાણે છેઃ—

(૧) **સમ્યગ્ દૃષ્ટિ**—સારી સમજણ, જ્ઞાન.

(૨) ,, **સંકલ્પ**—સારો સંકલ્પ (ક્રિયા કરવાનો નિશ્ચય.)

(૩) ,, **વાક્**—સારી વાણીઃ જેમકે, અસત્ય ભાષણ ન કરવું, ચાડી કે નિન્દા ન કરવી, ગાળ ન દેવી, મિથ્યા બકવાદ ન કરવો.

(૪) ,, **કર્મ**—સારાં કર્મઃ શીલ અને દાન.

(૫) ,, **આજીવ**—સારી આજીવિકા, સારો ધન્ધો કરીને ગુજરાન ચલાવવું.

(૬) ,, **વ્યાયામ**—સારો પ્રયત્ન.

(૭) ,, **સ્મૃતિ**—સારી સ્મૃતિ યા વિચાર.

(૮) ,, **સમાધિ**—સારી સમાધિ, ચિત્ત એકાગ્ર કરવું.

ઉપર બતાવેલો માર્ગ હરેક મનુષ્ય—ભિક્ષુ અને ગૃહસ્થ સર્વ—ને માટે છે. એમાં વૃથા દેહકષ્ટ આવતું નથી. પણ દરેક જાતની સારાઇ મેળવવા માટે દુષ્ટ વિષયભોગ ત્યજવાની તથા મન-ઇન્દ્રિયો કબજે કરવાની તો જરૂર છે જ.

૨. આ માર્ગે પ્રયાણ કરવામાં મનુષ્યને કેટલાંક બન્ધનો યાને સાંકળો નડે છે. એને બૌદ્ધ ધર્મમાં 'દશ સંયોજન' કહે છે. એ નીચે પ્રમાણેઃ—

(૧) સત્કાયદૃષ્ટિ—યાને આત્મવાદઃ હુંપણાની દૃષ્ટિ.

(૨) વિચિકિત્સા—સંશયઃ ગુરુનો ઉપદેશ ખરો હશે કે ખોટો, આટલો બધો ધર્મ પાળ્યા છતાં કલ્યાણ થતું હશે કે કેમ ઇત્યાદિ શંકા.

(૩) શીલવ્રતપરામર્શ—શીલ અને વ્રતનું ચિન્તન કર્યા કરવું, અને એને પોતાના હુંપણા સાથે જોડવાં. શીલ અને વ્રત પાળવાં સારાં છે, પણ એના જ ચિન્તનમાં ભરાઇ રહેવાથી નુકસાન થાય છે.

આમાંનાં પહેલાં ત્રણ 'સંયોજન' એટલે કે સાંકળો જેણે તોડી છે તે 'સોતાપન્ન' (સ્રોત-આપન્ન) થાય છે-અર્થાત્ નિર્વાણના વહેણમાં પડે છે.

(૪) કામ—વિષયવાસના.

(૫) પ્રતિઘ—દ્વેષ, વેર.

(૬) રૂપરાગ—આંખે દેખાતા એવા અર્થાત્ ઐહિક પદાર્થો ઉપર આસક્તિ.

(૭) અરૂપરાગ—અણદીઠ સ્વર્ગના સુખની આસક્તિ.

(૮) માન—અભિમાન; હું જ્ઞાની છું વગેરે જાતનો ગર્વ.

(૯) ઔદ્ધત્ય—ઉદ્ધતપણું; ગર્વથી ઉત્પન્ન થતી વૃત્તિ.

(૧૦) અવિદ્યા—અજ્ઞાન.

---

૧. ભગવદ્‌ગીતામાં આ જ જાતનો અતિશય વર્જી મધ્યમપણું સ્વીકારવાનો ઉપદેશ છે તે વિદ્યાર્થીને જણાવવો.

૨. શીલવ્રતપરામર્શનું નુકસાન બતાવવા માટે દૃષ્ટાન્તઃ તન્દુરસ્તી પ્રાપ્ત કરવી સારી છે, પણ એ વિષે વારંવાર વિચાર કર્યા કરવાથી વહેમી થઇ જવાય છે અને ઉલટું શરીર બગડે છે તેમ

૧૦.

# શીલ, શિક્ષા, પારમિતા, અને ભાવના.

૧. બ્રાહ્મણ ધર્મના યોગસૂત્રમાં જેને 'પંચ યમ' કહ્યા છે, અને જૈન ધર્મમાં જેને 'પંચ વ્રત' કહે છે, તેને ઘણે ભાગે મળતાં, બૌદ્ધ ધર્મમાં 'પંચ શીલ' ગણાવવામાં આવે છે. એ પંચ શીલ તે—

(૧) 'પ્રાણાતિપાત'-હિંસા ન કરવી.

(૨) 'અદત્તાદાન'-ચોરી-ન કરવી.

(૩) 'મૃષાવાદ'-અસત્ય ભાષણ-ન કરવું.

(૪) મદ્યપાન ન કરવું.

(૫) બ્રહ્મચર્ય પાળવું.

૨. આ પાંચમાં નીચેનાં ત્રણ ઊમેરી 'અષ્ટાંગ શીલ' ઉપદેશવામાં આવે છેઃ—

(૬) રાત્રિએ ભોજન ન કરવું.

(૭) પુષ્પના હાર ચન્દન વગેરે સુગંધિ પદાર્થો ધારણ ન કરવા.

(૮) જમીન ઉપર માત્ર સાદડી પાથરીને સૂવું.

આ છેલ્લાં ત્રણ શીલ ગૃહસ્થ માટે આવશ્યક નથી. પણ તેઓએ પણ ઉપોસથ ('ઉપવસથ-ઉપવાસ')ના દિવસોમાં એટલે અઠવાડીઆમાં એક વાર આઠે શીલ પાળવાં.[૨]

૪. વળી આ આઠમાં બે ઊમેરી, 'દશ શીલ' કરવામાં આવે છેઃ

(૯) નૃત્યવાદિત્રાદિકથી વિરમવું.

---

૧. જુવો-જૈન ધર્મમાં પોષધ વ્રત.

૨. કેટલેક ઠેકાણે અષ્ટ શીલના ક્રમમાં કાંઈક ફેર છે.

(૧૦) સુવર્ણાદિ ધાતુનો પરિગ્રહ ન કરવો.

આ દશે શીલ ભિક્ષુઓએ ખાસ પાળવાનાં છે.

૫. વળી 'દશશિક્ષા'ની એક યાદી નીચે પ્રમાણે છેઃ—

(૧) 'પ્રાણાતિપાત'—હિંસા—કરવી નહિ.

(૨) 'અદત્તાદાન'—વગર આપ્યું લેવું નહિ.

(૩) બ્રહ્મચર્ય પાળવું (ગૃહસ્થે પોતાની જ પત્ની ઉપર સ્નેહ રાખવો.)

(૪) 'મૃષાવાદ'—જૂઠું બોલવું—નહિ.

(૫) પૈશુન્ય—ચાડી, નિન્દા કરવી નહિ.

(૬) ઔદ્ધત્ય—અપમાન—કરવું નહિ.

(૭) વૃથા પ્રલાપ (બકવાદ) કરવો નહિ.

(૮) લોભ કરવો નહિ.

(૯) દ્વેષ રાખવો નહિ.

(૧૦) વિચિકિત્સા—શાસ્ત્રમાં અને પરમાર્થ સંબન્ધે સંશયાળુ-પણું—રાખવું નહિ.

૬. આ સંસારનો પાર પામવા માટે સાધન તરીકે કેટલીક 'પારમિતા'ઓ ગણાવવામાં આવે છે.

(૧) દાન પારમિતા—(દ્રવ્ય વિદ્યા ધર્મોપદેશ વગેરેનાં દાન તે આમાં આવે છે.)

(૨) શીલ પારમિતાઃ (પંચશીલ—અષ્ટશીલ વગેરે શીલ ઉપર ગણાવ્યાં છે તે.)

(૩) ક્ષાન્તિ પારમિતાઃ દુઃખ ખમવાં તથા પારકાના અપકારની ક્ષમા આપવી.

(૪) વીર્ય પારમિતાઃ સંસારની લાલચોને જીતી કલ્યાણને માર્ગે ચઢવાની મારામાં શક્તિ છે એમ ઉત્સાહ રાખવો.

(૫) ધ્યાન પારામતાઃ ધર્મનું અને બુદ્ધ ભગવાનનું ધ્યાન કરવું.

(૬) પ્રજ્ઞા પારમિતાઃ જ્ઞાન પ્રાપ્ત કરવું.

૭. બ્રાહ્મણ ધર્મની અને જૈન ધર્મની ચાર ભાવનાને મળતી બૌદ્ધ ધર્મમાં પણ ચાર ભાવના ગણાવી છેઃ (૧) મૈત્રી, (૨) કરુણા, (૩) મુદિતા, અને (૪) ઉપેક્ષા. એ વિષે બ્રાહ્મણ અને જૈન ધર્મમાં વિવેચન થઈ ગયું છે એટલે અત્રે વધારે કહેવાની જરૂર નથી.

---

૧. હિન્દુ ધર્મની ત્રણે શાખામાં કર્મ-પુનર્જન્મ વગેરે કેટલાક સિદ્ધાન્તો સરખા છે, એટલું જ નહિ પણ ગૃહસ્થ અને યતિએ પાળવાના નિયમોમાં પણ ઘણું મળતાપણું છે.

---

૧૧.

## ખરો બ્રાહ્મણ કોણ?

ચંપાનગરીમાં સોણદંડ( સુવર્ણદંડ )નામે એક ધનિક વિદ્વાન અને સુશીલ બ્રાહ્મણ રહેતો હતો. સેંકડો વિદ્યાર્થીઓ એની પાસે ભણતા અને એને માન આપતા. એક વખતે બુદ્ધ ભગવાન વિહાર કરતા કરતા ચંપાનગરીની બહાર આવીને રહ્યા. એમનો ઉપદેશ સાંભળવાને આખી નગરીના બ્રાહ્મણો જતા હતા તેમને જોઈ સોણદંડે કહ્યું: “ભાઈઓ, તમે ન જશો; મને જવા દો.” બ્રાહ્મણોએ કહ્યું: “મહારાજ! તમારા જેવા મહાત્માએ તસ્દી લેવી યોગ્ય નથી. એમ કરવાથી તમારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે.” પણ સોણદંડ નમ્ર અને વિનયી હતો અને ગૌતમ બુદ્ધનું માહાત્મ્ય જાણતો હતો તેથી તેણે એમની યોગ્યતાની પ્રશંસા કરી અને કહ્યું કે “એ એવા મહાત્મા છે કે

મારે એમની પાસે જવું જ જોઇએ." એમ કહી સોણુદંડ તથા બીજા બ્રાહ્મણો ગૌતમ બુદ્ધ પાસે ગયા; અને ત્યાં ખરૂં બ્રાહ્મણત્વ શેમાં રહેલું છે એ વિષે ચર્ચા ચાલી.

ગૌતમ બુદ્ધે સોણુદંડના મનનો પ્રશ્ન જાણી જઇને પૂછયું:—

"સોણુદંડ!—એવી કયી વસ્તુઓ છે કે જે હોય તો બ્રાહ્મણ 'હું બ્રાહ્મણ છું' એમ યથાર્થ રીતે કહી શકે?"

સોણુદંડ—"ગૌતમ! પાંચ વાનાં હોય તો બ્રાહ્મણ 'હું બ્રાહ્મણ છું' એમ યથાર્થ રીતે કહી શકે:—

(૧) એક તો એ માતા અને પિતા ઉભયવંશ-વિશુદ્ધ હોવો જોઇએ.

(૨) એ ત્રણ વેદમાં અને એને લગતાં અન્ય શાસ્ત્રોમાં કુશળ હોવો જોઇએ.

(૩) વળી એ સુન્દર, ગોરો, દીઠે પ્રિય લાગે એવો, અને ભવ્ય હોવો જોઇએ.

(૪) શીલ-ચારિત્ર-વાન હોવો જોઇએ.

(૫) પ્રજ્ઞાવાન (બુદ્ધિમાન) હોવો જોઇએ.

બુદ્ધ ભગવાને પૂછયું: "પણ સોણુદંડ! આ પાંચ-રૂપ, કુળ, શ્રુત, શીલ, અને પ્રજ્ઞા એમાંનું કોઈ એક ન હોય તો ચાલે?"

સોણુદંડ:—"હા; રૂપ ન હોય તો ચાલે. બાકીનાં ચાર હોય તો બસ."

બુદ્ધ:—"પણ એ ચારમાંનું કશું ન હોય તો ચાલે?"

સોણુદંડ:—"શ્રુત (વિદ્યા) ન હોય તો ચાલે."

બુદ્ધ:—"બાકીનાં ત્રણમાંનું એકાદ ન હોય તો ચાલે?"

સોણુદંડ:—"હા; કુળ ન હોય તો પણ ચાલે."

આ સાંભળી બીજા બ્રાહ્મણો ચમકયા: પણ એમને સોણુદંડે કહ્યું-"ભાઇઓ! હું કાંઈ આપણાં રૂપ કુળ કે શ્રુત(વિદ્યા)ને

નિન્દતો નથી. બ્રાહ્મણત્વમાં શું આવશ્યક છે એ જ કહું છું." આમ કહી તેઓને ઠંડા પાડયા.

બુદ્ધઃ—"બાકી બે રહ્યાં: શીલ અને પ્રજ્ઞા—એમાંનું એક ન હોય તો ચાલે?"

સોણદંડઃ—"ના. જેમ બે હાથ કે બે પગ એક બીજા સાથે ઘસીને ધોવાય છે તેમ શીલ અને પ્રજ્ઞા એક બીજાથી શુદ્ધ થાય છેઃ શીલવાનને પ્રજ્ઞા પ્રાપ્ત થાય છે; પ્રજ્ઞાવાનમાં શીલ આવે છે."

બુદ્ધઃ—"આ શીલ અને પ્રજ્ઞા તે શું એ તમે જાણો છો?"

સોણદંડઃ—"ના, ગૌતમ; એ જ હું આપની પાસે જાણવા માગું છું."

પછી ગૌતમે પોતાના ધર્મોપદેશનાં બે મુખ્ય તત્ત્વો—શીલ અને પ્રજ્ઞા—એનું સ્વરૂપ સમજાવ્યું.

---

૧. જૈન ધર્મમાં આને મળતો પાઠ છે તે તથા વેદધર્મમાં બ્રાહ્મણ કોને કહેવો એ સંબન્ધી વાક્યો ઊતાર્યાં છે તે યાદ કરવાં.

---

૧૨.

# બૌદ્ધ ધર્મના પન્થો.

૧. બૌદ્ધ ધર્મ બ્રાહ્મણ ધર્મ સાથે નિકટ સંબન્ધ રાખે છે. બંને ધર્મના અનુયાયીઓ મૂળ એક જ ધર્મના હતા, અને એ બે ધર્મ જુદા પડયા પછી પણ તેઓ વચ્ચે આચાર-વિચારની ઘણી આપ-લે થતી. અને તેથી જેમ એક તરફ બૌદ્ધ ધર્મની બ્રાહ્મણ ધર્મ ઉપર અસર થઈ, તેમ બીજી તરફ બ્રાહ્મણ ધર્મે બૌદ્ધ ધર્મ ઉપર પણ ઘણી અસર કરી. વળી બૌદ્ધ ધર્મ આ દેશ અને પરદેશના અનેક જાતિના લોકમાં ફેલાયો, તેથી પણ

એના મૂળ સ્વરૂપમાં કેટલોક ફેરફાર થયો. આ રીતે, જતે દહાડે, બૌદ્ધ ધર્મમાં ઘણા મતમતાન્તરો ઊપજ્યા. એ બધા અહીં બતાવી શકાય એમ નથી. પણ બૌદ્ધ ધર્મના બે મુખ્ય પન્થો—'**મહાયાન**' અને '**હીનયાન**'—એ વિષે તો થોડુંક જાણવું જરૂરનું છે.

૨. પરમ તત્ત્વે જવાનું સાધન તે 'યાન'—માર્ગ, અથવા તો ગાડી. મૂળ પાલી ભાષાનાં ત્રિપિટકમાં જ જે ધર્મનો માર્ગ બતાવ્યો છે તે 'હીન' યાને ન્હાનું યાન કહેવાય છે. અને એ ત્રિપિટકમાં કેટલાક ફેરફાર થઇને તથા બીજા સંસ્કૃત ગ્રન્થો ઉમેરાઇને, જે યાન બન્યું છે તે '**મહા**' એટલે કે મ્હોટું યાન કહેવાય છે.

૩. અત્યારે, હીનયાનનો પ્રચાર બૌદ્ધ ધર્મના દક્ષિણ દેશો—સિંહલદ્વીપ, બ્રહ્મદેશ અને સિયામમાં છે; મહાયાનનો, બૌદ્ધ ધર્મના ઉત્તર દેશો—નેપાલ, તિબેટ, ચીન, કોરિયા અને જપાનમાં છે.

૪. હીનયાન અને મહાયાનમાં મુખ્ય ભેદ એ છે કેઃ—હીનયાનમાં ઘણે ભાગે એકલું તત્ત્વજ્ઞાન (ચાર આર્ય સત્યો) અને એ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાના સાદા માર્ગો (જેવા કે પંચશીલ અષ્ટશીલ દશશીલ અને આર્ય અષ્ટાંગ માર્ગ) જ ઉપદેશ્યા છે. મહાયાનમાં વિશાળ અર્થમાં આપણે જેને 'ધર્મ' કહીએ છીએ તેનાં સઘળાં તત્ત્વો આવે છેઃ જેમકે, ભક્તિ, યોગ, સ્વર્ગનરકાદિ લોકની માન્યતા, વગેરે. ગૌતમ બુદ્ધે ઇશ્વરનો ઉપદેશ કર્યો ન હતો, બલ્કે અનીશ્વર ધર્મ જ ઉપદેશ્યો હતો એમ કહીએ તો પણ એક રીતે ખોટું નથી. પણ ધર્મમાં કોઇ ને કોઇ પ્રકારના ઇશ્વર વિના ચાલતું નથી. અને તેથી આ મહાયાન પન્થમાં, બુદ્ધદેવને ઇશ્વર તરીકે માની, એમના અનેક અવતારોની તથા એમના દિવ્ય અને નિત્ય સ્વરૂપની ભક્તિ દાખલ થઇ; તથા એ ભક્તિથી એમના ધામમાં પહોંચાય છે, એમની સાથે એકતા પમાય છે, ઇત્યાદિ ઉપદેશ થાલ્યો.

૫. મહાયાન અને હીનયાન વચ્ચે એક બીજો ભેદ એ છે કેઃ— હીનયાનમાં મનુષ્યે પોતે નિર્વાણ પામવું એ જ પરમ કર્તવ્ય ગણાય છે. મહાયાનમાં પોતે નિર્વાણ પામવું તે કરતાં અન્યને પમાડવું એ અધિક મનાય છે–અર્થાત્ પોતા માટે નિર્વાણની દરકાર કર્યા વગર અન્ય જીવોને ઉપદેશ કરવો અને એમને નિર્વાણને રસ્તે ચઢાવવા એ ઉત્તમ ગણાય છે. પોતે જ નિર્વાણને માર્ગે ચઢે એ 'અર્હન્ત', અને અન્યનો ઉપકાર કરે તે 'બોધિસત્ત્વ.' અર્હન્ત કરતાં બોધિસત્ત્વ ચઢે. ગૌતમબુદ્ધને જ્ઞાન પ્રાપ્ત થયું તેથી સન્તોષ ન પામતાં, તથા એમને નિર્વાણ-ની લાલચ બતાવવામાં આવી તેથી પણ ન લલચાતાં, મેં પ્રાપ્ત કરેલું જ્ઞાન હું અન્ય જીવોને આપું અને એમને આ સંસારરૂપી નિદ્રામાંથી જગાડું એમ સંકલ્પ કરી એ ધર્મચક્ર પ્રવર્તાવવા નીકળી પડયા હતા.

---

૧. હીનયાન અને મહાયાનનો આ સ્થૂલ ભેદ સમજવો. બાકી, હીનયાનમાં કેટલાંક સંસ્કૃત પુસ્તકો મળે છે, અને બ્રહ્મદેશ કે જેને અત્રે હીનયાની ગણાવ્યો છે તેના કેટલાક ભાગમાં મહાયાન પન્થ દાખલ થયો છે. તથા, ઉપર કહેલી પારમિતાઓ જેનું મુખ્ય નિરૂપણ મહાયાનમાં થયું છે તે હીનયાનમાં પણ સ્વીકારાય છે.

---

૧૩.

## બુદ્ધદેવની પૂજા.

૧. બુદ્ધ ભગવાનને ઈશ્વરરૂપે માનવાનો પ્રચાર બહુ વહેલો શરૂ થઇ ચૂકયો હતો, પણ એ માન્યતા પૂરેપૂરી તો મહાયાન પન્થમાં જ ખીલી છે.

૨. બ્રાહ્મણ ધર્મની ત્રિમૂર્તિની માફક, બૌદ્ધ ધર્મના આ પન્થમાં **(૧) મંજુશ્રી, (૨) અવલોકિતેશ્વર અને (૩) વજ્ર-પાણિ**–એ નામનાં બુદ્ધદેવનાં ત્રણ સ્વરૂપો પૂજાય છે. **મંજુશ્રી** એ જ્ઞાનની મૂર્તિ છે, સકળ વિદ્યા એમનામાંથી પ્રકટ થઈ છે–બ્રાહ્મણ ધર્મમાં વેદ બ્રહ્મામાંથી નીકળ્યા કહેવાય છે તે રીતે. **અવલોકિતેશ્વર** એ આ જગતને અવલોકનાર–જોનાર સર્વ-શક્તિમાન બોધિસત્ત્વ છે. એમણે આ આપણું જગત્ ઉત્પન્ન કર્યું છે. અને એમની જ શક્તિરૂપ વજ્ર ધારણ કરનાર એક સ્વરૂપ તે **વજ્રધર** કે **વજ્રપાણિ** નામે ઓળખાય છે

૩. વળી બૌદ્ધ ધર્મમાં ધ્યાનનો પરોપકારનો અને ઉપદેશનો બહુ મહિમા છે, અને તેથી આ ત્રણ કાર્યને માટે પાંચ ધ્યાની બુદ્ધ, પાંચ બોધિસત્ત્વ, અને પાંચ માનુષી (મનુષ્યરૂપે અવતરેલા) બુદ્ધ માન્યા છે. **અમિતાભ** વા **અમિતાયુ** (અમાપ તેજ અને અમાપ આયુષ્યવાળા બુદ્ધ ભગવાન) એ ચોથા ધ્યાની બુદ્ધ છે. એમના બોધિસત્ત્વ, **અવલોકિતેશ્વર**. અને એમનું મનુષ્ય રૂપ, **ગૌતમ બુદ્ધ**. આ સર્વ બુદ્ધોની પાર, સર્વનું આદિકારણ–એ **આદિબુદ્ધ** કહેવાય છે.

૪. એકલા સંયમનો અને નીતિનો ધર્મ લૂખો પડે છે, અને મનુષ્યના મનનું ઈશ્વર માનવા તરફ સ્વાભાવિક વલણ છે. તેથી બૌદ્ધ ધર્મમાં, બુદ્ધદેવનાં આ વિવિધ રૂપો ઇશ્વરને સ્થાને કલ્પાય અને પૂજાય એમાં કાંઈ નવાઈ નથી. પણ આ ઉપરાંત, તિબેટના બૌદ્ધ ધર્મમાં તો, બ્રાહ્મણ ધર્મનાં તન્ત્રશાસ્ત્રના જેવીજ ઊજળી અને મેલી દેવીઓની ઉપાસના, તથા તેને અંગે મન્ત્ર મુદ્રા વગેરે ક્રિયાઓ પણ ઘણી જોવામાં આવે છે.

૧૪.

# ધર્મકાય અને ત્રિકાય.

૧. ધર્મનું વા ધર્મરૂપી મહાશરીર તે 'ધર્મકાય'. વસ્તુમાત્ર ધર્મને આધારે ટકેલી છે, તેથી આ જગતનું આધારભૂત તત્ત્વ તે 'ધર્મકાય' કહેવાય છે. વેદાન્તમાં જેને 'બ્રહ્મ'–પરમાત્મા કહે છે, તેને મળતી બૌદ્ધ ધર્મમાં આ ધર્મકાયની માન્યતા છે. આ ધર્મકાય મૈત્રી અને કરુણાથી ભરપૂર છે. મૈત્રી(સર્વ પ્રાણી પ્રત્યે પ્રેમ) અને કરુણા એ ધર્મનાં મુખ્ય તત્ત્વો છે; અને જેમ બીજા સેશ્વર ધર્મમાં એ ગુણો ઇશ્વરમાં મનાય છે, તેમ બૌદ્ધ ધર્મમાં એ ગુણો ધર્મકાયમાં મનાય છે.

૨. એ ધર્મકાય પ્રાણીના કલ્યાણ અર્થે શરીર ગ્રહણ કરે છે ત્યારે 'નિર્માણકાય' કહેવાય છે. આ 'નિર્માણકાય' તે બ્રાહ્મણ ધર્મમાં જેને 'અવતાર' કહે છે તે.

૩. ત્રીજો 'સંભોગકાય' છે. બુદ્ધ ભગવાનનું આનન્દમય સ્વરૂપ તે 'સંભોગકાય.' જીવ જ્યારે બુદ્ધ ભગવાનની સાથે એકતા પામે છે ત્યારે આ સંભોગકાયનો આનન્દ ભોગવે છે.

---

૧૫.

# યાત્રા વ્રત અને વિધિ.

૧. સિદ્ધાર્થ ગૌતમ ગયામાં જે વૃક્ષતળે જ્ઞાન પામ્યા, તથા કાશીમાં જે સ્થળે એમણે પાંચ શિષ્યોને પ્રથમ ઉપદેશ કરી ધર્મચક્ર પ્રવર્તાવ્યું, તે સ્થળ બૌદ્ધ ધર્મમાં બહુ પવિત્ર મનાય છે. વળી ઇ. સ. પહેલાં આશરે અઢીસોક વર્ષ ઉપર અશોકના પુત્ર મહેન્દ્રે સિંહલદ્વીપમાં જઇને બૌદ્ધ ધર્મનો ઉપદેશ કર્યો, અને એની બ્હેન સંઘમિત્રાએ ગયાના બોધિવૃક્ષની એક ડાળ લાવીને

રોપી. એ ડાળનું વૃક્ષ થયું તે હજી સુધી અનુરાધપુરમાં છે, અને તે બૌદ્ધ ધર્મની યાત્રાનું સ્થાન ગણાય છે. જુના વખતમાં ચીન વગેરે દૂર દેશમાંથી પણ ઘણા યાત્રાળુઓ આ સર્વ સ્થાને યાત્રા કરવા આવતા, અને હજી પણ બૌદ્ધ ધર્મના અનુયાયીઓમાં એ સ્થાનનો ઘણો મહિમા છે. વળી કુશીનગર પાસે ગૌતમ બુદ્ધ નિર્વાણ પામ્યા તેથી એ સ્થાન પણ યાત્રા માટે મ્હોટું ગણાય છે. તે ઉપરાંત, ગૌતમ બુદ્ધના દેહનાં કેશ-દાંત-અસ્થિ વગેરે અવયવો જુદે જુદે સ્થળે દાટી એના ઉપર સ્તૂપ ચણવામાં આવ્યા, એ બૌદ્ધ ધર્મનાં દેવસ્થાન બન્યાં.

૨. માસમાં ચાર દિવસ લગભગ આઠ આઠ દહાડાને અન્તરે 'ઉપોસથ' (*સં ઉપવસથ-ઉપવાસ)-ઉપવાસ કરવામાં આવે છે. તે દિવસે ગૃહસ્થો પણ સાધુઓના જેવા નિયમો પાળે છે. ચોમાસાના ચારે માસ અષ્ટશીલ પાળવાનો વિધિ છે, અને છેલ્લો માસ જે 'ચીવર માસ' કહેવાય છે તેમાં ગૃહસ્થો ભિક્ષુઓને 'ચીવર' કહેતાં (ભિક્ષુઓનાં) વસ્ત્ર આપે છે.

૩. બૌદ્ધ ધર્મમાં ભગવાનની પૂજા કરવાની રીત બ્રાહ્મણ અને જૈન ધર્મને મળતી જ છે. પણ વૃક્ષ નીચે ગૌતમ બુદ્ધ જ્ઞાન પામ્યા તથા એમણે ધર્મચક્ર પ્રવર્તાવ્યું એ બે વસ્તુનું સ્મરણ કરાવનારા, તિબેટના બૌદ્ધ ધર્મમાં, બે જાણવાજોગ રિવાજ ઉત્પન્ન થયા છે. એક લાકડાના સ્તમ્ભ ઉપર રેશમી વાવટા ચઢાવવામાં આવે છે. અને એ વાવટા ઉપર "ઓમ્ મણિ પદ્મે હુમ્"="અહો! આ વિશ્વરૂપી કમળમાં મણિ છે-બુદ્ધદેવ છે" એમ લખેલું હોય છે. આ સ્તમ્ભ તે બોધિવૃક્ષ. વળી બુદ્ધ ભગવાને ધર્મચક્ર પ્રવર્તાવ્યું, તેથી ચક્ર (પૈડા) ઉપર શાસ્ત્રનાં વચનો અને મન્ત્રો લખી ચક્ર ફેરવવાથી પુણ્ય થાય છે એમ મનાય છે. અને આવાં ચક્રો, લોકને ફેરવવા માટે, ગામે ગામ રસ્તામાં અને ચોકમાં રાખેલાં હોય છે.

---

* જુવો "જૈન ધર્મ."

૧૬.

# બૌદ્ધ ધર્મની સભાઓ.

૧. ગૌતમ ભગવાનના શિષ્યોમાં—મૂળ બ્રાહ્મણ, પણ પછી બૌદ્ધ ધર્મ સ્વીકારેલો એવા—એક વૃદ્ધ ભિક્ષુ મહાકશ્યપ કરીને હતા. એમણે ગુરુના નિર્વાણ પામ્યા પછી, એમના ઉપદેશનું રક્ષણ કરવા ભિક્ષુઓની એક સભા ભરીને શાસ્ત્ર નક્કી કર્યાં. સૌની સંમતિથી એક ઉત્તમ ભિક્ષુને ધર્માસન ઉપર બેસાડી, એને સભાપતિ (મહાકશ્યપ) પ્રશ્ન પૂછે, એનો એ ભિક્ષુ ઉત્તર દે, અને પછી એકઠા થએલા ભિક્ષુઓ એકે અવાજે એનો ફરી ઉચ્ચાર કરે—એવી એ શાસ્ત્ર નક્કી કરવાની રીત હતી. આ સભા 'મહાસંગીતિ'ને નામે ઓળખાય છે, અને તે બિમ્બિસાર રાજાના પુત્ર અજાતશત્રુના સમયમાં (ઇ. સ. પૂર્વે લગભગ સાડાચાર સો વર્ષ ઉપર) રાજગૃહ(મગધદેશ)માં ભરાઇ હતી.

૨. ત્યાર પછી સો વર્ષે બીજી સભા વૈશાલી નગરીમાં મળી હતી. ત્રીજી સભા મહારાજા અશોકના વખતમાં પાટલિપુત્ર નગરમાં મળી. તેમાં સિદ્ધાન્તનું રક્ષણ કરવા ઉપરાંત ધર્મચક્રપ્રવર્તન—ઉપદેશ—માટે દેશાન્તરોમાં ભિક્ષુઓને મોકલવાનો ઠરાવ થયો: તે પ્રમાણે સિંહલદ્વીપ (લંકા), કાશ્મીર, ગાંધાર (અફઘાની-સ્તાન) બૅક્ટ્રિઆ (મધ્ય એશિઆ) વગેરે દેશોમાં ભિક્ષુઓ ગયા, અને બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો. ત્યાર પછી એક સભા સિંહલદ્વીપમાં અશોક મહારાજાના પુત્ર મહામહેન્દ્રે, બીજી ઉત્તર હિન્દુસ્થાનમાં મહારાજા કનિષ્કે, અને ત્રીજી ઇ. સ. સાતમા સૈકામાં મહારાજા શીલાદિત્યે ભરી હતી.

—xxx—

૧૭.

# ઊતારા.

. વેર વડે વેર કદી પણ શમતાં નથી. અવેરવડે જ (વેર ત્યજવાથી જ, પ્રેમ વડે જ) વેર શમે છે.

. અપ્રમાદ-( ધર્મમાં જાગતા રહેવું )—એ અમૃતત્ત્વનું પદ છે; પ્રમાદ એ મૃત્યુનું પદ છે. પ્રમાદરહિત જનો મરતા નથી; પ્રમાદવાળા મરે છે.

. જેમ સુન્દર રંગનું પુષ્પ એમાં સુગન્ધ ન હોય તો ગમતું નથી, તેમ સુન્દર ભાષણવાળી વાણી પણ એની સાથે ક્રિયા જોડાઇ ન હોય તો તે નિષ્ફળ છે.

. જે પોતા માટે કે અન્યને માટે પુત્ર-ધન-રાજ્યાદિક ઇચ્છતો નથી, તથા જે અધર્મવડે ( કુટુમ્બ વગેરે ) ધનવાન થવા ચાહતો નથી, એ જ શીલવાન ( ચારિત્રવાન ), પ્રજ્ઞાવાન (બુદ્ધિમાન ) અને ધાર્મિક છે.

૫. ઉત્તમ ધર્મ શો છે એ જાણ્યા વિના જે સો વર્ષ જીવે તેના કરત ઉત્તમ ધર્મ જાણતો જે એક દિવસ જીવે તે વધારે સારો છે

૬. પાપી પુરુષ અન્તરિક્ષમાં, સમુદ્ર મધ્યે, કે પર્વતની ગુફામ પેસે તો પણ, જગતમાં એવો કોઇ પ્રદેશ નથી કે જ્ય પેશીને એ બચી જાય.

૭. સર્વ પ્રાણીઓ દંડ( મારવું )થી ત્રાસે છે, સર્વ પ્રાણીઓને જી વહાલો છે. આત્માને પોતાનો દાખલો લઇને, કોઈ પ્રાણીને હણવું નહિ, કોઇને મારવું નહિ.

૮. માથું મૂંડાવે શ્રમણ થવાતું નથી; જે ન્હાનાં-મ્હોટાં પાપ સર્વ પ્રકારે શમાવી દે તે-પાપ શમાવવાથી-'શ્રમણ' કહેવાય છે. પારકાને ઘેર જઇ ભિક્ષા માગે તેટલાથી ભિક્ષુ થવાતું નથી; સકળ

ધર્મ પાળીને જે ભિક્ષુ થાય છે તે જ ખરો ભિક્ષુ છે, માત્ર ભિક્ષા માગનારો જ નહિ. મૂઢ પુરુષ મૌન ધારણ કરીને બેસે તેટલાથી મુનિ થતો નથી; પણ જે તાજવું લઇને બે બાજુ તોળે છે તે જ મુનિ છે. પ્રાણીઓની હિંસા કરવાથી (યજ્ઞથી) આર્ય થવાતું નથી; જે સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખે છે તે જ આર્ય છે.

માર્ગોમાં અષ્ટાંગ માર્ગ શ્રેષ્ઠ છે; સત્યોમાં ચાર પદ (શબ્દ)—'દુઃખ', 'સમુદય' (દુઃખનું ઉત્પત્તિકારણ), 'નિરોધ' (દુઃખનો નાશ) અને 'માર્ગ' (દુઃખને નાશ કરવાનું સાધન)—શ્રેષ્ઠ છે; ધર્મોમાં વૈરાગ્ય શ્રેષ્ઠ છે; અને દ્વિપદ (બે પગે ચાલનાર—મનુષ્યો)માં ચક્ષુષ્મન્ત કહેતાં દેખતા એવા જે જ્ઞાની તે શ્રેષ્ઠ છે.

૦. જે બુદ્ધ, ધર્મ, અને સંઘને શરણે જાય છે, તથા શુદ્ધ પ્રજ્ઞાવડે (૧) દુઃખ, (૨) દુઃખની ઉત્પત્તિનું કારણ (તૃષ્ણા), (૩) દુઃખની શાન્તિ (દુઃખની પાર જવું; નિર્વાણ), (૪) અને એ દુઃખની શાન્તિ કરાવનાર આર્ય અષ્ટાંગમાર્ગ—એ ચાર આર્ય સત્યો સમજે છે, તે જુવે છે કે આ શરણ કલ્યાણકારી છે, આ શરણ ઉત્તમ છે, આને શરણે જઇ સર્વ દુઃખ થકી મુક્ત થવાય છે.

૧. જે બ્રાહ્મણ જાતિમાં જન્મ્યો છે, જે બ્રાહ્મણ માતાને પેટે જન્મ્યો છે તેને હું 'બ્રાહ્મણ' કહેતો નથી. 'અકિંચન' અને 'અનાદાન' છે—અર્થાત્ જે દ્રવ્ય રાખતો નથી અને કોઇનું દ્રવ્ય લેતો નથી—તેને હું 'બ્રાહ્મણ' કહું છું.

વિના દોષે પણ જેને તાડો મારો બાંધો તથાપિ હૃદયમાં મલિન ભાવ લાવ્યા વિના સહન કરે છે—એવા ક્ષમારૂપી બળવાળાને અને દૃઢતારૂપી સેનાવાળાને હું 'બ્રાહ્મણ' કહું છું.

જે કાયા વાચા કે મનવડે દુષ્કર્મ (પાપ) કરતો નથી, અને ત્રણે સ્થાનમાં જે સંવર (સંયમ) વાળો છે તેને હું 'બ્રાહ્મણ' કહું છું.

૧૨. અત્યન્ત દારુણ (ભયંકર) પાપ કર્યા છતાં પણ જેના આશ્રયે કરી મનુષ્ય ક્ષણવારમાં (સંસાર) તરી જાય છે—જેમ શૂર પુરુષનો આશ્રય કરવાથી સામાન્ય માણસ પણ મહાભયના પ્રસંગો પાર ઊતરી શકે છે તેમ—એવા બોધિચિત્ત (બોધિસત્ત્વ)નો આશ્રય અજ્ઞાન જીવો કેમ નહિ કરતા હોય ?

૧૩. ઉપકારના બદલામાં ઉપકાર કરે તેની પણ પ્રશંસા થાય છે. તો જે નિષ્કારણ સાધુ છે એવા બોધિસત્ત્વ વિષે તો શું જ કહેવું !

૧૪. મારો, નિન્દો, શરીર ઉપર ધૂળ નાંખો, મારા શરીરનું રમકડું કરીને રમો, હસો, ગમત કરો–ગમે તે કરો. મેં તો મારું શરીર તેઓને આપી દીધું છે. પછી મને એની ફિકર શી !

૧૫. હું દર્દીનું ઓસડ થાઉં, વૈદ્ય થાઉં, એનો સેવક થાઉંઃ જ્યાં સુધી એનો રોગ જડમૂળમાંથી નીકળી જાય ત્યાં સુધી.

૧૬. હું કાયાવડે જ પાઠ કરીશ. માત્ર વાણીના પાઠથી શું થાય? ચિકિત્સાના પાઠ માત્રથી રોગીને શું થવાનું ?

[ ધમ્મપદ વગેરે. ]

## ઉપસંહાર.

( ૧ ) સંસારની ક્ષણિકતા, અને દુઃખમયતા.

( ૨ ) એમાંથી ઉદ્ધરવા માટે મધ્યમ માર્ગનું ગ્રહણ.

( ૩ ) સમસ્ત જીવ પ્રત્યે કરુણા, અને એમનું કલ્યાણ કરવા તરફ પ્રવૃત્તિ.

આ ત્રણ બૌદ્ધ ધર્મમાંથી ખાસ જાણવા લાયક તત્ત્વ છે.

# જ઼રથોશ્તી ધર્મ.



૧.

## જ઼રથોશ્તી ધર્મનાં શાસ્ત્રો.

ઇરાનના મહાન પેગમ્બર જ઼રથોશ્ત (જરથુસ્ત્ર), એમણે ઉપદેશેલો ધર્મ તે 'જ઼રથોશ્તી ધર્મ.' એ ધર્મને લગતાં મૂળ પુસ્તકો ચાર ભાષામાં છેઃ અવસ્તા, પહેલવી, પાઝંદ, અને ફારસી. તેમાં અવસ્તાનાં પુસ્તકો સૌથી જૂનાં છે. એ પુસ્તકો સાધારણ રીતે 'જ઼ંદ અવસ્તા'ને નામે ઓળખાય છે.

'અવસ્તા'–શબ્દનો અર્થ નક્કી નથીઃ પણ ઘણું કરી સંસ્કૃત 'વિદ્=જાણવું.' ધાતુ સાથે એનો સંબન્ધ છે. અને તેથી જેમ 'વેદ'નો અર્થ જ્ઞાન થાય છે, તેમ 'અવસ્તા'–નો અર્થ પણ જ્ઞાન થાય છે. આ રીતે, 'અવસ્તા' એટલે જ્ઞાન, જગત્ અને જગત્‌ના કર્તા સંબન્ધી તથા મનુષ્યના કર્તવ્ય સંબન્ધી જ્ઞાન–પરમાર્થ જ્ઞાન–આપનાર પુસ્તક. 'જ઼ંદ'–શબ્દનો અર્થ 'જ઼્ન'='જ્ઞા–જાણવું'ધાતુ ઉપરથી અવસ્તાને મળતો જ થાય છે. મૂળ અવસ્તાના અર્થ વિષે જે જ્ઞાન યાને ખુલાસો તે 'જ઼ંદ.' આમ, 'જ઼ંદ અવસ્તા' નો અર્થ અવસ્તા અને એનો ખુલાસો, વિવરણ, ટીકા–એવો થાય છે.

જેમ વેદની કેટલીક શાખા નષ્ટ થઇ ગએલી કહેવાય છે, તેમ અવસ્તાનો પણ કેટલોક ભાગ નાશ પામેલો કહેવાય છે. નાશ પામતાં રહેલા અવસ્તાના ચાર ભાગ છેઃ

(૧) યજ઼શ્ને;
(૨) વીસ્પરદ;

(૩) વંદીદાદ;
(૪) ખોર્દેહ અવસ્તા.

૪. (૧) યજશ્ને—આ શબ્દ સં. 'યજ્=યજન કરવું' ધાતુ સાથે સંબન્ધ ધરાવે છે, અને એનો અર્થ પરમાત્માની ક્રિયાસહિત સ્તુતિ કરવી, આરાધના કરવી, એવો થાય છે. યજશ્નેનો એક પ્રાચીન ભાગ 'ગાથા' (ગાન. સં.' ગૈ.-ગા. ગાવું' ધાતુ ઉપરથી) કહેવાય છે એ ખુદ પેગમ્બર અષો (પવિત્ર) જરથોસ્તનો અને એમના શિષ્યોનો કરેલો છે. એનો એક ભાગ જે 'હોમ યશ્ત'ને નામે ઓળખાય એ સંસ્કૃત 'સોમયાગ'-શબ્દને બરાબર મળતો આવે છે, અને એમાં હોમ (='સોમ')નામના પાલા (વનસ્પતિ)ની સ્તુતિ કરેલી છે.

(૨) વીસ્પરદ. 'વીસ્પ' (સં. વિશ્વ)=સઘળા, અને 'રતુ' (સ. ઋતુ)=ઋતુ. 'વીસ્પરદ'=સઘળી ઋતુઓને લગતા પ્રસંગે ભણવાનાં શાસ્ત્રો. કેટલાક 'રતુ'-શબ્દનો અર્થ સરદાર એવો કરે છે, અને આમાં સઘળા સદ્ગુણોનાં નમુનેદાર-ઉત્તમ-સ્વરૂપનું વર્ણન છે તેથી આ અર્થ ઠીક બંધ બેસે છે.

(૩) વંદીદાદ. 'વિ-દએવ-દાત' (સંસ્કૃત વિ. અને દેવ) ઉપરથી એનો અર્થ 'દએવ' (દેવ) સામેના કાયદા એવો થાય છે. પણ આ'દએવ' યા' દેવ' તે સંસ્કૃત અને ગૂજરાતીમાં આપણે જેને 'દેવ' કહીએ છીએ તે નહિ, પણ તેથી તદ્દન ઉલટી, મનુષ્યને તદ્દન આડે રસ્તે ખેંચી જનારી જાદુગરી શક્તિ-જેને હિન્દુ ધર્મશાસ્ત્રોમાં દૈત્ય યા અસુર કહે છે તે.

(૪) ખોર્દેહ અવસ્તા. અવસ્તાનો ખુર્દો; ન્હાના અવસ્તા, યજશ્ને વંદીદાદ વગેરે મ્હોટાં શાસ્ત્રોમાંથી જે ભાગ દરરોજની ન્હાની પ્રાર્થના માટે ચૂંટી કાઢેલો છે તે.

---

૧. ઉપર બતાવેલી શબ્દોની સમાનતા ઉપરથી, વેદધર્મ અને પારસીધર્મ વચ્ચે કેવો નિકટ—સગપણનો-સબન્ધ છે એ વિદ્યાર્થીઓને બતાવવું.

૨.

# અષો જરથોશ્ત્રનું જીવનચરિત્ર.

૧. જરથોસ્ત—જેમનું મૂળ શુદ્ધ નામ જરથુશ્ત્ર છે–એ પશ્ચિમ ઇરાનમાં મીડિઆ પ્રાન્તમાં જન્મ્યા હતા. એમના પિતાનું નામ પોરુશસ્પ, અને માતાનું નામ દુગદો હતું. એમના કુળ-(ગોત્ર)નું નામ સ્પીતમ હતું, અને તેથી તેઓ 'સ્પીતમ જરથુશ્ત્ર' એવે નામે પ્રસિદ્ધ છે. 'જરથુશ્ત્ર'–શબ્દના અર્થ વિષે વિદ્વાનોમાં મતભેદ છેઃ પણ ઘણે ભાગે એનો અર્થ 'બુઢ્ઢાં ઊંટોનો માલેક' (सं जरत् + उष्ट्र) કે 'પીળાં ઊંટોનો માલેક' એવો કરવામાં આવે છે. અને તે જ પ્રમાણે એમના પિતાના નામનો અર્થ (सं. पुरु+अश्व) 'પુષ્કળ ઘોડાનો ધણી' એવો થાય છે. જરથુસ્ત્રને ચાર ભાઇઓ હતા—સૌમાં એ વચલા હતા. એમની પત્નીનું નામ હવોવી હતું. એનાથી એમને ત્રણ પુત્ર અને ત્રણ પુત્રીઓ થયાં.

૨. કહે છે કે સાધારણ રીતે બધાં છોકરાંઓ જન્મતાં વાંત જ રડે છે, પણ પેગમ્બર જરથુસ્ત્ર તો જન્મ્યા તેવા હસ્યા હતા. એમના મુલકનો દુરાસરૂન નામે દુષ્ટ રાજા હતો તે આ અસાધારણ બનાવથી ભયભીત થયો, અને એને થયું કે 'રખેને ઇશ્વરે આ બાળક મને સજા કરવા માટે જ પેદા કર્યું ન હોય?' આથી તેણે બાળ જરથુસ્ત્રને મારી નાંખવાના અનેક પ્રપંચો રચ્યા. પણ જેને પ્રભુ રાખે તેને કોણ મારી શકે? પ્રભુકૃપાથી એના સઘળા દુષ્ટ પ્રયત્નો નિષ્ફળ ગયા.

૩. આઠમું વર્ષ બેસતાં બેસતાં જરથુસ્ત્રને એમના પિતાએ એક સાધુ અને વિદ્વાન એવા ગુરુ પાસે ભણવા મૂકયા. ઉત્તમ સ્વાભાવિક ગુણ અને સારા ગુરુના હાથની કેળવણી–એ બે મળીને, એમનું ચારિત્ર ઉત્તમ પ્રકારનું ઘડાયું. પંદર વર્ષની ઉમ્મરે એમના બાપે છોકરાઓને પોતાની પૂંજીમાંથી ભાગ વ્હેંચી આપ્યા

ત્યારે પેગમ્બર જરથુસ્ત્રે પોતાના બાપની મિલ્કતમાંથી કાંઈ ન લેતાં એક કમરબંધ લીધો, અને તે કમરે બાંધ્યો—અને આ રીતે જાણે આજથી એમણે એક મર્દ તરીકે મનુષ્યજાતિ પ્રત્યે પોતાની ફરજ બજાવવા કમર કશી. એમ કહેવાય છે કે એ વીસ વર્ષના હતા તે વખતે એમના મુલકમાં દુકાળ પડયો, અને તેથી ગાય વગેરે ઢોરો ઘાસચારા વિના ટળવળતાં હતાં. એમને ઘેર ઘાસ પુષ્કળ હતું તે સર્વ ઢોરોને ખવડાવીને જીવતાં રાખ્યાં. અને એક ધર્માત્મા માણસ દુકાળમાં પીડાતાં ગરીબોને અનાજ આપતો હતો તેને મદદ કરવા પોતે ગયા; એટલું જ નહિ, પોતાની સાથે બીજાઓને પણ આ ભલા કાર્યમાં મદદ કરવા લઈ ગયા.

૪. આ ઉમ્મરે (વીસ વર્ષે) એમણે એક પહાડ ઉપર એકાન્તવાસ કર્યો અને ત્યાં સાદા ખોરાક ઉપર રહી જીવ જગત્ અને ઈશ્વર સંબન્ધી વિચાર કરવામાં દશ વર્ષ ગાળ્યાં. "ઓ અહુર! (પરમાત્મા!) તને હું પૂછું છું તે તું મને બરાબર (સમજણ પડે તેમ) કહે."–એવા શબ્દોથી જરથુસ્ત્ર પ્રભુને આ કુદરત સંબન્ધી તથા મનુષ્યનાં કર્તવ્ય સંબન્ધી જ્ઞાન આપવા ખરા હૃદયથી પ્રાર્થના કરે છે; અને પોતાને જે જે જ્ઞાન પ્રાપ્ત થતું જાય છે તે તે લોકમાં પ્રકટ કરવા માટે એકઠું કરતા જાય છે. આ દરમિયાન, જરથુસ્ત્રને અહુર મજ્દ (પરમાત્મા) અને તેના છ અમષાસ્પન્દો (દિવ્ય સ્વરૂપ–દેવ)* સાથે મુલાકાત થઈ, અને એ મુલાકાતમાં એમને પૂછવામાં આવ્યું કે "તારી સૌથી મ્હોટી ઇચ્છા શી છે? જીવીને તું શું કરવા માગે છે?" ત્યારે જરથુસ્ત્રે જણાવ્યું કે "તે દાદાર (પ્રભુ) ફરમાવે તેમ પવિત્ર જીંદગીમાં રહીને 'અષોઇ' કહેતાં પવિત્રાઇ તે હું પ્રાપ્ત કરૂં—એ જ મારી ઇચ્છા છે."

૫. અહુરમજ્દ અને તેના બીજા છ અમષાસ્પન્દોની મુલાકાત લઈ, તે

* આનો પાઠ નીચે આવે છે.

પ્રભુની સર્વ શક્તિઓનું સંપૂર્ણ જ્ઞાન મેળવીને જરથુસ્રે પોતાને જડેલાં સત્યો બીજાને ઉપદેશવા માટે છેક સીસ્તાન સુધી મુસાફરી કરી. પોતાના જ્ઞાનનો ઉપદેશ કરવાનું શરૂ કર્યા બાદ દશે વર્ષે એમને પહેલો શિષ્ય મળ્યો. બારે વર્ષે એ બલ્ખ ખાતે શાહ ગુસ્તાસ્પના દરબારમાં ગયા, ત્યાં એ રાજાને પોતાના ધર્મની ખાત્રી કરી આપી, અને એ અને એનાં કુટુમ્બનાં સઘળાં માણસો જરથોસ્તી ધર્મમાં ભળ્યાં. આ વખતથી જરથુસ્રનો ધર્મ ફેલાતો ચાલ્યો. શાહ ગુસ્તાસ્પે જરથોસ્તી ધર્મ સ્વીકાર્યો તે કારણથી એ પાદશાહ અને તુરાની પાદશાહ અર્જાસ્પ વચ્ચે લઢાઈ થઇ. અર્જાસ્પે ગુસ્તાસ્પના મુલક ઉપર બે વખત હુમલો કર્યો તેમાં બીજા હુમલામાં એ ફાવ્યો, અને એના એક સાથી તુરબરાતુર (જેને દીનકર્દ નામના પુસ્તકમાં 'બરાતુરુત' કહ્યો છે) નામના એક દુષ્ટ માણસને હાથે જરથુસ્ર એ યુદ્ધમાં મરાયા. આ બનાવ જરથુસ્રે ધર્મોપદેશ કરવાનું શરૂ કર્યા પછી ૪૭ મે વર્ષે, એટલે જરથુસ્રના ૭૭ મા વર્ષમાં બન્યો.

૬. જરથુસ્રે સંસારમાં રહીને પ્રભુ શોધ્યો હતો, મેળવ્યો હતો—અને એની આજ્ઞાને અનુસરતું પવિત્ર જીવન ગાળ્યું હતું, તેથી જરથુસ્રના નામ આગળ હમેશાં 'અષો'=પવિત્ર એવું વિશેષણ મૂકવામાં આવે છે તે યોગ્ય છે. હવે પછી આપણે એ જ વિશેષણ મૂકીશું.

---

૧. અષો જરથુસ્રના સમય વિષે વિદ્વાનોમાં બહુ મતભેદ છે. એકમત પ્રમાણે ઈ. સ. પૂ. છસો વર્ષ ઉપર એ થઇ ગયા મનાય છે. બીજા મત પ્રમાણે ઇ. સ. પૂ. લગભગ ૧૦૦૦, કે એથી વધારે ૧૪૦૦, કે એથી પણ બહુ વધારે હજારો વર્ષ ઉપર થયાનું કહેવાય છે. ઇ. સ. પૂ. ૬૦૦ થી ૧૪૦૦ સુધીનો સમય સંભવિત છે.

૨. અષો જરથુસ્રના જીવન ચરિત્રમાં પ્રકટ થતા ઉદ્યોગ, દૃઢતા, પવિત્રાઇ અને પરોપકાર એ ચાર ગુણો તરફ વિદ્યાર્થીનું ખાસ ધ્યાન ખેંચવું.

૩.

# હિન્દી અને ઈરાની આર્ય ધર્મ.

૧. અષો જરથુસ્ત્રની પહેલાં હિન્દી અને ઇરાની આર્યોનો મૂળ એકજ ધર્મ હતો એમ સાબીત કરનારાં ઘણાં પ્રમાણો મળે છેઃ (૧) અવસ્તા—જેની ભાષા વેદ(ઋગ્વેદ-સંહિતા)ની ભાષાને બહુ જ મળતી આવે છે—તેમાં વેદના 'મિત્ર' દેવને સ્થાને 'મિથ્ર' જોવામાં આવે છે. (૨) વેદમાં વરુણ દેવને જે 'અસુર' વિશેષણ લગાડવામાં આવતું તે અવસ્તામાં 'અહુર' રૂપે દેખા દે છેઃ 'અસુર' એટલે અસ્તિત્વનો દાતા (સં. 'अस्=હોવું' ઉપરથી 'असु-હયાતી' + 'रा=આપવું'; અને 'અહુર' એટલે પણ તે જ.* વળી આ શબ્દ અવસ્તામાં 'મજ્દ' (=મહાજ્ઞાની) શબ્દ જોડે જોડાઇને પરમાત્માવાચક 'અહુર મજ્દ' શબ્દ થયો છે, અને એનો અર્થ મહાજ્ઞાની અસ્તિત્વનો દાતા એવો થાય છે. (૩) આ ઉપરાંત યજ્ઞની સંસ્થા પણ વેદ અને અવસ્તામાં મળતી આવે છેઃ વેદમાં જેમ સોમ છે તેમ અવસ્તામાં 'હોમ' છે. અને અશ્વમેધ યજ્ઞ પણ બંનેમાં છે. બલ્કે, 'યજ્ઞ' શબ્દ પોતે બંને ધર્મમાં સમાન છે.

૨. બંને ધર્મના મૂળ કેટલાક શબ્દો વચ્ચે અને એમનાં આદિ પુસ્તકો વચ્ચે આટલું મળતાપણું હોવા છતાં, આશ્ચર્યની વાત એ છે કે વેદમાં 'દેવ'-શબ્દ વિશ્વમાં પ્રકાશતી, પ્રકાશમય શક્તિ માટે વાપરવામાં આવ્યો છે, ત્યારે અવસ્તામાં 'દએવ' શબ્દ પિશાચ આદિ દુષ્ટ અન્ધકારરૂપ શક્તિ, અથવા તો એ શક્તિને પૂજનાર દુર્જન જાદુગરો એવો થાય છે! અને એવી જ બીજી આશ્ચર્યની વાત એ છે કે અસુર (અહુર) શબ્દ જે મૂળ બંને ભાષામાં સારો અર્થ ધરાવતો હતો તેનો હિન્દુ-

---

* 'અહુર' એટલે હસ્તી(અસ્તિત્વ)નો સાહેબ—ડૉ. એરવદ જીવણજી જમશેદજી મોદી.

સ્થાનમાં પાછળથી દૈત્ય યા રાક્ષસ એવો ખરાબ અર્થ થઇ ગયો છે! કેટલાક વિદ્વાનોએ પહેલાં એવું અનુમાન કર્યું હતું કે ઇરાની અને હિન્દી આર્યો અસલ લઢયા હશે. પણ તે માટે કાંઇ ઐતિહાસિક પૂરાવો નથી. 'દએવ' લોકોનું અવસ્તામાં જે વર્ણન આપ્યું છે તે હિન્દી આર્યોને બિલકુલ લાગુ પડતું નથી. 'દએવ' લોકો જાદુગર અને ઠગારા હતા, અને ખેતીવાડી તથા યજ્ઞની ક્રિયાની વિરુદ્ધ હતા એમ અવસ્તામાં જણાવવામાં આવ્યું છે; અને હિન્દી આર્યો તો ખેતીવાડી ઉપર પ્રીતિ ધરાવતા હતા, ઇરાનીઓની માફક જ ગાય વગેરે ખેતીનાં જનાવરોને પવિત્ર માનતા હતા, તથા તેઓના જેવા જ 'યજદાં પરસ્ત' (યજ્ઞને પૂજનારા) હતા. તેથી 'દએવ' લોકો તે, હિન્દી આર્યોને હેરાન કરનારા રાક્ષસ–અનાર્યો–ના જેવા, ઇરાની આર્યોને કનડનારા, નીચ અને મેલા ધર્મના ઉપાસક—એવા કોઇ લોકો હશે એમ લાગે છે.

---

૪.

## એ જાતની દીનઃ માઝ્દયસ્ની અને દેવયસ્ની.

અષો જરથુસ્ત્રે પોતાની 'દીન' (ધર્મ) મુખ્યત્વે કરી 'દેવયસ્ની'–('દએવ'ને પૂજનાર)ની વિરુદ્ધ ચલાવી. પણ તેથી એમ સમજવાનું નથી કે એમની પહેલાં કેવળ દેવયસ્ની, દીન જ હયાતીમાં હતી. પેગમ્બર જરથુસ્ત્રની પહેલાં પણ ઇરાનમાં માઝ્દયસ્ની દીન- (અહુરમજદનું યજન કરનાર ધર્મ)ના અનુયાયી કેટલાક પાદશાહો અને મહાન પુરુષો થઈ ગયા છે—જેઓ 'સોષ્યન્ત' યાને 'માણસ જાતને ફાયદો કરનારા' કહેવાય છે. તેઓએ 'દએવો'નો ધિક્કાર કર્યો છે. તથા 'દએવો' સાથે લઢી તેઓનો નાશ કરવાના યત્નો

કર્યા છે, તથાપિ ‘દએવો’નું ખરૂં સ્વરૂપ જેવું અપો જરથુએ બતાવ્યું છે તેવું તેઓએ બતાવ્યું નહોતું. પહેલાં, ‘દએવ’ને દુષ્ટ મનુષ્યો રૂપે જ ગણવામાં આવતા; અપો જરથુએ પાપનાં ઊંડાં મૂળ તપાસી દુર્ગુણોમાં અને મલિનતામાં જે ઊંડું વિનાશકારક તત્ત્વ રહેલું છે તે શોધી કાઢયું, તથા મનુષ્યની પાપી વૃત્તિ કેમ ઉદય પામે છે અને એની સામે સતત જુસ્સાથી યુદ્ધ કરવાની માણસની કેવી ફરજ છે એ બતાવ્યું, તથા તેમાં કૃતેહમંદ ઊતરવા માટે અહુરમજ્દના ખરા સ્વરૂપનું સંપૂર્ણ વિવેચન કર્યું. આ અપો જરથુસ્ત્રની એમના પહેલાંના સોશ્યન્તો કરતાં અધિકતા છે.

અપો જરથુસ્ત્રે—મહાવીર સ્વામી, ગૌતમ બુદ્ધ, ઈસુ ખ્રિસ્ત વગેરે જગતના મહાન ધર્મોપદેશકોની માફક જ—પ્રાચીન ધર્મમાં જે સારા અંશો લાગ્યા તે કાયમ રાખ્યાઃ જેમકે, પરમાત્માના પ્રકાશરૂપ અગ્નિની પૂજા કરવી, હોમની ક્રિયા કરવી, ગાય વગેરેને ઘાસચારો નાખવો વગેરે.

---

૫.

## અહુરમજ્દ અને અહ્રિ(અહરૂ)માન.

૧. અહુરમજ્દ એ સર્વને અસ્તિત્વ દેનાર, સર્વશક્તિમાન, મહાજ્ઞાની પરમેશ્વર છે. એની સમાન બીજું કોઈ જ નથી. એ જેમ સર્વ પદાર્થોનો ઉત્પન્ન કરનાર અને વૃદ્ધિ કરનાર છે, તેમ તેઓનો હ્રાસ (ઘટાટો) કરનાર અને અન્ત લાવનાર પણ એ જ છે. પણ આ બે કામ એક બીજાથી ઉલટાં છે, અને તે માટે જરથોસ્તી ધર્મમાં અહુરમજ્દની બે ‘મીનો’ યાને ગેબી (ગુઢ) શક્તિઓ માની છે. એકનું નામ ‘સ્પેન્ત મઈન્યુ’ છે, અને બીજીનું નામ ‘અંગ્ર મઈન્યુ’ છે. સ્પેન્તમઇન્યુ સર્વ પદાર્થોને ઉત્પન્ન કરે છે, રૂપ આપે છે, તથા વૃદ્ધિ પમાડે છે.

અંગ્રમઇન્યુ એનો હ્રાસ કરે છે, અન્ધકારમાં બુઝાડે છે, તથા અન્ત લાવે છે. આ જ પ્રમાણે જગત્‌માં જે સારૂં અને બુરૂં દીઠામાં આવે છે તે પણ આ બે પરસ્પર વિરુદ્ધ શક્તિઓનાં કામ છે.

. આ બંને શક્તિઓએ એકઠાં મળી જગત્ સર્જ્યું કારણ કે આપણે જોઇએ છીએ કે જગત્ સત્–અસત્ (ભાવ–અભાવ, સારૂં અને બુરૂં ) એમ બંને પ્રકારનું છે. પણ પાછળથી એ બે અંશો છૂટા પડયા, અને તેઓનો પરસ્પર એવો તો વિરોધ થયો કે હજી એ વિરોધ ચાલ્યાં જ કરે છે. મનુષ્યની ફરજ છે કે એણે સ્પેન્તમઇન્યુની તરફ થઈ અંગ્રમઈન્યુ સામે કમર કસીને લડવું જોઇએ.

૩. અંગ્રમઈન્યુનું બીજું નામ ' **અહ્રિમાન** ' છે એ દુષ્ટ શક્તિની સામી શુભ શક્તિ જે સ્પેન્તમઇન્યુ, તેની સાથે અહુરમજ્દની એકતા કરીને, સ્પેન્તમઇન્યુ અને અંગ્રમઇન્યુ એ બેને બદલે, **અહુરમજ્દ** અને **અહ્રિમાન** એમ બે તત્ત્વો ગણાવવામાં આવે છે. પણ આ બીજું તત્ત્વ અહ્રિમાન યાને અંગ્રમઇન્યુ, તે અહુરમજ્દ જેવું જ પ્રભુતાવાળું નથી. તેથી જરથોસ્તી ધર્મમા જગતના બે ઈશ્વર માન્યા છે એમ જે કેટલીકવાર કહેવામાં આવે છે એ ભુલ છે. અહુરમજ્દ ( ઇશ્વર ) એવો પવિત્ર છે કે એનામાં કશું બુરૂં સંભવતું જ નથી, અને તેથી જગત્‌માં જે કાંઈ બુરૂં દેખાય છે તે એનું નહિ, પણ કોઇક બીજા જ તત્ત્વનું કાર્ય હોવું જોઈએ—આમ અહુરમજ્દની અત્યન્ત પવિત્રતા દેખાડવા **અહુરમજ્દ** અને **અહ્રિમાન** એમ બે તત્ત્વો ગણાવવામાં આવે છે. પણ તેથી એ બે તત્ત્વો સરખા દરજ્જાનાં કે સરખા બળવાળાં છે એમ સમજવાનું નથી.

---

૧. હિન્દુ ધર્મનો દૈવાસુરસંપદ્વિભાગ સરખાવવો. જુવો—ભગવદ્‌ગીતા.

૬.

# અમષાસ્પન્દો.

૧. પ્રભુના શુભ ગુણો એવા જાગતા અને જીવતા છે કે એ શુ-ગુણોને હાલતી-ચાલતી શક્તિરૂપે વર્ણવીએ તો ખોટું નથી. તેથી સર્વ ધર્મમાં એ ગુણોને પ્રભુના પાર્ષદો યા ફિરસ્તાઓ રૂપે કલ્પવામા આવે છે. જરથોશ્તી ધર્મમાં અહુરમજ્દના આ પાર્ષદોને ' અમેષસ્પેન્ત ' અથવા ' અમષાસ્પન્દ ' કહે છે.

૨. અહુરમજ્દ અને એના છ અમષાસ્પન્દ મળી સાત થાય છે. એ સાતે મળી એક જ પરમાત્મા છે, કારણ કે પરમાત્માના ગુણ કાંઇ પરમાત્માથી જુદા નથી.

૩. અહુરમજ્દ સંબન્ધી ઉપલા પાઠમાં આપણે કેટલુંક જાણ્યું. હવે એના છ અમષાસ્પન્દો સંબન્ધી થોડુંક જાણીએ. એ અમષાસ્પન્દો નીચે પ્રમાણે છેઃ—

(૧) વોહુમનો ( = બહુમન ) : ભલું મન. જગત્માં પ્રભુનું જે ભલું મન નજરે પડે છે, અને સારા માણસમાં જે શુભ વૃત્તિ પ્રકટ થાય છે, તે આ વોહુમનોનું કાર્ય છે. એ વોહુ-મનોને અહુરમજ્દની ચેતન સૃષ્ટિનું–મનુષ્યનું અને ઢોરનું–તેમાં ખાસ કરીને મનુષ્ય જાતિનું, અને તેમાં પણ વિશેષે કરીને સત્પુરુષોનું, અધિષ્ઠાતાપણું સોંપવામાં આવ્યું છે.

(૨) અષ વહિશ્ત ( = અર્દી બેહેશ્ત) : ઉત્તમ પવિત્રતા. જગત્ની તમામ ચીજો ઉપર ઈશ્વરનો પવિત્ર કાયદો અમલ ભોગવે છે. અગ્નિ એ એ પવિત્રતાની મૂર્તિ છે. અને તેથી અષ વહિશ્ત એ અગ્નિનો અધિષ્ઠાતા છે.

(૩) ક્ષથ્ર વઇરિય ( = શહ્રેવર ) : ક્ષત્રવીર્ય, યાને સામ્રાજ્યબળ; પાદશાહી શક્તિ. આ જગતના માલેક અહુર-મજ્દમાં પોતાની શુભ ઇચ્છાને અમલમાં મૂકવાની જે પાદ-શાહી શક્તિ રહેલી છે તે. આ અમષાસ્પન્દ ધાતુ અને હથિયારનો, તેમ જ દ્રવ્ય અને રાજ્યનો અધિષ્ઠાતા છે.

(૪) સ્પેન્ત આરમઇતિ (= સપેન્દારમદ; અસપન્દાદ): દૃઢ પવિત્રતા. આ પ્રભુની સૃષ્ટિમાં જ્યાં જોઇએ ત્યાં એના નિયમની પવિત્ર દૃઢતા નજરે પડે છે. પૃથ્વી એ એની દૃઢતાની મૂર્તિ છે. અને તેથી પૃથ્વીનું અધિષ્ઠાતાપણું આરમઇતિને સોંપવામાં આવ્યું છે.

(૫) હઉર્વતાત. (= ખોરદાદ): સર્વતા. પ્રભુનું સર્વપણું, સકલપણું–જેથી આ અનન્ત આકાશ અને અનતકાળનું એને સંપૂર્ણ જ્ઞાન છે. તંદુરસ્તી એ એનું રૂપ છે. અને નિર્મળ વહેતા પાણીનું અધિષ્ઠાતાપણું એનું છે.

(૬) અમરતાત (= અમરદાદ) = અમરતા, અમૃતત્વ. એ વનસ્પતિના અમષાસ્પન્દ છે. જે અહુરમજ઼દના પવિત્ર માર્ગે ચાલે છે તેને 'હઉર્વતાત' અને 'અમરતાત' એટલે કે તન્દુરસ્તી અને અમૃતત્વનું સુખ મળે છે.

જ઼રથુસ્ત્રને આ જુદા જુદા અમષાસ્પન્દોએ અહુરમજ઼દનું સ્વરૂપ સમજાવ્યું, તથા પશુ (ઢોર), અગ્નિ, હથિયાર, પૃથ્વી, જળ અને વનસ્પતિનું રક્ષણ કરવા આજ્ઞા કરી.

---

૧. અહુરમજ઼દનું યથાર્થ જ્ઞાન અને ભક્તિ એ જ઼રથોસ્તી ધર્મનું આન્તર સ્વરૂપ છે. અને પશુ ઉછેરવાં, અગ્નિ રાખવો, પૃથ્વી ખેડવી, ઝાડ ઊગાડવાં વગેરે એનું બાહ્ય સ્વરૂપ છે. આ વિષે નીચે સવિસ્તર કહેવામાં આવશે.



૭.

## યજ઼ત અને ફરોહર.

૧. ઉપર જણાવેલી અમષાસ્પન્દો નામની પ્રભુની મુખ્ય શક્તિઓ ઉપરાંત કેટલીક પરચુરણ શક્તિઓ છે એને 'યજ઼ત' એટલે

કે યજન કરવા લાયક, આરાધવા લાયક પ્રભુની શક્તિઓ કઈ છે. તે નીચે પ્રમાણે.

(૧) આદર : તન્દુરસ્તી.
(૨) આવાં : સૌન્દર્ય.
(૩) ખોર્શેદ : સૂર્ય.
(૪) માહ : ચન્દ્ર.
(૫) મેહેર : (= મિથ્ર = 'मित्र') તેજ અને (દોરના) ચારાનો એ અધિપતિ છે.
(૬) સ્રઓષ : પવિત્ર જનોને સંભળાતો પ્રભુનો અવાજ; પ્રભુની આજ્ઞાને તાબે રહી, વર્તન કરવાની પવિત્ર લાગણી.
(૭) રશ્નુ : સત્ય; પ્રભુની પવિત્ર સચાઈ, ન્યાય
(૮) બેહરામ (= વેરેથ્રઘ્ન = 'वृत्रहन्') : સત્પુરુષોને જય અપાવનાર, તથા દુષ્ટ જનોને શિક્ષા કરનાર પ્રભુનું સ્વરૂપ
(૯) તિશ્ત્ર્ય-તિર : વૃષ્ટિનો અધિપતિ.
(૧૦) ફ્રવર્દીન : દરેક ચીજનું ઉત્તમ સ્વરૂપ બતાવી મનુષ્યને ઉત્તમ માર્ગે દોરનાર શક્તિ.

૨. ફ્રેોહર (= ફ્રવહર, ફ્રવશી) - દરેક ચીજનું ઉત્તમ સ્વરૂપ, એનો આત્મા. આ વિશ્વમા જે પવિત્રાઈનાં ફ્રેોહરો રહેલાં છે તેની મનુષ્ય મદદ માગે તો તેઓ તેને આપે છે.

---

૮

## જરથોશ્તી ધર્મનું સામાન્ય સ્વરૂપ.

૧. તેજ–સત્ય–પવિત્રતા–જ્ઞાન એ જેમ અહુરમજદનાં સ્વરૂપો છે, તેમ અન્ધકાર-અસત્ય-પાપ-અજ્ઞાન એ અંગ્રમઈન્યુ યા અહિમાનના સ્વરૂપો છે. અંગ્રમઇન્યુએ વનસ્પતિમાં ઝેર, અગ્નિમા

ધૂમ, મનુષ્યમાં પાપ, અને જીવનમાં મૃત્યુ ભેળ્યાં છે. જેમ અહુરમજ્દની આસપાસ અમષાસ્પન્દ વગેરે શુભ પાર્ષદોની મંડળી છે, તેમ અંગ્રમઈન્યુની કુમકે દુષ્ટ સત્ત્વોની સેના છે–જેમાં અજ્હી (વૈદિક 'આહિ' અને યાહુદી 'સર્પ' રૂપે પ્રકટ થએલો શેતાન), 'ગહી' (વ્યભિચારની દેવી), 'પઇરિક' (પરીઓ) અને 'યાતુ' (વૈદિક અને પછીના સંસ્કૃતમાં 'યાતુધાન' જાદુના દએવો, રાક્ષસો) મુખ્ય છે.

૭. અમષાસ્પન્દરૂપી શુભ ગુણો વડે અહુરમજ્દ સત્પુરુષને સાહ્ય આપે છે, અને વિશ્વમાં સત્ય પવિત્રાઇ વગેરે ગુણોનો જય કરાવે છે. મનુષ્યનું કર્તવ્ય એ છે કે તેણે એ ગુણોના જયમાં ભાગ લેવો, તથા સત્ય ધર્મ અને પવિત્રાઈનો જગતમાં વધારો કરવો. અને તે '**મનશ્ની**' 'ગવશ્ની' અને 'કુનશ્ની'—અર્થાત્ મન વાણી અને કર્મ ત્રણે થકી. સારૂં મન, સારી વાણી, અને સારાં કર્મ એને જરથોસ્તી ધર્મમાં '**હુમત**', 'હૂખ્ત' અને '**હવર્શ્ત**' કહે છે; અને એથી ઉલટાં દુષ્ટ મન, દુષ્ટ વાણી, અને દુષ્ટ કર્મ તે 'દુશ્મત', 'દુઝુખ્ત' અને 'દુઃઝ્વર્શ્ત' કહેવાય છે. દરેક જરથોસ્તીએ 'હુમત' 'હૂખ્ત' અને 'હવર્શ્ત'–એ ત્રણેનું વ્રત પાળવાનું છે.

૮. જરથોસ્તી ધર્મ પ્રમાણે, સાધારણ રીતે લોક જેને 'ધર્મ' કહે છે–એટલે કે પ્રભુભક્તિ વગેરે–એ જ ધર્મ નથી. ઉદ્યોગ કરવો, ખેતી કરવી, સ્વચ્છ રહેવું વગેરે જનહિતનાં તથા સામાન્ય તન્દુરસ્તીનાં કાર્યો પણ અહુરમજ્દના ધર્મનો જ ભાગ છે. આ કારણથી, જરથોસ્તી ધર્મમાં સંન્યાસની સંસ્થા છે જ નહિ. વળી, આ ધર્મમાં ખેતીવાડીનો મહિમા ખાસ કરીને વર્ણવ્યો છેઃ ગાય માતાની સેવા ઉપદેશી છે, અને અનાજની વાવણી કરવી એ કામને ધર્મની વૃદ્ધિ કરવા બરાબર ગણ્યું છે.

૯. સ્વચ્છતાની બાબતમાં, હિન્દુ મુસલમાન અને યાહુદી ધર્મની માફક, આ ધર્મમાં ઘણી ઝીણી ઝીણી આજ્ઞાઓ કરી છે.

મનુષ્યે જાતે જ સ્વચ્છ રહેવું એમ નહિ, પણ પૃથ્વી પાણી અગ્નિ વગેરે કુદરતની ચીજોને મલિન કરવી નહિ. અને તેથી જરથોસ્તી ધર્મમાં મુડદાંને દાટવાનો અને બાળવાનો નિષેધ છે. મુડદાને શ્વેત વસ્ત્ર ઓરાઢી દખમે લઇ જાય છે, અને ત્યાં એને કૂવામાં મૂકે છે—જ્યાંથી ગીધ વગેરે માંસાહારી પક્ષીઓ ક્ષણવારમાં એને સાફ કરી જાય છે. નદી તળાવ વગેરેમાં ગંદકી કરવી એ મ્હોટું પાપ મનાય છે. કાપેલા વાળ નખ વગેરે અપવિત્ર ગણાય છે, અને એને અડવાનો નિષેધ છે.

૫. આ જીવનમાં મનુષ્ય જેવાં કામ કરે છે તેવો એને પરલોકમાં બદલો મળે છે. પશ્ચાત્તાપ કર્યાથી પાપ ધોવાય છે, છતાં કાંઇક રહે છે તે પરલોકમાં ભોગવવાં પડે છે. પુણ્યશાળી જીવ 'બેહસ્ત' કહેતાં સ્વર્ગમાં જાય છે, અને પાપી જીવ 'દોજખ' કહેતા નરકમાં જાય છે. સૌને જવાનો માર્ગ 'ચિન્વત' નામના પૂલ ઉપર થઇને છે. માણસના મુવા પછી, "સ્રઓષ' નામનો યજત એને એ પૂલને નાકે લઇ જાય છે, અને ત્યાં એનાં કર્મો તોળાય છે. જો સારાં કર્મ વધારે હોય તો જીવ પૂલની પાર થઇ સ્વર્ગને ડુંગરે ચઢે છે, અને જો નઠારાં કર્મો વધારે હોય તો પૂલ ઉપરથી એ નરકમાં પડે છે.

૬. મનુષ્યને પ્રકાશમય પરમાત્માનું દર્શન ખાસ કરીને 'ખોરદાદ' (=સૂર્ય) અને 'આતશ' (=અગ્નિ)માં થાય છે. માટે સાંઝ સ્હવાર નદી કે દરિયાકાઠે જઈ સૂર્યની ઉપાસના કરવી, તથા અગ્નિને નિત્ય બળતો રાખી એની પૂજા કરવી એમ જરથોસ્તી ધર્મનો મુખ્ય વિધિ છે.

૭. જરથોસ્તી ધર્મના અનુયાયીનું એક બાહ્ય ચિહ્ન તે સદરો ('સુદરેહ્') અને કસ્તી ('કુસ્તી') છે. 'સદરો' એ શ્વેત સૂતરનું શરીર ઉપર સૌથી પહેલું પહેરવાનું, પવિત્ર પહેરણ છે. અને એના ઉપર હૃદયની પાસે 'કસ્તી' (બ્રાહ્મણોના યજ્ઞોપવીતને મળતી) બાંધવામાં આવે છે.

જરથોસ્તી ધર્મમાં બીજા ધર્મોની પેઠે ઉપવાસનો વિધિ નથી. પણ વર્ષની જુદી જુદી ઋતુઓ મહિના અને દિવસોનાં પવિત્ર કાર્યો ઠરાવ્યાં છે, તથા એના યજ્તો નક્કી કર્યા છે. તે ઉપરાંત આ ધર્મમાં ખોરદાદ સાલ ( અષો જરથુશ્ત્ર અહુરમજ્દ પાસેથી જ્ઞાન પામ્યા તે દિવસ ), જમશેદી નવરોઝ ( જમશેદનો દિવસ ), પતેતી ( વર્ષનો પહેલો દિવસ, જ્યારે ગયા વર્ષનાં પાપ માટે પશ્ચાત્તાપ કરવાનો છે )-વિગેરે ધાર્મિક ક્રિયા અને ઉત્સવના દિવસ પાળવામાં આવે છે. ઘણે ભાગે ધાર્મિક ક્રિયા અગ્નિ પૂજા સ્પર્શ જોડાએલી હોય છે. એ પૂજાને 'જશન' ( 'યશ્ન'–'યજન' ) કહે છે.

હિન્દુસ્થાનમાં આવી વસેલા પારસીઓ જરથોસ્તી ધર્મ પાળે છે. તે ઉપરાંત ઇરાનમા એ ધર્મના અનુયાયીઓની કેટલીક વસ્તી છે. એ ધર્મના બે પન્થ છેઃ કદમી અને શહેનશાહી. એમના મન્ત્રોચ્ચારમા તથા પારસી સંવતનાં વર્ષોની ગણતરીમા કેટલોક ફેર છે, પણ મુખ્ય ધાર્મિક સિદ્ધાન્તમા ફેર નથી.

---

१. આ એક પાઠમા જરથોસ્તી ધર્મનુ બાહ્ય અને આન્તર સ્વરૂપ ટુકામા બતાવવામા આવ્યુછે. કલમવાર વિષયો જુદા પાડી તે ઉપર વિવેચન કરવુ

२. સૂર્ય અગ્નિ મિત્ર અને જળ વગેરે દેવતાની ઉપાસનાની બાબતમા વિદ્યાર્થીઓને વૈદિક ધર્મનુ સ્મરણ કરાવવુ

---

૯.

## ઉતારા.

૧ ઓ અષો અહુરમજ્દ! આ સમસ્ત વિશ્વમા નજરે પડતા અષોઇના કાયદાનો પિતા તારા સિવાય કોણ છે?

આ સૂર્ય અને તારાઓને પોતપોતાને માર્ગે ચાલવાનું તારા સિવાય કોણે નીમી આપ્યું છે?

આ ચન્દ્રના ચળકાટમાં તારા સિવાય કોનાથી વધઘટ થાય છે?

આ પૃથ્વીને તારા વિના કોણે અદ્ધર ટેકવી રાખી છે?

પવનને વાદળાં જોડીને, તેને આવી રીતે ઝડપથી ઊડતાં કોણે કર્યા છે?

આ વિશ્વમાં જ્યાં જોઇએ ત્યાં ઉત્તમ ડહાપણ (કારીગરી) દેખાય છે તે તારૂં નહિ તો કોનું છે?

તેજ અને અન્ધકાર, નિદ્રા અને જાગૃતિ રચવામાં તારી કરામત કેટલી બધી છે!

૨ આ બે મીનોમાંનો જે ભૂંડો છે તેણે ઘણુંજ ભૂંડું કાર્ય ધારણ કરેલું છે; અને જે ઘણોજ બુદ્ધિવાળો મીનો (ગેબી) અને ઉત્તમ આસમાનની અંદર સર્જ્યો થએલો છે તેણે અપોઇ ધારણ કરેલી છે.

૩ પવિત્રતાનો નિયમ એ પ્રભુની ઇચ્છા છે. જે આ દુનીઆમાં મજ્દ(અહુરમજ્દ)નું કામ કરે છે અને અહુરે (અહુરમજ્દે) આપેલી સત્તા, અહુરમજ્દની મરજી પ્રમાણે, ગરીબોનું દુઃખ ટાળવામાં વાપરે છે, તેને વોહુમનોનું ધન આપવામાં આવશે.

૪ હું અષ વહિસ્તનો જય ઉચ્ચારૂં છું. કારણ કે જો હું અષ વહિસ્તનો જય ઉચ્ચારૂં તો બીજા અમેષસ્પેન્તોનાં સ્થાનનો રસ્તો સહેલો થાય છે. એ સ્થાનનું અહુરમજ્દ શુભ મન વાણી અને કર્મ વડે રક્ષણ કરે છે.

૫ અમે મિથ્રને યજ્ઞ અર્પીએ છીએ–મિથ્ર કે જે વિશાળ ગોચરોનો પતિ છે, જે સત્યવાદી છે, સભાઓમાં મુખ્ય છે, જેને હજાર સુન્દર કાન છે, જેને દસ હજાર આંખો છે, જેનું જ્ઞાન પૂર્ણ છે, જે બળવંત, નિદ્રારહિત, અને સદા જાગ્રત્ છે.

૬ નિત્ય પ્રકાશમય અને વેગવાન અશ્વવાળા સૂર્યને અમે યજ્ઞ અર્પીએ છીએ.

જ્યારે સૂર્ય ઉગે છે ત્યારે અહુરમજ્દે કરેલી પૃથ્વી નિર્મળ થઈ જાય છે; વહેતાં પાણીઓ નિર્મળ થઈ જાય છે; કુવાનાં પાણી નિર્મળ થઈ જાય છે; સમુદ્રનાં પાણી નિર્મળ થઇ જાય છે. પવિત્ર પ્રાણીઓ નિર્મળ થઈ જાય છે.

૭ અહુરમજ્દે કરેલાં સારાં જળને;' અર્દવી અનાહિત 'નામના પવિત્ર ઝરણાને; અહુરમજ્દે ઉત્પન્ન કરેલાં જળમાત્રને; અહુરમજ્દે ઉત્પન્ન કરેલી સર્વ વનસ્પતિને—યજ્ઞ સ્તુતિ વગેરેથી અમે પ્રસન્ન કરીએ છીએ.

૮ જરથુસ્ત્રે અહુરમજ્દને પૂછયું:" અહુરમજ્દ ! આ જગતના બનાવનાર, પવિત્ર, અને ઉત્તમ કલ્યાણકારી આત્મા ! સ્વર્ગના દેવોમાં સૌથી ઉત્તમ આયુધવાન કોણ છે ? " અહુરમજ્દે જવાબ દીધો: " અહુરે ( અહુરમજ્દે ) ઉત્પન્ન કરેલો વેરેથ્રઘ્ન. "

૯ બહાદુર યોદ્ધા **આતર**(આતશ–અગ્નિ)ને અમે યજ્ઞ અર્પીએ છીએ. અને પાસેથી જતો માણસ જો પવિત્રાઇથી આણેલાં કાષ્ઠ કે પવિત્ર રીતે બાંધેલી બરેસ્મ( બરસમ )ની ડાંખળીઓ એને અર્પે છે, તો અહુરમજ્દનો પુત્ર આતર, એનાથી પ્રસન્ન થઇ અને તૃપ્ત થઇ, આ પ્રમાણે આશીર્વાદ દેશે: 'તારાં પશુનાં ટોળાં વધો, તારા પુત્રો વધો; તારૂં મન તારા વ્રત ( પ્રતિજ્ઞા ) ઉપર કબજો ભોગવો, તારો આત્મા તારા વ્રત ઉપર કબજો ભોગવો.'

૧૦ આસ્તિક જનોના શુભ બળવંત અને હિતકારી ફ્રવશીને અમે આરાધીએ છીએ: ફ્રવશીઓની મૈત્રી સારી છે, જેઓ ભલું કરી જાણે છે, અને જેઓની મૈત્રી લાંબી ટકે છે.

૧૧ દુનીઆમાં સત્પુરુષને શા માટે પેદા કર્યો છે ? અને એણે દુનીઆમાં કેવી રીતે રહેવું જોઇએ ? આ પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છે: સર્જનહારે સૃષ્ટિના પદાર્થોને વૃદ્ધિ ( પ્રગતિ ) માટે સર્જ્યા છે. વૃદ્ધિ એ એની ઇચ્છા છે. અને એની એ ઇચ્છા સિદ્ધ થાય તેવું આપણે કરવું જોઇએ.

૧૨ તમો, સારા વિચારેલા વિચાર, સારાં બોલેલાં વચન, અને સારાં કરેલાં કર્મો–એ ત્રણ ઉત્તમ ચીજો તરફ જરા પણ બેદરકાર થશો નહિ; અને બુરા વિચારેલા વિચાર, બુરાં બોલેલાં વચન, અને બુરાં કરેલાં કર્મો તરફ હમેશાં તુચ્છકાર બતાવતા રહેજો.

૧૩ હે મનુષ્યો ! આ ઉત્તમ આજ્ઞાઓ જે મહાજ્ઞાની ખુદાએ

આપી છે તે તમો શીખોઃ અને દુઃખ તથા સુખના આ નિયમો તમો ધ્યાનમાં રાખો કે ભુંડાંઓને માટે લાંબું સંકટ અને અષો- (પવિત્ર)ને વાસ્તે ખરૂ કલ્યાણ નિર્માએલું છે. અને એ જ કાયદા મુજબ ઉત્તમ સુખ પ્રાપ્ત થઇ શકશે.

૧૪ હે સ્પીતમ જરથુશ્ત્ર ! જે માણસ, પોતાના ડાબા અને જમણા હાથથી, જમણા અને ડાબા હાથથી, પૃથ્વી ખેડે છે તેને પૃથ્વી કહે છેઃ 'હે મનુષ્ય ! તું મને ડાબા અને જમણા હાથથી, જમણા અને ડાબા હાથથી, ખેડે છે, તે માટે હું તને સઘળી તરેહનો ખોરાક આપીશ, પુષ્કળ અનાજ પેદા કરીશ.'

હે સ્પીતમ જરથુશ્ત્ર ! હું તને ખરૂં કહું છું કે જે માણસ પરણેલો છે તે જે માણસ વન્ધ્ય (વગર-પરણેયો) રહે છે તેના કરતાં બહુ સારો છે. જે ગૃહસ્થાશ્રમી છે તે ગૃહ વિનાના કરતાં બહુ સારો છે. જેને છોકરાં છે તે જેને છોકરાં નથી તેના કરતાં બહુ સારો છે. અને જેની પાસે ધન છે તે નિર્ધન કરતાં બહુ સારો છે.

૧૫ હું 'હુમત' યાને નેક 'મનશ્ની'ને એટલે કે સારા વિચારને વખાણું છું; હું 'હુખ્ત' યાને નેક 'ગવશ્ની'ને એટલે કે સારાં વચનને વખાણું છું; હું 'હ્વર્શ્ત' યાને નેક 'કુનશ્ની'ને એટલે કે સારાં કામોને વખાણુ છું; ભલી માઝ્દયસ્ની દીનને હું વખાણું છું, જે દીન ઝઘડો મટાડનારી, હથિયાર છોડાવનારી, પોતાપણું આપનારી, અને અષો છે.

[ અવસ્તા, વન્દીદાદ વગેરેમાંથી. ]

---

ઉપસંહાર.

૧ પ્રભુની પવિત્રતા,
૨. દૈવાસુરસંપદ્નો વિભાગ,
૩. સંસારમાં રહી, ઉદ્યોગ કરી, જીવન ચલાવવું—એ જરથોસ્તી ધર્મના મુખ્ય ઉપદેશ છે,

---

# યાહુદી ધર્મ.

૧.

## યાહુદી ધર્મનાં શાસ્ત્રો.

૧. સમસ્ત મનુષ્યજાતની આર્ય, સેમેટિક, મોંગોલ, અને નીગ્રો—એવી ચાર મૂળ જાતિઓ પાડવામાં આવી છે. તેમાં અત્યાર સુધી જે ધર્મો વિષે આપણે જાણ્યું, તે આર્ય જાતિના ધર્મો હતા. હવે સેમેટિક જાતિના ધર્મો લઇએ. તેમાં પૅલેસ્ટાઇન અને એની આસપાસના પ્રદેશમાં વસેલા યાહુદી લોકોનો ધર્મ ઘણો પ્રાચીન છે. ખ્રિસ્તી ધર્મ એમાંથી થયો છે, અને મુસલમાન ધર્મ પણ એને મૂળ ધર્મ તરીકે માન આપે છે. રોમન લોકોએ ઇસ્વી સનના પહેલા સૈકામાં જેરૂસલેમનો નાશ કર્યો ત્યાર પછીથી યાહુદી પ્રજા વીખરાઇ ગઇ, અને પૃથ્વીના જુદા જુદા ભાગોમાં વસવા લાગી. તેથી અત્યારે આ ધર્મ અમુક દેશમાં ચાલે છે એમ કહી શકાતું નથીઃ પણ હજી યાહુદીઓ જ્યાં જ્યાં વસે છે ત્યાં ત્યાં તેઓ પોતાનો ધર્મ બહુ મમતાથી પાળે છે.

૨. આ ધર્મનું જ્ઞાન મેળવવાનાં મુખ્ય સાધનો નીચે પ્રમાણે છેઃ—

(૧) "જૂનો કરાર." યાહુદી લોક એમ માને છે કે પરમેશ્વરે એમની પ્રજા સાથે અમુક કરાર કર્યો છે તેના નિયમો પરમેશ્વર પોતે પાળે છે અને એમની પ્રજાએ પાળવા જોઇએ. ખ્રિસ્તીઓ કહે છે કે ઇસુ ખ્રિસ્તના વખતથી નવો કરાર થયો છે, અને તેથી તેઓ યાહુદીઓના કરારને "જૂનો કરાર" એવું નામ આપે છે.

(૨) **મિશ્નહઃ** ઇસુ ખ્રિસ્તના સમયથી 'ફૅરીસી' (ફરોશી) નામના યાહુદી ધર્મગુરુઓએ જે મત પ્રસારવા માંડયો તેને પરિણામે ઇ. સ. ૨૦૦ ના અરસામાં આ ગ્રન્થ રચાયો.

(૩) **મિદ્રશઃ** એ મિશ્નહથી કાંઈક પહેલાંનું અને કાંઈક પાછળનું પુસ્તક છે.

(૪) **તાલમદઃ** આ યાહુદી ધર્મનું બહુ માનવન્તું પુસ્તક છે. એના બે પાઠ છેઃ એક પૅલેસ્ટાઇનની શાખાનો અને બીજો બૅબિલનની શાખાનો. આ બીજી શાખાનું તાલમદ ઇ. સ. ૫૦૦ ના અરસામાં પૂરૂં થયું હતું.

(૫) **તત્ત્વજ્ઞોઃ** એમાં (૧) મેઈમનાઈડીઝ (ઈ. સ. ૧૧૮૦), અને (૨) મોઝીઝ મેન્ડેલસોહ્ન (ઇ. સ. ૧૭૨૮–૧૭૮૬) મુખ્ય છે

(૬) **વર્તમાન સમયમાં** ઇંગ્લંડ અમેરિકા વગેરેમાં યાહુદી ધર્મના વિદ્વાનો અને ધર્મગુરુઓએ મંડળ સ્થાપ્યાં છે, અને પોતાના ધર્મના સિદ્ધાન્તો ગોઠવીને બહાર પાડયા છે.

---

૨.

# મોઝીઝ પહેલાંનો ધર્મ.

૧. એક વખત વિદ્વાનોમાં એમ મનાતું કે યાહુદી ધર્મમાં હમેશાં એક નિરાકાર દેવની જ ઉપાસના હતી, અને જતે દહાડે યાહુદી લોકોને અન્ય પ્રજાનો કુસંગ થયો તેથી જ તેઓ અનેક દેવની મૂર્તિઓ પૂજવા લાગ્યા. પરંતુ વર્તમાન સમયમાં જે શોધો થઈ છે તેને પરિણામે એવું જણાયું છે કે એમની વિવિધ જાતોના વિવિધ દેવો હતા, અને અન્ય પ્રજાની માફક યાહુદી લોક પણ એક વખત જુદા જુદા દેવોની મૂર્તિઓ પૂજતા.

અસલ તેઓ આકાશનાં જ્યોતિઓ–ચન્દ્રાદિક–ની ઉપાસના કરત ભૂતપિશાચાદિકથી મંદવાડ મૃત્યુ વગેરે થાય છે એમ માનતા, અને એને હાંકી કાઢવા માટે જાદુમન્ત્રનો ઉપયોગ કરતા.[1] તેઓમાં પ્રાણિપૂજા અને પિતૃપૂજા પણ હતી. અને આ જ કારણથી અમુક પ્રાણીનું માંસ પવિત્ર અને અમુકનું અપવિત્ર, અમુકનું ખવાય અને અમુકનું ન ખવાય ઇત્યાદિ વિધિનિષેધ પાળવામાં આવતા.

૨. યાહુદી લોકોના મુખ્ય દેવનું નામ 'યહવે–'યહોવાહ' (અંગ્રેજી 'જેહોવાહ') અથવા 'યાહુ' છે—જે ઉપરથી એ લોકોનું 'યાહુદી' એવું નામ પડયું છે.એ યહોવાહ આગળ જતાં એક દ્વિતીય ઈશ્વર તરીકે પૂજાવા લાગ્યો. વિદ્વાનો એમ અનુમાન કરે છે કે મૂળ આ યહોવાહ ચન્દ્રદેવ હશે કારણ કે સિનાઇ પર્વત એ એનું મુખ્ય સ્થાન છે, અને 'સિન' શબ્દનો અર્થ ચન્દ્ર થાય છે. વળી આ યહોવાહ વાદળાં વીજળી અને કાટકામાં પ્રકટ થાય છે અને સૈન્યને મોખરે ચાલે છે એ જોતાં, એ હિન્દુ ધર્મના ઇન્દ્રને ઘણો મળતો આવે છે.

૩. મૂળ આ યહોવાહ ભલે અનેક દેવમાંનો એક હોય. પણ ઈ. સ. પૂર્વે આઠમા સૈકામાં તો, યહોવાહ નિત્યસત્ સનાતન પ્રભુ છે એવો એકેશ્વરવાદ એક પ્રાચીન સંપ્રદાય તરીકે ગણાતો હતો. અનેકદેવવાદી બૅબિલન–ધર્મમાં પણ એકેશ્વરવાદ જાણીતો હતો,[2] અને એ જ એકેશ્વરવાદની પ્રાચીન યાહુદી ધર્મ ઉપર અસર થઇ હશે એમ મનાય છે.

---

૧. મનુષ્ય, આદિકાળમાં, આકાશનાં જ્યોતિઓને તેમ જ પિતૃઓને અને પ્રાણીઓને પૂજતો, તથા એની ધર્મક્રિયા જાદુના રૂપની હતી એમ મનાય છે.

૨. બૅબિલનનો ધર્મ યાહુદી ધર્મ કરતાં જૂનો છે–બલ્કે દુનીઆના સઘળા ધર્મોમાં એ એક ઘણો જ જૂનો ધર્મ છે.

૩.

# મોઝીઝ(મુસા)નો ધર્મોપદેશ.

૧. મોઝીઝ એ યાહુદી ધર્મના આદ્ય આચાર્ય છે. યુહોવાહે પોતે, સિનાઇ પર્વત ઉપર એમને સાક્ષાત્ દર્શન દઇને પોતાનું સ્વરૂપ, પોતાની ઇચ્છા, તથા યાહુદી પ્રજા સાથેનો પોતાનો કરાર એમને જણાવ્યો હતો.

૨. મોઝીઝ વિષે એવી દન્તકથા છે કે પૂર્વે ઇજિપ્ટમાં કેટલાક યાહુદી લોકો જઇને વસ્યા હતા તેઓમાં એક 'લેવિ' (ધર્મગુરુ)ના કુટુમ્બમાં મોઝીઝનો જન્મ થયો. તે કાળે ઇજિપ્ટના રાજાએ એવો ઢંઢેરો કાઢયો હતો કે છોકરી જન્મે તેટલીને જીવતી રાખવી અને છોકરા જન્મે તેટલાને નદીમાં નાંખી દેવા! મોઝીઝની માતાએ ત્રણ મહિના તો પોતાના બાળકને સંતાડી રાખ્યું. પણ પછી રાજાના ત્રાસથી બ્હીને એણે એને એક પેટીમાં મૂકીને નદીમાં વહેવરાવી દીધું. એક દિવસ રાજાની દીકરી નદીએ ન્હાવા ગઈ હતી ત્યાં એણે એ પેટી દીઠી, બહાર કઢાવીને ઊઘડાવી અને અંદર જોયું તો એક બાળક નજરે પડયું! એને દયા આવી, અને એ બાળક યાહુદી છે એમ લાગવાથી એક યાહુદણ ધાવ રાખવાને પોતાની દાસીને હુકમ કર્યો. એ દાસી મોઝીઝની બ્હેન થતી હતી એ કોઇ જાણતું ન હતું. એણે મોઝીઝની માને ધાવ તરીકે રખાવી, અને માતાના દૂધથી, કોઈ ન જાણે એમ, મોઝીઝ ઊછર્યા, મ્હોટા થયા. એક દિવસ એક યાહુદીને કોઈ ઇજિપ્શ્યન મારતો હતો એ દેખાવ એમનાથી જોઇ રહેવાયો નહિ. અને તેથી એમણે ગુસ્સે થઇ એ ઇજિપ્શ્યનને મારી નાંખ્યો. આથી રાજ્યમાં બહુ ખળભળાટ થઈ ગયો. મોઝીઝને ઇજિપ્ટમાં રહેવું દુરસ્ત ન લાગ્યું. પોતાના જાતભાઇઓ(યાહુદી લોકો)ને એકઠા કરી, રાતો

સમુદ્ર ઓળંગી, સૌને સામે કાંઠે લઇ ગયા. સમુદ્રે મોઝીઝને માર્ગ આપ્યો, તથા ઇજિપ્ટનું લશ્કર એમની પૂંઠે પડયું હતું તે દરિયામાં ઊતર્યું કે તુરત દરિયાનાં મોજાં એ લશ્કરની આસપાસ ફરી વળ્યાં, અને એનો નાશ કર્યો. ઇત્યાદિ કથા ચાલે છે. પરંતુ તેમાં આપણે માટે વિશેષ મહત્ત્વની હકીકત તે મોઝીઝે હોરેબ (સિનાઇ) પર્વત ઉપર પ્રભુ યહોવાહનું દર્શન પામી એની પાસેથી જે આજ્ઞાઓ મેળવી એ છે.

૩. શાસ્ત્ર કહે છે કે મોઝીઝ પણ યહોવાહનું મુખ જોઇ ન શકયા, માત્ર પૂંઠ જ જોઇ શકયા. (એથી એ સૂચવાય છે કે મનુષ્યથી ઈશ્વરનું પૂરેપૂરૂં જ્ઞાન પામી શકાતું નથી.) એ યહોવાહે મોઝીઝને કહ્યું કે "અત્યાર સુધી ઇસ્રાએલની (યાહુદી) પ્રજાને હું 'એલ-શદ્દાઈ' ને નામે જાણીતો હતો, હવેથી હું 'યહોવાહ' ને નામે ઓળખાઇશ." આ વાકયના તાત્પર્ય વિષે વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. એમાં એકમત એવો છે કે અત્યાર સુધી યાહુદી પ્રજાને ઈશ્વર એક દઢ પત્થર જેવો જણાયો હતો, તે હવેથી સ્વતન્ત્ર ઇચ્છાવાળા ચેતન પ્રભુ તરીકે સમજાવા લાગ્યો. પછી યહોવાહે પોતે પોતાને હાથે મોઝીઝ સમક્ષ નીતિ અને ધર્મની દશ આજ્ઞાઓ લખી, અને ઇસ્રાએલની (યાહુદી) પ્રજા સાથે યહોવાહે કરાર કર્યો. તેમાં અન્ય દેવની પૂજા કરવી નહિ, તથા પૂજામાં ઘડેલી મૂર્તિ વાપરવી નહિ એમ સખ્ત ઠરાવ કર્યો.

૪. આ પ્રમાણે, પ્રભુનું જ્ઞાન મેળવીને, યહોવાહની પૂજાને નીતિપ્રધાન બનાવવાનું માન મોઝીઝને છે.

---

૧. મોઝીઝ અને ઇજિપ્ટના રાજાની વાત સાથે કૃષ્ણ અને કંસની વાત સરખાવવી.

૪.

# કેનનની અસર.

૧. ઇસ્રાએલ પ્રજા જ્યાં સુધી કેનન( કનાન-પ્રાન્ત )માં દાખલ થઇ ન હતી ત્યાં સુધી એનો ધર્મ સાદો હતો. યહોવાહ વાદળમાં અને ગિરિશૃંગ ઉપર વસે છે, વીજળી અને કાટકામાં એનો અવાજ પ્રકટ થાય છે, યુદ્ધમાં એ ઇસ્રાએલ પ્રજાને મોખરે ચાલે છે, અને એમના હમેશના સંસારવ્યવહારમાં પણ એ એમને સલાહ આપે છે—એવી એમની ઈશ્વર સંબન્ધી સમજણ હતી. એ ઇશ્વરને તેઓ યજ્ઞમાં બલિદાન આપતા, અને યજ્ઞપશુનું ભોજન કરતા. ધાતુની કે પત્થરની ઘડેલી મૂર્તિ તેઓ પૂજતા નહિ. પણ વગર ઘડયો પત્થર મૂર્તિ તરીકે વાપરતા, અને એને રુધિર ચઢાવતા વેદિને પવિત્ર ગણતા, અને યહોવાહની પેટી('આર્ક')ને સૈન્યને મોખરે રાખતા. અને એ જ્યાં સુધી આપણી પાસે છે ત્યાં સુધી યહોવાહ આપણા પક્ષમાં છે એમ માનતા.

૨. મોઝીઝે અન્ય દેવોની પૂજાનો નિષેધ કર્યો હતો. પણ અન્ય દેવ એ ખાલી નામ માત્ર છે એવી સમજણ હજી ઉદય પામી ન હતી. આમ હોવાથી, યાહુદી પ્રજા જ્યારે કેનનમાં દાખલ થઇ, ત્યારે એ ફળદ્રુપ ખેતીવાડીના દેશની ઘણી ધાર્મિક ક્રિયાઓએ એમના ઉપર અસર કરી. એ દેશના ખેતીવાડીને લગતા વિવિધ ઉત્સવો, અને એની સાથે જોડાએલી વિવિધ દેવદેવીઓની પૂજા—એને એવાં મનોહર લાગ્યાં કે એ સ્વીકાર્યા વિના એનાથી રહેવાયું નહિ. યાહુદીઓ 'પાસોવર' નામનો એક ઉત્સવ કરતા તેમાં—ભરવાડી જીવનના ચિહ્નરૂપે ઘેટાના રુધિરનો ઉપયોગ થતો; એમાં કેનનના ખેતીવાડીના જીવનની અસર ભળી, એટલે ખમીર વગરની રોટલી ખાવાનો

ઉત્સવ જોડાયો. એ જ પ્રમાણે કાપણી વગેરેના ઉત્સવો પળાવા લાગ્યા. બલિદાન વધ્યાં. દેવને નૈવેદ્યમાં માત્ર પશુનું રુધિર જ નહિ પણ અનાજ તેલ વગેરે પણ અપાવા લાગ્યાં. તથા વૃક્ષ અને જળાશયની પૂજા થવા માંડી.

૩. કેનનની અસરથી યાહુદી પ્રજાનું જીવન વધારે સુધરેલું થયું, ધાર્મિક વિચારો ઉદાર થયા—પણ તે સાથે કેટલાક દોષો પણ આવ્યા. તેઓની નીતિ શિથિલ થઇ તથા યહોવાહ ઉપરની ભક્તિ ઘટી. છતાં પણ યહોવાહને તેઓ તદ્દન તો ભૂલી ગયા નહોતા જ. સંકટને વખતે યહોવાહ એમને સાંભરી આવતો, અને એ આપણી મદદે છે એવી શ્રદ્ધાથી તેઓ શત્રુઓ સ્હામે યુદ્ધમાં જુસ્સાથી લઢતા અને વિજય મેળવી યહોવાહનો યશ ગાતા.

---

૫.

# યાહુદી સન્તોનો ધર્મ.

૧. ઇ. સ. પૂર્વે નવમા સૈકા સુધી યાહુદીઓમાં એવી સમજણ હતી કે યહોવાહ તે ઇસ્રાએલનો જ દેવ, પૅલેસ્ટાઇનની નદી જ પવિત્ર, અને એ નદીમાં ન્હાય તો જ પતીઆનું પત મટે ઇત્યાદિ. કૅનનની અસરથી એમના વિચારમાં ઉદારતા આવી, પરંતુ તેના બદલામાં તેઓ સુખીઆ થઈ ગયા અને યહોવાહને ભુલી જવા લાગ્યા. આવે વખતે તેઓમાં કેટલાક સન્ત જનો (ઈ. સ. પૂર્વે ૮૦૦ –૪૦૦) ઉત્પન્ન થયા તેમણે એમને શબ્દોરૂપી ચાબકા મારી જાગૃત કર્યા. પ્રભુ પ્રત્યે તેઓની શી ફરજ છે એ બતાવ્યું, અને યહોવાહ તે માત્ર ઇસ્રાએલનો જ દેવ નથી પણ સૌનો છે, અને ઇસ્રાએલ પણ જો પાપને માર્ગે ચાલશે તો તેને એ સજા કરશે ઇત્યાદિ જાહેર કર્યું. આ સન્ત જનોની ભવિષ્ય વાણી વખતોવખત ખરી

પડતી જોઈ રાજાઓ પણ એમને માન આપતા, તથા એમની સલાહ પૂછતા. જનસમાજમાં પ્રભુની મરજી જાણનારા તથા ભવિષ્યવક્તા તરીકે તેઓએ બહુ માન મેળવ્યું.

૨. આ સન્ત જનોમાં અંમોસ, હોસીઆ, ઇસાઇયાહ, જેરેમિયાહ, એઝેકિયલ વગેરે કેટલાક વિશેષ પ્રસિદ્ધ થયા છે. તેઓના ઉપદેશમાં કાંઇક કાંઇક ફેર હતો—પણ સૌએ મળીને યાહુદી ધર્મમાં જે મહત્ત્વના સિદ્ધાન્તો દાખલ કર્યા તે નીચે પ્રમાણે હતાઃ
(૧) યહોવાહ માત્ર ઇસ્રાએલનો જ દેવ નથી, પણ સર્વ પ્રજાનો છે.
(૨) ઇસ્રાએલ પણ આડે માર્ગે ચાલે તો તેને યહોવાહ સજા કરેછે.
(૩) ધર્મ પાળે તેનો છે, અને તેથી આખો જનસમાજ આડે માર્ગે ચાલતો હોય તે વખતે પણ દરેક માણસે પોતે પ્રભુ પ્રત્યે પોતાની જવાબદારી સમજીને પવિત્ર રહેવું જોઇએ.
(૪) કર્મકાંડ કરતાં સદાચારનું મહત્ત્વ વિશેષ છે.
(૫) બાહ્ય આચાર નહિ, પણ અન્તરની ભક્તિ જ પ્રભુને વ્હાલી છે.

૩. પણ આ સન્તોનો યુગ ચાલ્યો ગયો અને કર્મકાંડનું જોર ફરી જામ્યું. ઈ. સ. પૂર્વે ૪૪૪માં એઝરા નામના ધર્મગુરુએ યાહુદી ધર્મના નિયમોની સ્મૃતિ રચી અને તે મોઝીઝના નિયમો તરીકે યાહુદી ધર્મમાં પળાય છે.

---

૧. આ સાથે હિન્દુ ધર્મમાંથી ભાગવતયુગના સન્ત-સાધુઓનો ઉપદેશ સરખાવવો

---

૬.

## ઉત્સવો અને સિદ્ધાન્તો.

ખ્રિસ્તી ધર્મની શરૂઆત થઈ, અને રોમન લોકોએ જેરૂસલેમના દેવળનો નાશ કર્યો ત્યાર પછીથી યાહુદી પ્રજા પૃથ્વી ઉપર વીખ-

રાઇ ગઇ છે. છતાં પણ પોતે પ્રભુની પ્રિય પ્રજા છે એ વાત એ ભૂલી ગઇ નથી, અને પોતાના પ્રાચીન ધર્મના ઉત્સવો અને સિદ્ધાન્તો એ હજી સુધી સાચવી રહી છે.

૨. યાહુદી ધર્મમાં ત્રણ મ્હોટા ઉત્સવો (૧) પૅસોવર, (૨) પેન્ટીકૉસ્ટ અને (૩) ટેબર્નેકલ છે.

(૧) પૅસોવર એ ગૃહનો ઉત્સવ છે. ઘર સાફસૂફ કરી, મેજ ઉપર ખમીર વગરની રોટલીઓ, તથા ( સુખ દુઃખના સૂચકરૂપે)કડવો-મીઠો ભાજીપાલો પાથરવામાં આવે છે, અને એની આસપાસ કુટુમ્બ એકઠું થઇને 'નિર્ગમન'ની કથા વાંચે છે, તથા સાંઝે સૌ એકઠાં બેસી ભોજન લે છે.

(૨) પેન્ટીકૉસ્ટના ઉત્સવમાં પ્રાર્થનાનાં મન્દિરો(સીનેગોગ) પુષ્પોથી શણગારી,એની અંદર પેન્ટેટ્યૂકમાંનું ધર્મશાસ્ત્ર વાંચવામાં આવે છે.

(૩) ટેબર્નેકલના ઉત્સવમાં રાવઠીઓમાં વસવું અને ત્યાં ઊજાણીઓ કરવી એવો રિવાજ છે.

૩. યાહુદી ધર્મના સિદ્ધાન્તો ઉપલા પાઠોમાંથી સમજવામાં આવ્યા હશે. તથાપિ હાલમાં—૧૮૯૬માં—અમેરિકામાં યાહુદી ધર્મ-ગુરુઓએ એક પરિષદ્ મેળવીને એ નક્કી કર્યા છે. તે આ પ્રમાણે છે:

(૧) ઈશ્વર એક અદ્વિતીય છે.
(૨) મનુષ્ય એનું પ્રતિબિમ્બ છે.
(૩) આત્મા અમર છે.
(૪) પાપ-પુણ્યનો બદલો છે.
(૫) યાહુદી પ્રજાને ઈશ્વરે જગતમાં ઉપલાં સત્યો પ્રવર્તાવવાનું કામ સોંપ્યું છે.

---

૧. ઉત્સવો અને સિદ્ધાન્તો એના બે જુદા પાઠ કરવાથી એ ન્હાના થઈ જતા હતા તેથી અત્રે એકઠા કર્યા છે. પરંતુ સામાન્ય જનના ઉત્સવો અને વિદ્વાનોના સિદ્ધાન્ત એ બે એકઠા મળીને જ દરેક ધર્મનું સમગ્ર સ્વરૂપ બને છે એ બતાવવાનો આથી પ્રસંગ ઉત્પન્ન થયો છે.

૭.

# ઊતારા.

૧. (૧) હું તારો પ્રભુ છું—જેણે ઇજિપ્ટના બંદીખાનામાંથી તને છોડવ્યો. મારા સિવાય કોઇપણ દેવ રાખીશ નહિ. (૨) તારે ઘરેલી મૂર્તિ કરવી નહિ, અને આકાશ પૃથ્વી કે પાતાળ ઉપરની કોઇપણ ચીજની આકૃતિ બનાવવી નહિ (અને તે આગળ નમવું નહિ.) (૩) તારા પ્રભુનું નામ તારે ફોકટ લેવું નહિ. (૪) છ વરસ તું તારા ખેતરમાં વાવેતર કર, તેની ઉપજ ભેગી કર. પણ સાતમે વર્ષે તેને વિશ્રામ આપી પડતર મૂક, કે તારા લોકોનાં ગરીબોને ખાવાનું મળે, ને તેઓ પડતું મૂકે તે વનપશુઓ ખાય; તારી દ્રાક્ષની વાડી તથા તારી ઑલિવની વાડીને પણ તું એ પ્રમાણે કર. છ દિવસ તું તારૂં કામ કર ને સાતમે દિવસે વિશ્રામ લે, કે તારા બળદને તથા તારાં ગધેડાંને વીસામો મળે, ને તારી દાસીનો દીકરો તથા પરદેશી થાક ખાય. (૫) તારા બાપનું તથા તારી માનું તું માન રાખ, કે તારો દેવ યહોવાહ જે દેશ તને આપે છે તેમાં તારૂં આયુષ્ય દીર્ઘ થાય. (૬) તું ખુન ન કર. (૭) તું વ્યભિચાર ન કર. (૮) તું ચોરી ન કર. (૯) તું તારા પાડોશી વિરુદ્ધ જુઠી સાક્ષી ન પૂર. (૧૦) તું તારા પાડોશીના ઘરપર લોભ ન રાખ, કે તેનો દાસ, કે તેનો બળદ, કે તેનું ગધેડું, કે તારા પાડોશીનું જે કાંઇ હોય તેપર તું લોભ ન રાખ.

૨. હે બદલો વાળનાર દેવ, યહોવાહ ! કાનનો ઘડનાર તે શું નહિ સાંભળે ? આંખનો રચનાર તે શું નહિ જુએ ?

૩. યહોવાહ તે મ્હોટો દેવ, તે સર્વ દેવો પર મ્હોટો રાજા છે. તેના હાથમાં પૃથ્વીનાં ઊંડાણો છે, પર્વતોનાં શિખરો પણ તેનાં છે. સમુદ્ર તેનો છે, ને તેણે તે બનાવ્યો છે; ને તેના હાથોએ કોરી ભૂમિ રચી છે. આવો, એને ભજીએ તથા નમીએ, યહોવાહ—આપણા કર્તા—ની આગળ ઘુંટણીએ પડીએ. કેમકે તે આપણો દેવ છે,

૪. ગગનમંડળ આનંદ કરે, ને પૃથ્વી હરખાય; સમુદ્ર તથા તેનું ભરપૂરપણું ગાજે, ખેતર તથા તેમાં જે સર્વ છે તે ઉલ્લાસ કરે; ત્યારે વનનાં સર્વ વૃક્ષો યહોવાહ આગળ હર્ષનાદ કરશે, કેમકે તે આવે છે; કેમકે તે પૃથ્વીનો ન્યાય કરવા આવે છે, તે યથાર્થપણે જગતનો, ને તેની સત્યતાથી, લોકોનો ન્યાય કરશે.

૫. ઘાસ સુકાઇ જાય છે, ફૂલ ચીમળાય છે, પણ આપણા દેવની વાત સર્વ કાળ સુધી સ્થિર રહેશે.

૬. હે પ્રભુ ! પેઢી દર પેઢી તું અમારો આશ્રય થયો છે. પર્વતો ઉત્પન્ન થયા હતા. ને તેં પૃથ્વી તથા જગત્‌ને રચ્યાં હતાં, ત્યાર પહેલાં, એટલે અનાદિ કાળથી તે અનંતકાળ સુધી તું ઈશ્વર છે.

૭. હે યહોવાહ, અમારા પ્રભુ ! આખી પૃથ્વીમાં તારૂં નામ કેવું ઉત્તમ છે ! તેં ગગનમંડળ પર પોતાનો મહિમા મૂકયો છે. એ ગગનમંડળ દેવનું ગૌરવ જાહેર કરે છે; ને અંતરિક્ષ તેના હાથનું કામ દર્શાવે છે.

૮. હે યહોવાહ, તારા વિધિઓનો માર્ગ મને શિખવ, ને હું છેવટ સુધી તે પ્રમાણે ચાલીશ. મને સમજણ આપ, અને હું તારો નિયમ પાળીશ.

૯. જેમ પાણીનાં નાળાંને સારૂ હરણ તલપે છે તેમ, હે દેવ, તારે સારૂ મારો આત્મા તલપે છે.

૧૦. આંખની કીકીની પેઠે મને સંભાળ, તારી પાંખોની છાયા તળે મને સંતાડ.

૧૧. હું તમારાં પર્વોને ધિક્કારૂં છું, ને તમારાં ધાર્મિક મેળાવડાઓથી હું ખુશ થવાનો નથી. હા, જો કે તમે તમારાં હવિ અને પુરોડાશ આપવા માંડશો તો પણ હું તેમને સ્વીકારીશ નહિ; ને તમારા પુષ્ટ પશુઓનાં બલિદાનોને પણ હું ગણકારીશ નહિ. તારાં ગીતોનો ઘોંઘાટ મારાથી તું દૂર કર; કેમકે હું તારી સારંગીઓનું ગાયન

સાંભળવાનો નથી. પણ ન્યાયને પાણીની પેઠે, ને નેકીને મહાનદીની પેઠે, વહેવા દો.

૧૨ પુણ્યશાળી જીવો પોષાક સાથે( કબરમાંથી )ઊઠશેઃ કારણ કે એક ખુલ્લો ઘઉંનો દાણો જમીનમાં વાવેલો અનેક પોષાક પહેરીને બહાર નીકળે છે તો લુગડાંથી ઢાંકેલું પુણ્યશાળીનું શરીર સઘળો પોષાક પહેરીને ઊભું થાય એમાં શું આશ્ચર્ય ?

[ જૂનો કરાર, તાલમદ.... ]

---

૧. ઉપરના ઊતારામાંથી મોઝીઝનો ઉપદેશ, ( દશ આજ્ઞાઓ ), મોઝીસની પ્રાર્થના, ડેવિડ( દાઉદ )નું ગીત, સન્તોનો ઉપદેશ વગેરે વિષય વિભાગ પાડીને શીખવવા.

૨. ' જૂના કરાર 'ના ' ગીતશાસ્ત્ર 'માં પ્રભુભક્તિના બહુ ઉત્તમ ઉદ્‌ગાર મળી શકશે.

---

## ઉપસંહાર.

૧. ધર્મમાં નીતિનું મહત્ત્વ,

૨. પ્રભુ આપણો રાજા અને એની સાથે આપણો ખાસ સંબંધ— એ બે સત્યો યાહુદી ધર્મમાંથી વિદ્યાર્થીને તારવી આપવાં.

---

# ખ્રિસ્તી ધર્મ.

## ૧.

## ખ્રિસ્તી ધર્મનાં શાસ્ત્રો.

૧. 'ઇસુ ખ્રિસ્ત' (જેમને અંગ્રેજીમાં 'જીસસ ક્રાઇસ્ટ' કહે છે એમણે પ્રવર્તાવેલો ધર્મ તે 'ખ્રિસ્તી ધર્મ.' 'ખ્રિસ્ત' એટલે તારનાર. ઇસુ એક યાહુદી હતા—એમણે મનુષ્ય જાતને પાપમાંથી તારવા માટે ઉપદેશ કર્યો છે, તેથી એ 'ખ્રિસ્ત'—'ઇસુ ખ્રિસ્ત'—એવે નામે પ્રસિદ્ધ છે.

૨. ઇસુ ખ્રિસ્તનું જીવન તથા ઉપદેશ, તથા એમના શિષ્યોએ પ્રવર્તાવેલા ધર્મ સંબન્ધી હકીકત, જે મૂળ ગ્રન્થમાં છે તે 'નવો કરાર' કહેવાય છે. અસલ યાહુદીઓ સાથે ઇશ્વરે જે કરાર કર્યો હતો તે રદ્દ કરીને ઇસુ ખ્રિસ્તના ઉપદેશ અને મૃત્યુ પછી નવો કરાર કર્યો—એવી સમજણથી આ ગ્રન્થને ખ્રિસ્તીઓ 'નવો કરાર' એવું નામ આપે છે.

૩ જેમ ગૌતમ બુદ્ધે પોતે એકે ગ્રન્થ લખ્યો નથી પણ માત્ર ઉપદેશ જ કર્યો છે, અને તે એમના શિષ્યોએ ગ્રન્થના આકારમાં મૂકી પ્રવર્તાવ્યો છે, તેમ ઇસુ ખ્રિસ્તે પણ એકે પુસ્તક રચ્યું નથી. પણ એમના શિષ્યોએ અને અનુયાયીઓએ એમના જીવન અને ઉપદેશ સંબન્ધી હકીકત પોતપોતાની રીતે લખી જણાવી છે. એમના લેખો ઇસુના મૃત્યુ પછી પચાશેક વર્ષમાં લખાયા હતા. એમાં (૧) સેંટ માર્કની, (૨) સેંટ લ્યુકની, (૩) સેંટ મેથ્યુની અને (૪) સેંટ જૉનની સુવાર્તાઓ તથા (૫) સેંટ પૉલનો થેસલિના લોકને પત્ર એ મુખ્ય છે.

૪. ખ્રિસ્તી ધર્મ રોમના રાજ્યમાં પ્રસર્યો, અને એનું 'ચર્ચ' યાને 'ધર્મસંઘ' બંધાયો: ત્યારથી એ ધર્મસંઘમાં મ્હોટા મ્હોટા તત્ત્વજ્ઞો અને આચાર્યો થયા તેમણે ગ્રન્થો રચ્યા, અને સિદ્ધાન્તો ઠરાવ્યા—તે પણ ખ્રિસ્તી ધર્મમાં પ્રમાણરૂપે મનાયા.

૫. ઇસ્વી સનના ૧૫-૧૬ મા સૈકામાં જર્મનિમાં લ્યુથર નામે એક મહાન ધર્મસુધારક ઉત્પન્ન થયો, તેણે ચાલતા ખ્રિસ્તી ધર્મમાં મ્હોટો ફેરફાર કર્યો અને એના ઉપદેશને ખ્રિસ્તી ધર્મની એક મ્હોટી શાખા અનુસરે છે.

---

૨.

## જીસસ પહેલાંનો યાહુદી ધર્મ.

૧. યાહુદીઓ કેનનમાં આવી વસ્યા અને ત્યાંની તેમજ આસપાસની બીજી પ્રજાઓ સાથે સંબન્ધમાં આવ્યા, ત્યારથી એમના ધાર્મિક વિચારમાં અને જ્ઞાનમાં ઘણો વધારો થવા લાગ્યો. પ્રાચીન નિયમશાસ્ત્ર, સન્તોનો ઉપદેશ, અને આ બીજી પ્રજાઓ સાથે સંબન્ધ—એને લીધે યાહુદી લોકના ધર્મમાં વિવિધ મતભેદ ઉત્પન્ન થયા. અને એને પરિણામે યાહુદીઓનાં ચાર મંડળ બંધાયાં. (૧) સૅડયૂસી (સાહુકી), (૨) ફૅરીસી (ફરોશી), (૩) ઇસીન (ઇસી) અને (૪) થેરાપ્યૂટી.

૨. (૧) સૅડયૂસી : આ મંડળનો યત્ન ગ્રીક તત્ત્વજ્ઞાનને યાહુદી ધર્મ સાથે બંધબેસતું કરવાનો હતો. તે માટે તેઓ, યાહુદી ધર્મના નિયમોને લોપ્યા વિના, એના નિયમોનો વિશાળ અર્થ કરવો પડે તો તે કરતા.

(૨) ફૅરિસી: ફૅરિસીનો વર્ગ સૅડયૂસીના વર્ગથી તદ્દન ઉલટો જ હતો. તેઓ યાહુદી ધર્મની ઝીણી બાબતો માટે પણ બહુ આગ્રહ ધરાવતા, તથા યાહુદી ધર્મના શાસ્ત્રોનો સૂક્ષ્મ અભ્યાસ કરતા.

(૩) ઇસી : આ વર્ગ ખરા સાધુઓનો હતો. તેઓ માંસ મદિરા તથા પૌષ્ટિક પદાર્થોનો ત્યાગ કરતા, વૃત્તિઓનું દમન કરતા, તથા બૌદ્ધ અને જૈન ભિક્ષુઓની અને બ્રાહ્મણ સંન્યાસીઓની માફક સર્વસ્વ ત્યજી સંસાર છોડી નિવૃત્તિનું જીવન ગાળતા, તથા ગરીબોને અને માંદાંને બહુ સાહ્ય કરતા.

(૪) થેરાપ્યુટી : આ ઇજિપ્શ્યન યાહુદીઓનું મંડળ હતું. તેઓ ધર્મ પુસ્તકોની વાર્તાઓનો આલંકારિક રીતે અર્થ કરતા તથા પ્રાર્થના ઉપવાસ ધ્યાન વગેરે આચરતા.

૩. ખ્રિસ્તી ધર્મના સ્થાપક જીસસ ક્રાઇસ્ટે આ સર્વ કરતાં જુદો જ—સામાન્ય લોકને પણ ખરી ધાર્મિકતામાં ઉપયોગી થાય એવો ઉપદેશ કર્યો. સૅડ્યૂસી અને ફૅરિસી,-તેમાં પણ વિશેષે કરી ફૅરિસીના દંભનું એમણે ખાસ ખંડન કર્યું.

———×———

૩.

# જીસસ ક્રાઈસ્ટનું જીવનચરિત્ર.

૧. ઇસ્વી સનનાં આજ જેટલાં વર્ષ થયાં છે તેટલાં વર્ષ ઉપર, જોસેફ નામના એક યાહુદી સુતારની સ્ત્રી મેરિને પેટે જીસસ ક્રાઇસ્ટનો જન્મ થયો હતો. એ ત્રીસ વર્ષની ઉમ્મરના થયા ત્યાં સુધીની એમના જીવનની હકીકત બહુ થોડી મળી આવે છે. એમનાં મા બાપ અને ભાઇઓની સાથે એ નૅઝેરેથ શહેરમાં રહેતા, અને પિતાની મદદે આવી સુતારનું કામ કરતા, તથા પોતે પરણ્યા નહોતા-એટલું જ ચોકસ જણાએલું છે.

૨. ત્રીસમા વર્ષમાં એક વખતે એમના સાંભળવામાં આવ્યું કે પાસેના વનમાં જૉન નામે એક સાધુ ઉપદેશ આપે છે, તે ઉપરથી જીસસ એનો ઉપદેશ સાંભળવા ગયા. એ ઉપદેશનો

સાર એ હતો કે પ્રભુનું રાજ્ય ( ધર્મરાજ્ય ) આવવાનો સમય થયો છે, માટે કોઇએ પાપ કરવું નહિ, અને સૌ પ્રત્યે પ્રેમ અને સમાન ભાવથી વર્તવું. "જેની પાસે બે વસ્ત્ર હોય. તેણે નવસ્ત્રાને પોતાનું એક વસ્ત્ર આપી દેવું; અને જેની પાસે અન્ન હોય તેણે ભૂખ્યા સાથે વ્હેંચીને ખાવું." ફેરિસી અને સૅડયૂસી લોકોને એણે કહ્યું કે "તમારૂં જીવન બદલો અને પાપ માટે પશ્ચાત્તાપ કરોઃ ન ધારશો કે તમે તે કોઇ બીજા બધાથી અધિક છો." "તમારૂં જીવન તમારાં કૃત્યોથી જણાઇ આવશે. તમે ભલું નહિ કરો તો જે ઝાડને ફળ આવતાં બંધ થાય છે એ ઝાડને જેમ લોક કાપીને એનું બળતણ કરે છે તેમ તમારૂં પણ થશે." આ ઉપદેશ સાંભળી જે યાહુદીઓએ પોતાનું જીવન બદલવાનું કબૂલ કર્યું, તેમને જૉને એમની શુદ્ધિના ચિહ્નરૂપે જૉર્ડન નદીમાં સ્નાન કરાવ્યું, અને બૅપ્ટિઝમ આપ્યું. એ વખતે જૉને એવી ભવિષ્ય વાણી કાઢી કહેવાય છે કે "મારા કરતાં જે સમર્થ છે તે મારી પાછળ આવે છે. એના પગરખાની દોરી છોડવા પણ હું યોગ્ય નથી." આ 'પાછળ આવનાર' તે જીસસ ક્રાઇસ્ટ.

૩. જીસસ ક્રાઇસ્ટ તુરત તે જ સ્થળેથી વનમાં ચાલ્યા ગયા, અને ચાળીશ દિવસ પ્રભુનું ધ્યાન કરી પરમ બોધ પામ્યા. જેમ ગૌતમ બુદ્ધને 'માર' નામની આસુરી સંપતે લલચાવવા કોશિશ પ્રયત્ન કર્યો હતો, તેમ જીસસને પણ શેતાને સમસ્ત પૃથ્વીનું રાજ્ય વગેરેની ઘણી ઘણી લાલચો આપી, પણ તે ડગ્યા નહિ. એમણે જણાવ્યું કે "શાસ્ત્રમાં લખાઇ ચૂકેલું છે કે મનુષ્ય માત્ર રોટલીથી (અન્ન) જીવશે નહિ, પણ પ્રભુના મુખમાંથી નીકળતા દરેક શબ્દથી જીવશે."–અર્થાત્ સંસારના ઉપભોગ નહિ પણ પ્રભુનાં વચન એ જ મનુષ્યનું ખરૂં કર્તવ્ય છે અને ખરૂં જીવન છે.

૪. પછી વનમાંથી ગામમાં આવી જીસસ ક્રાઇસ્ટે જગતના કલ્યાણ અર્થે ઉપદેશ આરંભ્યો. એના સૌથી પહેલા, બે માછીઓ શિષ્ય થયા. એઓ જાળ ફેંકી દઇને જીસસની પાછળ ચાલ્યા, અને

ત્યારથી ધીમે ધીમે શિષ્યમંડળ વધતું ગયું. જીસસે સીનેગોગ–(પ્રાર્થનામન્દિર)માં જઇ ઉપદેશ કરવા માંડયો. ભૂત આવેલું હોય એમ ઘેલછા કાઢતો એક માણુસ આવ્યો એનું ભૂત કાઢી નાંખ્યું, પતીઆંનાં પત મટાડયાં, અને વિશ્રામવારે કોઇ પણ જાતનું કામ કરી શકાય નહિ એવો યાહુદી ધર્મનો પ્રતિબન્ધ હોવા છતાં એ વારે પણ દર્દીઓનાં દર્દ મટાડવામાં એમણે સંકોચ રાખ્યો નહિ. અને જણાવ્યું કે "વિશ્રામવાર માણસ માટે કર્યો છે, માણસને વિશ્રામવાર માટે કર્યો નથી."

૫. આ જાતના જીસસના ઉપદેશ અને કૃત્યોથી યાહુદી ધર્મગુરુઓ ભડકયા, અને એમને રાજદ્રોહના ગુન્હામાં ફસાવવાની અને મરાવવાની અનેક યુક્તિઓ રચી. જીસસ દર્દીનાં દર્દ મટાડતા તથા ભૂત કાઢતા એ સંબન્ધમાં એવી વાત ચલાવી કે એ શેતાનનો ઉપાસક છે અને તેથી આવાં અદ્દ્ભુત કૃત્યો કરી શકે છે! પણ મહાત્માના હૃદયનો પ્રેમ જગતમાં રેલાવા માંડે છે ત્યારે એને કોઇ અટકાવી શકતું નથી. એક પહાડ ઉપર ચઢી ત્યાં એમણે ઉપદેશ કર્યો અને <u>બાર પ્રધાન શિષ્યોનું મંડળ સ્થાપ્યું,</u> તથા સ્થળે સ્થળે જાહેર ઉપદેશ શરૂ કર્યો. તે સાંભળવા હજારો લોકોની ભીડ થવા લાગી. પોતે સરોવરમાં હોડીમાં બેસીને બોલે છે અને કાંઠે હજારો માણુસ સાંભળે છે. કુદરતના સુન્દર દેખાવોનાં દૃષ્ટાન્ત લઇ પ્રભુના રાજ્ય (ધર્મરાજ્ય) સંબન્ધી પોતાના સિદ્ધાન્ત ઉપદેશે છે, અને કહે છે કે "જેને કાન હોય તે સાંભળે."

૬. જીસસ પોતાના શિષ્યોને લઇ ઉત્તર પ્રાન્તમાં ઉપદેશ કરવા ગયા તે વખતથી એમને ભાવિના ભણુકારા સંભળાવા લાગ્યા હોય એમ જણાય છે. 'મનુષ્યપુત્રે(પૂર્ણ મનુષ્યરૂપ પોતે–મનુષ્યરૂપે અવતરેલા ઈશ્વરના પુત્રે) દુઃખ સહેવાનાં છે અને મરવાનું છે' એ વાત એમણે વારંવાર ઉચ્ચારવા માંડી.

૭. એક વખત સાંઝે જીસસ પોતાના શિષ્યમંડળને સાથે લઇ વાળુ

કરવા બેઠા હતા, વાળુ કરી એક સ્થળે પ્રભુની પ્રાર્થના કરી, શિષ્યોને જગાડ઼ હતા એટલામાં એમનો જ એક શિષ્ય જુડાસ (યહુદા) નામે હતો તે હથિયારબંધ માણસ લઇને આવ્યો, અને 'આ જીસસ' એમ ઓળખાવવા માટે એણે જીસસને પ્રેમનો ડોળ કરી ચુમ્બન કર્યું ! સિપાઇઓએ જીસસને પકડયા. શિષ્યો એક પછી એક નાશી ગયા ! જીસસને મુખ્ય ધર્માચાર્ય પાસે લઇ ગયા, અને જેરૂસલેમના દેવળનો નાશ થશે એવી ધમકી આપ્યાનો એમના ઉપર આરોપ મૂકયો. અને યાહુદી ધર્મગુરૂએ એમને પ્રશ્ન પૂછયો કે "ઈશ્વરનો પુત્ર ખ્રિસ્ત તે તું કે ?" જીસસે ઉત્તર દીધોઃ "હા." આમ ઉત્તર દેવામાં એણે ઈશ્વરને અપમાન કર્યું એવો આરોપ મૂકીને એમને મોતની સજા ફરમાવી, અને ઘણી ક્રૂર મશ્કરીઓ કરવા માંડી. પણ યાહુદીઓને મોતની સજાનો અમલ કરવાની સત્તા ન હતી તેથી બીજે દહાડે જીસસને પાઇલેટ નામના રોમન અધિકારી પાસે લઇ જવામાં આવ્યા, તથા આ 'યાહુદીઓનો રાજા' હોવાનો દાવો કરે છે એમ એમના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકાયો.

૮. પાઇલેટ સારી રીતે સમજતો હતો કે આ સઘળું યાહુદી લોકનું તરકટ છે. છતાં પણ એણે લોકની માગણીને વશ થઇને જીસસને વધસ્તમ્ભ ઉપર લઇ જવાની આજ્ઞા કરી ! રોમન સિપાઇઓએ જીસસને રાજાનો પોષાક પહેરાવ્યો, અને માથે કાંટાનો મુકુટ મૂકયો, અને કપાળે (કોઇ કહે છે વધસ્તમ્ભ ઉપર) "યાહુદીઓનો રાજા !" એવા મશ્કરીના શબ્દો લખીને ચોઢયા. જીસસને વધસ્તમ્ભ ઉપર ચઢાવ્યા અને એમના દેહને ખીલા માર્યા છતાં પણ "હે પ્રભુ ! તારી ઇચ્છા થજો; મારી નહિ." "તેઓ શું કરે છે તેની એમને ખબર નથી." એમ પ્રભુઇચ્છાને શરણ થઇ પોતાના દુશ્મનો માટે પણ પરમ ક્ષમાના શબ્દો ઉચ્ચારી એમણે પ્રાણ છોડયા !

૪.

# પ્રભુનું ધર્મરાજ્ય.

૧. યાહુદી લોકોમાં જીસસ પહેલાં ઘણા વખતથી એક એવી માન્યતા ચાલી આવતી હતી કે પૃથ્વી ઉપર એક વાર પ્રભુનું રાજ્ય સ્થપાશે, અને એ રાજ્ય કરનાર ડેવિડના વંશમાં કોઇક યાહુદી ઉત્પન્ન થશે. આ પ્રભુનુ રાજ્ય પાસે આવ્યું છે તેથી પાપમાટે પસ્તાવો કરી શુદ્ધ થઇ તૈયાર રહો, અને તેમ નહિ કરો તો પાપમાટે તમને સખ્ત શિક્ષા થશે એમ જૉને ઉપદેશ કર્યો હતો એ ઉપદેશની છાપ જીસસ ઉપર ઊંડી પડી હતી, અને એ રાજ્ય પૃથ્વી ઉપર થોડાક વખતમાં સ્થપાશે એમ પોતે પણ બીજા યાહુદીઓની માફક જ માનતા હોય. એમ લાગે છે પણ યાહુદી લોકો એમની વિરુદ્ધ પડયા અને એમના ઉપર જુલમ ગુજારવા લાગ્યા, ત્યારે પ્રભુના રાજ્ય સંબન્ધી એમના મનમાં-અનેક વિચારો ઉત્પન્ન થયા. સામાન્ય મનુષ્યને આવે પ્રસંગે પ્રભુમાંથી અને પ્રભુના બળમાંથી શ્રદ્ધા ઊઠી જાય. પણ જીસસને તેમ ન થતા પ્રભુના રાજ્ય સંબન્ધી એક ઊંડું સત્ય સમજાયું, "પ્રભુનું રાજ્ય જુવો આ રહ્યુ, જુવો પેલું રહ્યું". એમ-મનુષ્યના રાજ્યની માફક બહાર બતાવી શકાય-એવું હોતું નથી. એતો મનુષ્યના અન્તરમાં વિરાજે છે, અને અન્તરમાં જે પ્રેમનું રાજ્ય એ જ પ્રભુનું રાજ્ય છે. એ પ્રેમ હૃદયમાંથી ઊભરાય અને જગત્માં વિસ્તરે એને પ્રભુનું રાજ્ય સમજવું. આ સિદ્ધાન્ત જીસસે પોતાનાજીવનથી સિદ્ધ કરી બતાવ્યો.

૨. સામાન્ય રીતે-જીસસ પહેલાંના યાહુદી લોકો પ્રભુને પાપપુણ્યનો બદલો આપનાર એક ઉગ્ર ન્યાયાધીશ યાને રાજા તરીકે સમજતા પણ મ્હોટે અવાજે જીસસે ઉપદેશ કર્યો કે ઇશ્વર તે ફક્ત મનુષ્યનાં પાપપુણ્યનો ન્યાય કરનાર-અને બદલો આપનાર ન્યાયાધીશ જ નથી, પણ મનુષ્ય માત્રનો પિતા છે. એ પિતા એનાં બાળકોને ચાહે છે, અને એ બાળકોએ એમના પિતાને ચાહવો જોઇએ. વળી

નુષ્ય માત્ર એક જ પિતાનાં બાળકો હોવાથી તેઓએ-પરસ્પર નેહથી વર્તવું જોઇએ, એક બીજાની મદદે આવવું જોઇએ, અને એક બીજાના અપરાધો ક્ષમા કરવા જોઇએ. આ નવું જીવન તે પ્રભુનું ધર્મરાજ્ય.

"ઓ આકાશમાંના અમારા બાપ ! તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી ઉપર તારી ઇચ્છા પૂરી પડો. દિવસની અમારી ભાખરી રોજ રોજ અમને આપ. ને અમારાં પાપ અમને માફ કર. અમે પોતે પણ અમારા હરેક દેવાદારને દેવું માફ કરીએ છીએ. અમને કસોટીએ ન ચઢાવ. પણ ભૂંડાથી અમને મુક્ત રાખ."

"દેવનું રાજ્ય દૃશ્ય રીતે નથી આવતું. અને એમ નહિ કહેવામાં આવે કે "જુવો આ રહ્યું ! જુવો પેલું રહ્યું ! કેમકે જુવો, દેવનું રાજ્ય તમારામાં છે."

"જે કોઇ બાળકની પેઠે દેવનું રાજ્ય સ્વીકારશે નહિ, તે તેમાં નહિ જ પેસે."

---

૧ બૌદ્ધ ધર્મના 'ધર્મચક્રપ્રવર્તન' નું સ્મરણ કરવું.

---

૫.

## પશ્ચાત્તાપ.

એક માણસને બે દીકરા હતા. તેમાંના ન્હાનાએ બાપને કહ્યું-"બાપા, મિલકતનો જે મારો ભાગ આવવાનો હોય તે મને આપો." એ સાંભળી પિતાએ પોતાની પૂંજી વ્હેંચી આપી. થોડા દહાડા પછી ન્હાનો દીકરો સઘળું ધન લઇ દૂર દેશ ગયો, ને ત્યાં બદફેલીમાં પોતાની સઘળી સંપત્ ઊડાવી નાંખી. ત્યાર પછી એ દેશમાં

ભારે દુકાળ પડયો, ને તેને ગુજરાનની તંગી પડવા લાગી. એ દેશના એક વતનીને ત્યાં એ ચાકર રહ્યો; ને તેણે એને પોતાના ખેતરમાં ભૂંડ ચારવા મોકલ્યો. જે છોડાં ભૂંડ ખાતાં હતાં તે ખાઇને પેટ ભરવાનું તેને મન થતું હતું, ને કોઇ તેને આપતું નહિ. આથી તેને ભાન આવ્યું કે "મારા પિતાને ત્યાં કેટલા બધા નોકરોને પુષ્કળ અન્ન મળે છે ને હું તો અહીં ભૂખે મરૂં છું! હું ઊઠીને મારા બાપની પાસે જઈશ ને તેને કહીશ કે "'પિતાજી! મેં પ્રભુ સામે ને તમારી સામે પાપ કર્યું છે, હવે હું તમારો દીકરો કહેવાવા યોગ્ય નથી; પણ તમારા નોકરોમાંના એક જેવો મને ગણજો.'" એમ વિચાર કરીને તે પોતાના બાપ પાસે ગયો. બાપે તેને દૂરથી આવતો જેયો કે તુરત દયાથી દોડીને તેને ભેટયા ને તેને ચુમ્બન કર્યાં. દીકરાએ પિતાને પગે પડી પિતાને કહ્યું: "પિતાજી! મેં પ્રભુ સામે તથા તમારી સામે પાપ કર્યું છે, હવે હું તમારો દીકરો કહેવાવા યોગ્ય નથી." પણ પિતાએ પોતાના નોકરોને કહ્યું કે "સારામાં સારો જામો જલદી કાઢીને આને પહેરાવો, એને હાથે વીંટી ઘાલો ને પગમાં જોડા પહેરાવો ને સારૂં જમવાનું કરો કેમકે આ મારો દીકરો મૂઓ હતો, ને પાછો જીવતો થયો છે; ખોવાએલો હતો, ને જડયો છે." પછી સૌએ ઉત્સવ માંડયો. એટલામાં, મ્હોટો દીકરો ખેતરમાં હતો, તે ઘર નજદીક આવ્યો ત્યાં એણે ગાયનના સૂર સાંભળ્યા. અને તેણે ચાકરોમાંના એકને બોલાવીને પૂછયું 'આ શું છે?' ત્યારે ચાકરે સઘળી હકીકત કહી. એ સાંભળી એ ગુસ્સે થયો, અને ઘરમાં પણ પેસતો નહોતો. બાપ બહાર આવ્યા ને એને ઘરમાં આવવા કહ્યું. ત્યારે એણે બાપને જવાબ દીધો: "પિતાજી! આટલાં બધાં વર્ષથી હું તમારી ચાકરી કરૂં છું, ને મેં તમારી આજ્ઞા કદી ઊથાપી નથી. તો પણ મારા મિત્રોની સાથે તમે મને કોઈવાર ગમ્મત સરખી પણ કરવા દીધી નથી. ને આ તમારા દીકરે કસબણોની સાથે રહીને મિલકત ઊડાવી દીધી, ને પાછો આવ્યો ત્યારે તમે એને સંઘર્યો અને ઉત્સવ માંડયો!" પિતાએ તેને કહ્યું: "દીકરા!

તું મારી સાથે નિત્ય છે, ને મારૂં સઘળું તે તારૂં જ છે. પણ આ પ્રસંગે હર્ખાવું ઉચિત હતું. કેમકે આ તારો ભાઇ મૂઓ હતો તે જીવતો થયો છે, ખોવાયો હતો તે જડયો છે."

---

૧. જે નિત્ય પ્રભુની સેવામાં જ રહે છે તે તો હમેશાં એનો છે જ. પણ જે પાપ કરીને પૂરેપૂરો પસ્તાય છે અને પ્રભુને ઘેર પાછો આવે છે તેને પ્રભુ પાપ માટે ક્ષમા આપે છે અને એ સુધર્યો તે માટે ખુશાલી જાહેર કરે છે.

૨. પશ્ચાત્તાપનો ખ્રિસ્તી ધર્મમાં બહુ મહિમા છે એ વિદ્યાર્થીને બતાવવો.

---

૬.

## ક્ષમા.

પીટરે જીસસ પાસે આવીને કહ્યું કે "ઓ પ્રભુ! મારો ભાઇ મારી વિરુદ્ધ કેટલીવાર અપરાધ કરે, ને હું તેને માફ કરૂં? શું સાત વાર સુધી?" જીસસે તેને કહ્યું કે "સાત વાર નહિં પણ સિત્તેર ગણા સાત વાર સુધી. એ માટે પરમેશ્વરને રાજાની ઉપમા આપીને એક વાત કહેવામાં આવે છે કે–એક રાજાએ પોતાના ચાકરો પાસે હિસાબ લેવા માંડયો. એક ચાકરને ધણીનું દસ હજાર મહોરનું દેવું હતું તે એની સમક્ષ આવીને ઊભો. પણ એની પાસે કાંઇ આપવાનું નહોતું, તેથી રાજાએ એની માલ મિલ્કત અને બૈરાં છોકરાં વેચી લેણું વસૂલ આપવાની આજ્ઞા કરી. ચાકર રાજાને પગે પડયો અને બોલ્યો: 'રાજાજી! મને ક્ષમા કરો; હું આપનું સઘળું દેવું ધીમે ધીમે વાળીશ.' રાજાને દયા આવી; એને છોડી મૂકયો; અને દેવું માફ કર્યું. પછી તે ચાકરે બહાર જઇને પોતાના સાથી ચાકરોમાંના એકને દીઠો, તેની પાસે એના સો રૂપીઆ લ્હેણા નીકળતા હતા. તે માટે

એ ચાકરનો ટોટો પકડીને એણે કહ્યું: ' લાવ મારા રૂપીઆ. ' ત્યારે એ ચાકરે તેને પગે લાગીને વિનંતિ કરી ' કે ભાઇ, ધીરજ રાખ. હું તારૂં દેવું આપીશ. ' પણ તેણે માન્યું નહિ. અને દેવું વાળતા સુધી એને કેદખાનામાં નંખાવ્યો. કેદખાનામાં એને સંકટ પડતાં જોઈ એના કેટલાક સાથી ચાકરોએ સઘળી હકીકત રાજાને કહી. રાજાએ તેને બોલાવીને કહ્યું કે ' અરે દુષ્ટ ! તું મને કરગરી પડયો, તેથી મેં તને બધું લેણું માફ કર્યું. મેં તારા ઉપર જેવી દયા કરી તેવી દયા શું તારે તારા સાથી ઉપર કરવી ઘટારત નહોતી ? ' એમ કહી રાજાએ એને કેદખાને નંખાવ્યો.

એ પ્રમાણે જો તમે તમારા ભાઇઓનો અપરાધ પોતાના અન્તઃકરણથી માફ નહિ કરો, તો તમારો આકાશમાંનો બાપ (પ્રભુ) પણ તમને એમ જ કરશે."

---

૯.

# જીસસનો વધ.

એક માણસે દ્રાક્ષવાડી રોપી, ને તે ખેડુતોને ઇજારે આપી. ને લાંબી મુદત સુધી પરદેશ જઇ રહ્યો. અને મોસમે તેણે ખેડૂતોની પાસે એક ચાકરને મોકલ્યો કે તેઓ દ્રાક્ષવાડીનાં ફળનો ભાગ તેને આપે. પણ ખેડૂતોએ તેને મારીને ખાલી હાથે પાછો મોકલ્યો. વળી તેણે બીજા એક ચાકરને મોકલ્યો; ને તેઓએ તેને પણ મારીને તથા અપમાન કરીને ખાલી હાથે પાછો મોકલ્યો અને વળી તેણે ત્રીજાને મોકલ્યો; ને તેઓએ તેને પણ ઘાએલ કરીને બહાર કાઢયો. પછી દ્રાક્ષવાડીના ધણીએ વિચાર કર્યો કે ' મ્હારા વહાલા દીકરાને મોકલી જોઉં; કદાચ એને તેઓ માનશે. ' એ દીકરાને મોકલ્યો. પણ ખેડૂતોએ જ્યારે તેને જોયો ત્યારે તેઓએ માંહો માંહે મનસૂબે

કર્યો કે 'આ વાડીવાળાનો વારસ છે, એને મારી નાંખીએ, જેથી વારસો આપણને મળે.' પછી તેઓએ એ વાડીના ધણીના વહાલા દીકરાને પણ વાડીમાંથી કાઢીને મારી નાંખ્યો. વાડીનો ધણી તેઓને શું કરશે? તે આવીને તે ખેડૂતોનો નાશ કરશે, ને દ્રાક્ષવાડી બીજાઓને આપશે.

---

૧. આ દુનીઆ તે પ્રભુની વાડી છે, એમાં આપણને કામ કરવાનું સોંપ્યું છે.
૨. ઇશ્મ પહેલાં ઘણા સન્ત જનોએ યાહુદી લોકોને બોધ કર્યો કે વાડીનાં ફળમાં પ્રભુનો ભાગ છે તે પ્રભુને આપો. પણ યાહુદી લોકોએ માન્યું નહિ. આખરે પ્રભુનો પુત્ર ઇશ્મ આવ્યો, તેનું પણ તેઓએ માન્યુ નહિ, અને એને મારી નાંખ્યો. મારનારાઓનો નાશ થયો, અને પ્રભુનો ધર્મ બીજી પ્રજાઓમાં ફેલાયો—આમ આ આખ્યાયિકામાંથી સાર લઈ શકાય છે.

---

૯.

## ઊતારા.

૧. જગતનું અજવાળું હું છું; જે મારી પાછળ આવે છે તે અન્ધકારમાં નહિ ચાલે, પણ જીવનનું અજવાળું પામશે.

૨. નિયમશાસ્ત્ર અથવા ભવિષ્યવાદીઓની વાતોનો નાશ કરવાને હું આવ્યો છું એમ ન ધારશો; હું નાશ કરવા નહિ, પણ પૂર્ણ કરવા (ખૂટતું હતું તે પૂરૂં કરવા) આવ્યો છું. કેમકે હું તમને ખચીત કહું છું કે આકાશ તથા પૃથ્વી જતાં રહેશે તથાપિ નિયમશાસ્ત્રમાંથી તો એક કાનો કે એક માત્રા પણ ખસશે નહિ.

૩. હિંસા ન કર, ને જે કોઇ હિંસા કરશે તે અપરાધી ઠરશે.—એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું એ તમે સાંભળ્યું છે, પણ હું તમને કહું છું કે જે કોઇ પોતાના ભાઇપર અમથો ક્રોધ કરે છે તે પણ અપરાધી ઠરશે.

૪. હું તમો—સાંભળનારાઓ—ને કહું છું કે તમારા વેરીઓ પર

પ્રેમ કરો, જેઓ તમારો દ્વેષ કરે છે તેઓનું ભલું કરો, જેઓ તમને શાપ દે છે તેઓને આશીર્વાદ દો, જેઓ તમારૂં અપમાન કરે છે તેઓને સારૂ પ્રાર્થના કરો.....જે કોઈ તને એક ગાલ ઉપર મારે, તેની આગળ બીજો પણ ધર; વળી જે અંગરખું લઇ લે તેનાથી તારૂં પહેરણ પણ પાછું રાખીશ નહિ....જેમ તમે ચાહો કે માણસો તમને કરે તેમ જ તમે પણ તેઓને કરો.

૫. મ્હોંમાં જે જાય છે તે માણસને વટાળતું નથી, પણ મ્હોંમાંથી જે નીકળે છે તે જ માણસને વટાળે છે. જે મ્હોંમાંથી નીકળે છે તે હૃદયમાંથી આવે છે, ને તે જ માણસને વટાળે છે. કેમકે ભૂંડી કલ્પનાઓ, હિંસાઓ, વ્યભિચારો, ચોરીઓ, જૂઠી સાક્ષીઓ, તથા નિન્દાઓ હૃદયમાંથી નીકળે છે. માણસને જે વટાળે છે તે એ જ છે.

૬. તું દાનધર્મ કરે, ત્યારે જેમ ઢોંગીઓ સભાસ્થાનોમાં અને રસ્તાઓમાં લોકથી વખાણ પામવાને કરે છે તેમ તું પોતાની આગળ રણશીંગું ન વગાડીશ....તું જ્યારે દાનધર્મ કરે, ત્યારે તારો જમણો હાથ કરે તે તારો ડાબો હાથ ન જાણે.

૭. કોઇથી બે ધણીની ચાકરી કરાય નહિ, કેમકે તે એકપર દ્વેષ કરશે અને બીજાપર પ્રીતિ કરશે; અથવા એકના પક્ષનો તે થશે અને બીજાની અવગણના ( તિરસ્કાર ) કરશે. દેવની તથા દ્રવ્યની સેવા ( એકી વખતે ) તમારાથી કરાશે નહિ. એ માટે હું તમને કહું છું કે તમારા જીવને સારૂ ચિન્તા ન કરો કે અમે શું ખાઇશું અથવા શું પીશું ? અને તમારા શરીરને સારૂ ચિન્તા ન કરો કે અમે શું પહેરીશું ? શું જીવ એ ખોરાક કરતાં, અને શરીર એ લુગડાં કરતાં અધિક નથી ? આકાશનાં પક્ષીઓને જુઓ. તેઓ વાવતાં નથી, અને કાપતાં નથી, ને વખારોમાં ભરતાં નથી. તો પણ તમારો આકાશમાંનો પિતા (પ્રભુ) તેઓનું પાલન કરે છે; તો તેઓ (પક્ષીઓ) કરતાં શું તમે ( મનુષ્ય ) અધિક નથી ?

૮. જો માણસ આખું જગત્ મેળવે, ને પોતાનો આત્મા ખૂએ તો તેને શો લાભ થાય ?

[ **ગૉસ્પેલ( સુવાર્તા )માંથી ક્રાઇસ્ટનાં વચનો.** ]

૯

# સેંટ પૉલ.

૧. ઇસુ ખ્રિસ્તના સમયમાં યાહુદીઓના બે વર્ગ પડી ગયા હતાઃ ગ્રીસના અને પાલેસ્ટાઇનના. ગ્રીસના ઊંચા સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની અસર પામેલા યાહુદીઓ યાહુદી ધર્મની વાર્તાઓને અને સિદ્ધાન્તોને વિશાળ અર્થમાં લેતા, અને તે માટે જૂના શબ્દોને આલંકારિક વાણી તરીકે લેવા પડે તો તેમ પણ કરતા. સ્ટીફન નામે એક ગ્રીક વલણના યાહુદીને આવા વલણ માટે યાહુદી લોકોએ મારી નાંખ્યો. તે વખતે મારી નાંખનાર જનોના ટોળામાં પૉલ ('પાઉલ') નામે એક યાહુદી હતો. તેને આ દેખાવથી એવી તો તીવ્ર લાગણી થઇ આવી કે જાણે આ સમયથી એનાં દિવ્ય ચક્ષુ એકાએક ઊઘડી ગયાં, અને જીસસના ઉપદેશમાં એને અદ્ભુત અને ઊંડાં સત્યો ભાસવા લાગ્યાં.

૨. પૉલ એક તત્ત્વચિન્તક હતોઃ એના મન ઉપર જીસસના ઉપદેશ કરતાં—જીસસનો અવતાર અને જીસસનું મૃત્યુ એ બે વાતે વધારે અસર કરી. અને આ બે વાતને એણે તત્ત્વજ્ઞાનનું રૂપ આપીને એ તરફ લોકનું લક્ષ ખેંચ્યું. યુરોપમાં પણ એનો ઉપદેશ પ્રસરવા લાગ્યો. અને અત્યારે જીસસ ક્રાઇસ્ટના સાદા અને સરળ ઉપદેશ ઉપરાંત—જે સિદ્ધાન્તો ખ્રિસ્તી ધર્મના તત્ત્વરૂપે મનાય છે તેનો મૂળ પાયો નાંખનાર સેંટ પાલ છે.

૩. જીસસ તે કોણ? એના અવતારનું પ્રયોજન શું? એના મૃત્યુમાં શું રહસ્ય રહેલું હશે?—ઇત્યાદિ વિષે વિચાર કરીને એણે ખ્રિસ્તી ધર્મના નીચે પ્રમાણે સિદ્ધાન્ત બાંધ્યા છેઃ—

(૧) સ્વર્ગમાં જે પ્રભુ ઈશ્વરસ્વરૂપે વિરાજે છે તે જ પ્રભુ, પોતે જ પોતાના પુત્ર જીસસરૂપે, જગતમાં અવતર્યો છેઃ વસ્તુમાત્રના આદિ અને અન્તમાં એ છે, અને સર્વ ભૂતો એનાથી જ ટકેલાં છે.

(૨) પાપ એ પ્રભુનું દેવું છે; અને તે વાળવું જ પડે છે; અને તે બલિદાન વડે વળાય છે. કિંમતીમાં કિંમતી બલિદાન તે જીસસનું. એ સ્વીકારીને પ્રભુએ યાહુદીઓને ઋણમુક્ત કર્યા એટલું જ નહિ, પણ મનુષ્ય માત્રને ઋણમુક્ત કર્યા. આ સમયથી વિધિ–નિષેધશાસ્ત્ર બંધ થયું, નવા પ્રેમનું રાજ્ય સ્થપાયું, અને મનુષ્ય માત્ર સમાન થઇ ગયાં.

(૩) મનુષ્ય બન્ધુઓનો જ્યેષ્ઠ બન્ધુ—ઇશ્વરનો પુત્ર અને ઇશ્વરસ્વરૂપ—જીસસ, સ્વર્ગમાં રહ્યો રહ્યો, આ લોક ઉપર અધિકાર ભોગવે છે. એના પ્રત્યે ભક્તિ અને પ્રપત્તિ એ ધર્મ.

૪. "ગરીબનું પોષણ કરવા માટે હું મારી સઘળી માલ મિલ્કત આપી દઉં. પણ મારામાં પ્રેમ ન હોય તો તે સઘળું નકામું છે. શ્રદ્ધા, (મુક્તિની)આશા, અને પ્રેમ એ ત્રણ વાનાં અત્યારે છે. પણ તેમાં સૌથી મ્હોટો પ્રેમ છે." (સેંટ પૉલનો કોરિન્થિયનોને પત્ર.)

---

૧૦.

## સેંટ ઑગસ્ટાઇન.

૧. આપણે ઉપર જોયું કે જીસસ ક્રાઇસ્ટનો ઉપદેશ ગંભીર પણ સાદો હતો. એમના વખતમાં યુરોપ ગ્રીક તત્ત્વજ્ઞાનની અસર નીચે હતું, અને યૂરોપમાં એમનો ઉપદેશ ફેલાવા માટે તત્ત્વજ્ઞાનની જરૂર હતી. અને એ જરૂર પૂરી પાડવાની સેંટ પૉલે શરૂઆત કરી હતી. પણ એનું વિશેષ સ્વરૂપ સેંટ ઑગસ્ટાઇને બાંધ્યું.

૨. ઇ. સ. ત્રીજા–ચોથા સૈકામાં કૉન્સ્ટન્ટાઇન નામે મહારાજાએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો, તે દિવસથી ખ્રિસ્તી ધર્મ યૂરોપનો રાજ્યધર્મ થયો. ખ્રિસ્તી ધર્મના જે જે આચાર્યો અને ગ્રન્થકારો થયા છે તેમાં આ નવા યુગના આરંભકાળમાં સર્વોત્તમ સેંટ ઑગસ્ટાઇન છે. સેંટ ઑગસ્ટાઇનના થોડાક સિદ્ધાન્તો નીચે પ્રમાણે છેઃ—

(૧) મનુષ્ય સૃષ્ટિના આદિકાળમાં સ્વતન્ત્ર અને પવિત્ર હતો. પણ અભિમાનથી દોરાઇ એણે પ્રભુની આજ્ઞા તોડી, પાપ કર્યું, અને ત્યારથી એ દિવ્ય ધામનો હક ખોઇ બેઠો છે. અત્યારે પ્રભુકૃપા સિવાય બીજી કોઇ રીતે એટલે કે પોતાના આત્મબળથી કે પોતાના સદ્ગુણથી એ મુક્તિ મેળવી શકે એમ નથી. (૨) પ્રભુની કૃપા 'ચર્ચ' યાને ખ્રિસ્તી 'ધર્મસંઘ'—એમાં પ્રકટ થાય છે. તેથી એ 'ચર્ચ'ની બહાર રહીને ખાનગી રીતે મુક્તિ મેળવી શકાતી નથી. આ ચર્ચ દુનિયાથી વિરક્ત રહેવાનું નથી, પણ દુનિયા પર પોતાનો અમલ બેસાડવાનો છે.

---

૧. આ છેવટનો સિદ્ધાન્ત તે આવતા પાઠમાં વર્ણવેલા રોમન કૅથોલિક સંપ્રદાયનું બીજ.

---

૧૧.

# રોમન કૅથોલિક ધર્મ.

૧. ખ્રિસ્તી ધર્મના (૧) <u>રોમન કૅથોલિક</u>, (૨) <u>ગ્રીક ચર્ચ</u> અને (૩) <u>પ્રૉટેસ્ટન્ટ</u> એવા ત્રણ પન્થ છે.

૨. તેમાં રોમન કૅથોલિક પન્થ સૌથી જૂનો છે. એ પન્થના ખ્રિસ્તીઓ 'પોપ' નામના મુખ્ય ધર્મગુરુને માને છે. એ ધર્મગુરુ રોમમાં રહે છે, અને ધર્મ સંબન્ધી નિર્ણયો જાહેર કરે છે. એક વખત એવો હતો કે જ્યારે યુરોપની રાજકીય સત્તા ઉપર પણ આ ધર્મગુરુઓ અધિકાર ભોગવતા.પણ જ્યારથી પ્રૉટેસ્ટન્ટ પન્થ ઉત્પન્ન થયો ત્યારથી પોપનું જોર તૂટ્યું છે. આ પન્થવાળા લૅટિન ભાષામાં બાઇબલ (ધર્મગ્રન્થ) વાંચે છે; તથા બાઈબલ ઉપરાંત, પોપે પસંદ કરેલાં બીજાં ધર્મ-

પુસ્તકોને પણ પ્રમાણ માને છે. વળી તેઓ ક્રાઇસ્ટની માતા મેરિને માને છે, અને એની મૂર્તિને પૂજે છે. ઉપાસનામાં ધૂપદીપ વગેરે સળગાવે છે. જપની માળા ફેરવે છે; ઉપવાસ કરે છે; અને હિન્દુઓના શ્રાદ્ધની માફક મૂવાની પાછળ 'માસ' નામની ક્રિયા પણ ધર્મગુરુ પાસે કરાવે છે. આ પન્થમાં સંન્યાસનો મહિમા બહુ છેઃ સંન્યાસી જ ધર્મગુરુ થઇ શકે છે. એમાં જૈન અને બૌદ્ધ ધર્મની માફક સાધુ અને સાધ્વીના વર્ગ હોય છે. તેઓ બ્રહ્મચર્ય અને સંન્યાસના ધર્મ પાળે છે.

૪. રોમન કૅથોલિક પન્થના ઈશ્વર અને મનુષ્ય સંબન્ધી થોડાક સિદ્ધાન્તો નીચે પ્રમાણે છેઃ—

(૧) ઈશ્વર નિત્ય, અનાદિ અને અનન્ત છે. એણે પોતાની ઇચ્છામાત્રથી સઘળું સર્જ્યું છેઃ પોતામાંથી બહાર કાઢયું નથી, તેમ પરમાણુ વગેરે બાહ્ય સામગ્રી એકઠી કરીને પણ ઘડયું નથી. એની સ્વતન્ત્ર ઇચ્છાથી, કાંઈ પણ સામગ્રી વિના, એ એણે ઉત્પન્ન કર્યું છે.

(૨) એ પરમાત્મા ત્રણ આત્માનો બનેલો છેઃ પિતા (સ્વર્ગમાં વસતો ઈશ્વર પોતે), પુત્ર (જીસસ), અને પવિત્ર આત્મા (જે મનુષ્ય માત્રના અન્તરમાં રહી એને સન્માર્ગે ચાલવાની પ્રેરણા કરે છે.).

(૩) મનુષ્ય પ્રથમ ઉત્પન્ન થયો ત્યારે (આદમ અને ઇવ રૂપે) નિર્દોષ હતો. પ્રભુની એના ઉપર કૃપા હતી, અને એને સ્વતન્ત્ર ઇચ્છા બક્ષેલી હતી. પણ એ ઇચ્છાનો એણે દુરુપયોગ કર્યોઃ પ્રભુએ એને જે ઝાડનું ફળ ખાવાની મના કરી હતી તે ઝાડનું ફળ શેતાનની શીખવણીથી એણે ખાધું. અને તે દિવસથી એનો પાત થયો, તથા જગતમાં પાપ અને પાપની શિક્ષા મરણ દાખલ થયાં.

(૪) આ પાપવૃત્તિ મનુષ્યમાં જન્મથી જ આવે છે, અને તે ઘણી પ્રબળ છે, તેથી પ્રભુની કૃપા સિવાય એ જીતી શકાતી

નથી. એ પ્રભુની કૃપા મેળવવા માટે દરેક મનુષ્યે પોતાની જાતનું બલિદાન આપવું જોઇએ.

(૫) પ્રભુનો અવતાર જે જીસસ ક્રાઇસ્ટ, તથા એની આજ્ઞાને અનુસરીને જે 'ચર્ચ,' કહેતાં 'ધર્મસંઘ' યાને 'ધર્મકાય' તે સ્થાપવામાં આવ્યો છે. એનો આશ્રય કરવાથી મનુષ્ય પ્રભુની કૃપા મેળવી શકે છે તથા પાપમાંથી તરી શકે છે.

(૬) ચર્ચએ, બૅપ્ટિઝમ વગેરે **સાત સંસ્કાર** દ્વારા, પ્રભુની કૃપા જગતમાં વહેંચે છે.

૫. એ સાત સંસ્કાર નીચે પ્રમાણેઃ (૧) 'બૅપ્ટિઝમ': ખ્રિસ્તી ધર્મ પ્રમાણે દરેક મનુષ્ય પાપ લઇને જ જન્મે છે, એ પાપ આ સંસ્કારવડે ધોવાય છે. (૨) 'પેનન્સ': પ્રાયશ્ચિત્ત. એ વડે જન્મ્યા પછીથી કરેલાં પાપ ધોવાય છે. (૩) 'યૂકેરિસ્ટ': રોટલી અને દારૂનો સંસ્કાર. એ બે પદાર્થો તે 'મારૂં શરીર અને લોહી' છે એમ જીસસ ક્રાઇસ્ટે છેલ્લા વાળુ વખતે કહ્યું હતું, એને અનુસરીને ખ્રિસ્તીઓ એ બે પદાર્થોને ક્રાઇસ્ટના શરીર અને લોહીરૂપે માને છે. (૪) 'કૉન્ફર્મેશન': આ સંસ્કાર બૅપ્ટિઝમને લગતો છેઃ ધર્મગુરુ હાથ મૂકે છે, અને તેથી ખ્રિસ્તી ધર્મનાં કર્તવ્ય કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે એમ મનાય છે. (૫) 'હોલિ ઑર્ડર': ધર્મગુરુનો અધિકાર પ્રાપ્ત કરવાનો સંસ્કાર. (૬) 'હોલિ મૅટ્રિમનિ': લગ્નની પવિત્ર ગાંઠથી બંધાવાનો સંસ્કાર. (૭) 'એક્સ્ટ્રીમ અંક્શન': મરણસમયનો સંસ્કાર.

૧૨.

# રોમન કૅથોલિક પન્થના સાધુઓ.

૧. રોમન કૅથોલિક પન્થમાં વૈરાગ્યની ભાવના જબરી છે. આ જગતના સુખની દરકાર ન કરતાં પરલોક સાધવો એ જ મનુષ્યનું

કર્તવ્ય છે, અને તેમ કરવા માટે માલમિલકત અને ઘરબાર ત્યજી જીસસ ક્રાઇસ્ટની માફક અકિંચન બનીને રહેવું, પરોપકાર કરવો, અને પ્રભુભજનમાં વખત કાઢવો એવો એ ધર્મનો ઉપદેશ છે.

૨. ઇસ્વી સનના તેરમા સૈકામાં આ ખ્રિસ્તી ધર્મમાં ફ્રાન્સિસ્કન અને ડૉમિનિકન એ નામના સાધુઓના બે મ્હોટા વર્ગ ઉત્પન્ન થયા. સેંટ ફ્રાન્સિસ ઑફ ઍસિસિ નામે એક મહાન સાધુના અનુયાયીઓ તે 'ફ્રાન્સિસ્કન' કહેવાયા; અને સેંટ ડૉમિનિક નામે એક સાધુને અનુસરનારા તે 'ડૉમિનિકન' નામે ઓળખાયા. વૈરાગ્ય અને પરોપકારની ભાવના બંનેમાં હતી. પણ ડૉમિનિકન સાધુઓ બહુ ધર્માન્ધ અને તે કારણથી બહુ જુલમી હતા.

---

૧. આ વૈરાગ્યધર્મ હિન્દુ જૈન અને બૌદ્ધોના વૈરાગ્યધર્મ સાથે સરખાવવો.

---

૧૩.

## લ્યૂથર અને પ્રોટેસ્ટન્ટ પન્થ.

૧. ખ્રિસ્તી ધર્મના ઇતિહાસમાં લ્યૂથરનું નામ ઘણું મ્હોટું છે. એ મહાન પુરુષ ઇસ્વી સનના પંદરમા સૈકાને આખરે એક ગરીબ કુટુમ્બમાં જન્મ્યો હતો. એની મા પીઠ ઉપર લાકડાંની ભારીઓ ઊપાડીને લોઢાની ભઠ્ઠીએ વેચવા લઇ જતી, અને એ રીતે કુટુમ્બનું ગુજરાન ચલાવતી. ન્હાનપણમાં લ્યૂથર 'વિદ્યાર્થીના આશીર્વાદ' કરીને પેટપૂર અનાજ મેળવતો અને ભણતો. એનામાં ધાર્મિક વૃત્તિ બહુ તીવ્ર હતી. અને ધાર્મિક જીવન ગાળવાની અનુકૂળતા મળશે એવી આશાથી એ ખ્રિસ્તી સાધુઓના મઠમાં

દાખલ થયો. મનુષ્ય માત્ર પાપી છે અને એ પાપમાંથી કેમ મુક્ત થવું એ વિષેના વિચારમાં એ એટલો બધો લીન રહેતો કે એક વખત તો એ સ્થિતિમાં ત્રણ દિવસ સુધી એની ઓરડીમાં ખાધા પીધા વિના પડી રહ્યો.

૨. આવી ઊંડી ધાર્મિકતાવાળા જીવને ધર્મનો ખોટો ડાળ ગમે નહિ એ સ્વાભાવિક છે. લોકો ઈશ્વરને ભૂલી, સાધુ-સન્તોની પૂજા યાત્રા કરવા લાગ્યા હતા, અને ઈશ્વરની પ્રાર્થના લાટિન ભાષામાં સ્તોત્રો ગડગડાવી જવામાં જ સમાપ્ત થઇ ગણાતી. ચિત્રોની પૂજા કરવી, દેવળ શણગારવામાં અઢળક દ્રવ્ય વાપરવું, સગાંવહાલાંનાં મરણ પાછળ સાધુઓને પૈસા આપી પ્રાર્થનાઓ કરાવવી—ઇત્યાદિ રિવાજો જોઇ એને બહુ કંટાળો આવ્યો. આ અરસામાં એવું બન્યું કે રોમમાં સેંટ પીટરનું દેવળ બાંધવા માટે પોપે (દસમો લીઓ) લોક પાસેથી નાણું એકઠાં કરવા-આટલા પૈસા આપે તેને આ પાપમાંથી મુક્તિ મળે એમ વિવિધ જાતનાં પાપોમાંથી મુક્તિ મેળવવાના ભાવ ઠરાવી-પાપમોચનની પત્રિકાઓ (જેને અંગ્રેજીમાં 'ઇન્ડલજન્સીઝ' કહે છે) કાઢી. અને તે વેચવા એક સાધુને મોકલ્યો. એ સાધુઓએ પત્રિકાઓ વેચીને નાણું એકઠાં કરવા માંડ્યાં. આ જોઇ લ્યૂથરને ઘણો ગુસ્સો આવ્યો, અને વિટનબર્ગના દેવળને બારણે પોતે એક પત્રિકા ચોઢી. અને એમાં આ પાપમોચની પત્રિકાઓનું એણે ખૂબ ખંડન કર્યું. લ્યૂથર અને પોપ વચ્ચે આ સમય (૧૫૧૭)થી દારુણ વાદવિવાદ ચાલ્યો. લ્યૂથરને સઘળી તરેહના ભય દેખાડવામાં આવ્યા, પણ તે સામે એ અડગ રહ્યો, અને પોપની આજ્ઞાપત્રિકા('બુલ')ને એણે લોક સમક્ષ બાળી!

૩. શરૂઆતમાં લ્યૂથર પોપના દ્રવ્યલોભની જ સામે હતો. પણ જતે દહાડે એને મઠના દુરાચારો સામે પણ અત્યન્ત કંટાળો ચઢ્યો. અને પોતે મઠ છોડીને સંસારી થયો, લગ્ન કર્યું. જ્યાં

સુધી લોક ખરો ધર્મ તે શું એ જાતે સમજતા અને વિચારતા નહિ થાય ત્યાં સુધી સ્વાર્થી ધર્મગુરુઓનું જોર ઘટવાનું નથી એમ એને લાગ્યું. અને વળી એમ પણ સમજાયું કે બાઇબલ સિવાયનાં બીજાં–ધર્મગુરુઓનાં–વચનો પ્રમાણ મનાવાથી સઘળો ગોટાળો થાય છે. તેથી એણે આચાર્યોની ટીકાઓ છોડી મૂળ બાઇબલ જ વાંચવું જોઇએ અને તે લોકભાષામાં વાંચવું જોઇએ એમ ઉપદેશ કર્યો. એના ઉપદેશના પ્રચારમાં લ્યૂથરને કેટલાક અમીરોની મદદ મળી. પણ સૌથી મ્હોટી મદદ તો પ્રભુની મળી કે જેણે આ મહાન સુધારક દ્વારા ખ્રિસ્તી ધર્મને તે સમયના દુરાચારના કચરામાથી કાઢ્યો.

૪. લ્યૂથરના ખાસ સિદ્ધાન્તો નીચે પ્રમાણે હતાઃ—

(૧) પ્રભુ ધાર્મિક કર્મકાંડથી નહિ, પણ શ્રદ્ધાથી જ પ્રસન્ન થાય છે. એ શ્રદ્ધા તે જીસસ ક્રાઇસ્ટમાં અને પ્રભુના શબ્દમાં–અન્યમાં નહિ.

(૨) સામાન્ય સન્તોનાં વાક્યો નહિ, તેમ ટીકાકારોની ટીકાઓ નહિ, પણ મૂળ બાઇબલ એ જ પ્રમાણ છે.

(૩) જીસસના બાર શિષ્યો('ઍપોસલ')નો ધર્મ એ જ ખરો ધર્મ છે. પાછળથી ખ્રિસ્તી ધર્મમાં ઘણો ખરો કચરો દાખલ થયો છે.–

(૪) બાઇબલ લોકભાષામાં વાંચવું જોઇએ.

૫. આ નવા ઉપદેશની અને જૂના પન્થની વચ્ચે જે વિરોધ ઉત્પન્ન થયો તે ઉપરથી જર્મનિના રાજાઓએ એક સભા મેળવી આચાર-વિચારનો નિર્ણય કરવાનું ઠરાવ્યું. એ નિર્ણય થતાં સુધી નવો ઉપદેશ ચાલવા દેવો નહિ એ ઠરાવ સામે કેટલાક રાજાઓએ વાંધો—' પ્રોટેસ્ટ '—ઊઠાવ્યો. આ વખતથી ખ્રિસ્તી ધર્મના બે મ્હોટા પન્થો પડી ગયા. સુધારાવાળાનો પક્ષ તે 'પ્રોટેસ્ટ' ઉપરથી પ્રોટેસ્ટન્ટ કહેવાયો, અને જેઓ મ્હોટા તડમાં રહ્યા તેમણે પોતાના પક્ષ માટે ' કૅથોલિક '–સાર્વત્રિક મંડળ–એવું નામ ધારણ કર્યું.

૬. લ્યૂથર પછી, લ્યૂથરના ઈશ્વર–મનુષ્ય–સ્વર્ગ–નરક ઇત્યાદિ વિષેના સિદ્ધાન્તો ઉપર અન્ય સુધારકોએ ઘણા સુધારા કર્યા. અને તેથી ખ્રિસ્તી ધર્મમાં એક પ્રોટેસ્ટન્ટ પન્થમાંથી પણ ઘણા પેટા–પન્થો ઉત્પન્ન થયા છે. પછીના સુધારકોમાં કૅલ્વિન-નું નામ મ્હોટું છે. એનો એક લક્ષણવાળો સિદ્ધાન્ત એ છે કે પ્રભુએ કેટલાકને સ્વર્ગના અને કેટલાકને નરકના અધિકારી નિર્મી મૂકયા છે તેમાં મનુષ્યથી કાંઈ જ ફેરફાર થઈ શકે એમ નથી. રોમન કૅથોલિક સંપ્રદાયમાં સાત સંસ્કાર છે તેને બદલે કૅલ્વિન 'બૅપ્ટિઝમ' અને 'કમ્યૂનિયન' ( યુકેરિસ્ટનો સંસ્કાર, જે વડે મનુષ્યનો જીસસ સાથે સંબન્ધ બંધાય છે) એ બે સંસ્કાર જ માને છે.

૭ આત્મત્રયી ( પિતા પુત્ર અને પવિત્ર આત્મા ), અવતાર (જીસસરૂપે), અને ઋણમોક્ષ (જીસસના મૃત્યુરૂપી બલિદાનથી મનુષ્યજાત પ્રભુના દેવામાંથી છૂટી છે) એ સિદ્ધાન્તો રોમન કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટ પન્થમા સરખી રીતે મનાય છે. પણ હાલમા 'યુનિટેરિયન' નામે એક પન્થ નીકળ્યો છે તે જીસસને ઈશ્વરના પુત્ર કે અવતાર તરીકે ન માનતા, એક પૂર્ણ સદ્દગુણી મનુષ્ય તરીકે જ માન આપે છે.

---

૧ લ્યૂથરના ઉપદેશ વિષે બોલીને, હિન્દુધર્મના 'ભાષાયુગ' નુ વિધાર્થીને સ્મરણ કરાવવુ. તથા દયાનન્દસરસ્વતી સાથે એમની સરખામણી કરવી. 'યુનિટેરિયન પન્થ' બ્રાહ્મસમાજના ઉપદેશને મળતો છે એ તરફ પણ ધ્યાન દેવુ.

---

ઉપસંહાર:—

૧. "એક કુટુમ્બી આપણે, એક પિતા પરિવાર" એ મહાન ઉપદેશ, તથા
૨. પ્રભુને પામવાના સાધનમા પરોપકાર અને ભક્તિનો મહિમા એ બે ખ્રિસ્તી ધર્મના મુખ્ય લક્ષણ છે.

# ઇસ્લામ ધર્મ.

૧.

## ઈસ્લામ અને એનાં શાસ્ત્ર.

૧. મુસલમાનોનો ધર્મ 'ઇસ્લામ.' નામે ઓળખાય છે. 'મુસલમાન'–'મુસ્લિમ' એ શબ્દ જે ધાતુ ઉપરથી આવ્યા છે તે જ ધાતુ ઉપરથી 'ઇસ્લામ'–શબ્દ આવ્યો છે. અને એના અર્થમાં સલામતી, શાન્તિ, એક જ ઈશ્વર તરફ મુખ રાખી એની ભક્તિ કરવી, એને શરણે થવું–વગેરે ભાવ આવે છે. ટૂંકામાં, એનો અર્થ પ્રભુને શરણ જવું એવો થાય છે.

૨. ઇસ્લામ ધર્મના સ્થાપનાર ( હજરત ) મહમ્મદ નામના મહા-પુરુષ ઇસ્વી સનના સાતમા સૈકાની શરૂઆતમાં અરબસ્તાનમાં થઇ ગયા છે. મુસલમાનો એમને ઈશ્વરના 'પયગમ્બર' યાને દૂત તરીકે માને છે, અને એમને 'હજરત' એવું પવિત્રતા-વાચક વિશેષણ લગાડે છે.

૩. ઈશ્વર પાસેથી ગૅબ્રિયલ નામના ફિરસ્તા દ્વારા એમને મળેલું ધર્મપુસ્તક તે 'કુરાન' (=' એકઠું કરવું' વા 'વાંચવું' વાચક અરબી ધાતુ ઉપરથી ) કહેવાય છે. મુસલમાનો એ એક જ પુસ્તકને ખરેખર પ્રમાણરૂપે માને છે. પણ કુરાન સાથે વિરોધ આવતો ન હોય ત્યાં મોઝીઝ અને જીસસનાં વચનને પણ— ઇસ્લામ ધર્મના પ્રાચીન પયગમ્બરનાં વચન તરીકે–માન આપે છે.

૪. કુરાન હજરત મહમ્મદે લખ્યું નહોતું. ઘણે અંશે એમના શિષ્યોએ એ મ્હોડે કરી રાખ્યું હતું, અને કોઇ કોઇ ઠેકાણે એના લખેલા

ટુકડા પડયા હતા—એમાંથી એ હજરત મહમ્મદના અવસાન પછી તૈયાર કરાવવામાં આવ્યું હતું. કુરાનનાં પ્રકરણ 'સુરા' કહેવાય છે. 'સુરા' એટલે ઈંટોની હાર, થર. એ ઈંટોની ગોઠવણીથી કુરાનનું ભવ્ય ચણતર બન્યું છે એમ તાત્પર્ય છે.

૫. ઉપર કહ્યું જેમ ઇસ્લામ ધર્મનું મુખ્ય ધર્મપુસ્તક તો કુરાન જ છે, તથાપિ બીજા ધર્મોમાં થયું છે તેમ આ ધર્મમાં પણ કુરાન ઉપરાંત બીજા કેટલાંક પ્રમાણો મનાયાં છે. તેમાં એક હજરત મહમ્મદ પયગમ્બરની પોતાની રહેણી-કરણી ('સુન્ના') વિષેની લોક સ્મૃતિ ('અલ-હદિથ'). બીજું-'ઇજ્મા' કહેતાં સર્વમાન્ય આચાર-જેમાંના કેટલાક હજરત મહમ્મદના પહેલાંના પણ હોય. અને ત્રીજું-'કિયાસ' યાને દૃષ્ટાન્ત; એટલે કે, અમુક બાબત વિષે કુરાનમાં કે પયગમ્બરના જીવનની સ્મૃતિમાં કે સર્વમાન્ય આચારમાં સ્પષ્ટ ખુલાસો મળતો ન હોય, પણ એને મળતી બાબતનું કાંઇક જોવામાં આવતું હોય તો તે ઉપરથી અનુમાન કરવું તે.

---

૧. આને મળતા હિન્દુધર્મનાં પ્રમાણો યાદ કરવાં.

---

૨.

## હજરત મહમ્મદ પહેલાંની અરબસ્તાનની ધાર્મિક સ્થિતિ.

૧. હજરત મહમ્મદ પહેલાંનો સમય-જેને ઇસ્લામ ધર્મનાં પુસ્તકમાં 'અજ્ઞાનનો જમાનો' કહે છે-તેમાં જંગલી પ્રજાના ધર્મનું અને અધમ અવસ્થામાં પડેલા યાહુદી અને ખ્રિસ્તી ધર્મનું મિશ્રણ જોવામાં આવે છે.

અરબલોકોની જાતવાર જુદી જુદી ટોળીઓ હતી, દરેક ટોળીનો પોતપોતાનો દેવ હતો, અને એ દેવની પત્થરની મૂર્તિઓ તેઓ પૂજતા. જાદુ શુકન તથા ભૂત–પ્રેત માનતા, તથા મૂએલા માણસની પાછળ જંગલી રીતનું શ્રાદ્ધ પણ કરતા. તેઓના દેવની ૩૬૦ મૂર્તિઓ હતી એમ કહેવાય છે. અને વર્ષના દિવસની સંખ્યા પણ એ જ છે, તે ઉપરથી અનુમાન થાય છે કે તેઓ મૂળ, સૂર્ય વગેરે આકાશનાં જ્યોતિઓની ઉપાસના કરતા હશે.

. ઇસ્લામ ધર્મ પ્રમાણે હજરત મહમ્મદના પહેલાં ચાર ‘ ઇલહામી મજહબ ’ યાને સત્ય ધર્મ થઇ ગએલા ગણાય છેઃ (૧) ‘ મજહબે સાબેઈન ’ ( સેબિયન ધર્મ ), (૨) ‘ મજહબે ઇબ્રાહિમી ’ : ઍબ્રહમે ઉપદેશેલો ધર્મ, ( ૩ ) યાહુદી ધર્મ, અને ( ૪ ) ઇસ્વી એટલે કે ઇસુનો ધર્મ. મજહબે સાબેઇન મૂળ સારો હતો, પણ પાછળથી એમાં ગ્રહ અને તારાની ઉપાસના દાખલ થઇ; અને ( અરબસ્તાનમાં ) યાહુદી અને ખ્રિસ્તી ધર્મમાં પણ અધમતા દાખલ થઈને ઍબ્રહમ, મોઝીઝ, જીસસ અને મેરીની મૂર્તિઓ પૂજાવા લાગી–એમ ઇસ્લામ ધર્મનું કહેવું છે.

. આ સર્વ મૂર્તિપૂજા સાથે જે પુષ્કળ વહેમ અનીતિ અને નિર્લજ્જતા જોડાયાં હતાં એ સર્વને તળીઆઝાટક કાઢી નાંખવાનું માન હઝરત મહમ્મદ પયગમ્બરને છે.

૩.

# હજરત મહમ્મદ—પયગમ્બરનું જીવનચરિત્ર.

૧. ઇસ્વી સન ૫૭૦ ના ઑગસ્ટ માસની તારીખ ૨૯ મીને સોમવારને દિવસે પ્રાતઃકાળમાં મક્કા (અરબસ્તાન) શહેરમાં હજરત મહમ્મદનો જન્મ થયો હતો. 'મહમ્મદ'–('મોહમ્મદ') શબ્દનો અર્થ વખણાએલ, પ્રતાપી, નામાંકિત એવો થાય છે. મહમ્મદ પયગમ્બર માતાના ઉદરમાં હતા તેવામાં જ એમના પિતા ગુજરી ગયા, અને એ છ વર્ષના થતામાં એમનાં માતા આમિના બીબીએ પણ સ્વર્ગવાસ કર્યો. હજરત મહમ્મદને એમના દાદાએ ઉછેર્યા. બે ત્રણ વર્ષમાં દાદા પણ ગત થઇ ગયા, અને જતી વખતે પોતાના દીકરા હજરત અબુ તાલિબને બાળકની સંભાળ સોંપતા ગયા. હજરત મહમ્મદ કાકાની દેખરેખ નીચે મ્હોટા થયા. એ ન્હાનપણથી જ હોંશિયાર અને બાહોશ હતા, પરંતુ હાલમાં આપણે જેને પુસ્તકની કેળવણી કહીએ છીએ તે તેમને જરા પણ મળી નહોતી. (સૈયદ અમીરઅલી કહે છે તેમ 'અભણ પયગમ્બર' નો મહાન ઇલ્કાબ હજરત મહમ્મદનો જ છે.) લાયક ઉમ્મરના થયા ત્યારે તેઓ એમના કાકાની સાથે સીરિયા તરફ વ્હેપારની સફરે ગયા આ સફરમાં તેમણે વ્હેપારના કામમાં સારો અનુભવ મેળવ્યો, અને પ્રમાણિકપણા માટે એવું નામ પ્રાપ્ત કર્યું કે લોકો એમને 'અલ–અમીન' (સત્યનિષ્ઠ, ઇમાનદાર) કહી ઓળખવા લાગ્યા.

૨. મક્કામાં આ વખતે કુરેશી કુટુમ્બનાં ખદીજા બીબી કરીને એક વિધવા બાઇ હતાં, એમનો સીરિયા સાથે પુષ્કળ વ્હેપાર ચાલતો. કાકાની આજ્ઞાથી હજરત મહમ્મદ એમને ત્યાં ગુનીમ રહ્યા. એ સ્થાને એમને એવું સારૂં કામ કર્યું કે એ સીરિયાથી પાછા ફર્યા તે વખતે ખદીજા બીબીએ–એમના પ્રમાણિકતા વગેરે ગુણથી આકર્ષાઇ–એમને પરણવા ઇચ્છા બતાવી અને પરણ્યાં.

હજ઼રત મહમ્મદને દિનપરદિન પ્રભુની લગની વધતી ગઇ. એક રાત્રે તેઓ પાસેના પર્વતની ગુફામાં પ્રભુનું ચિન્તન કરતા પડયા હતા, ત્યાં એક દિવ્ય પુરુષે એમની સમક્ષ આવી કહ્યું "વાંચ." ફરી કહ્યું: "વાંચ." હજ઼રતે જવાબ દીધો: "મને વાંચતાં નથી આવડતું." ફિરશ્તાએ કહ્યું: "ખુદા તાલા-(પરમેશ્વર) નું નામ દઇને વાંચ." અને પછી, "તું ખુદા-તાલાનો પયગમ્બર થયો છે." એટલું કહી એ ફિરશ્તો ઊડી ગયો. હજ઼રત મહમ્મદે ગભરાતે હૃદયે બીબી ખદીજા પાસે જઇને કહ્યું: "ઓ ખદીજા! મને કાંઇક થયું!" બીબી ખદીજાએ સઘળી હકીકત સાંભળી, અને એમના હૃદયનું સાન્ત્વન કરીને કહ્યું: "પ્રાણનાથ! તમે જરૂર પયગમ્બર થશો." કેટલાક દિવસ પછી હજ઼રત મહમ્મદને ફરી એવો જ અલૌકિક અનુભવ થયો. અને સત્ય ધર્મ ઉપદેશવાની પોતાને પ્રભુની આજ્ઞા થઈ છે એમ એમને લાગ્યું. આ વખતથી એમણે પયગમ્બર (પ્રભુનો સન્દેશ લાવનાર દૂત)નું કામ શરૂ કર્યું.

૪. ઈશ્વર એક છે, અને એ જ પૂજ્ય છે એ સિદ્ધાન્ત ઉપર એમણે ભાર મૂકયો. મક્કાના મૂર્તિપૂજકો એમના ઉપદેશથી બહુ ચીઢાયા, અને એમને મારી નાંખવા સુધીના ઉપાયો કરવા લાગ્યા. પણ હજ઼રત મહમ્મદે, "કદી સૂર્ય મારી જમણી બાજુએ અને ચન્દ્ર મારી ડાબી બાજુએ આવીને મને અટકાવે તો પણ હું અટકવાનો નથી." એમ નિશ્ચય કરી, પોતાનો ઉપદેશ જારી રાખ્યો. ધીમે ધીમે પ્રથમ એમનાં સગાં વહાલાં અને પછી બીજા લોકો એમના પન્થમાં ભળ્યા. થોડાક વખત પછી ખદીજા બીબી ગુજરી ગયાં, અને આયેશા નામે એક કુમારિકાને મહમ્મદ પયગમ્બર પરણ્યા.

૫. ઇ. સ. ૬૨૨ માં મક્કાના લોકોના જુલમ તથા કલેશથી કંટાળી હજ઼રત મહમ્મદ, એમના શિષ્ય અને સસરા (આયેશા બીબીના પિતા) અબુબકરને લઇ મદીના તરફ જવા નીકળ્યા.

રસ્તામાં બંને જણ એક ગુફામાં રહ્યા. ત્યાં શત્રુઓ ખોળ કરતા ગુફાના દ્વાર સુધી આવી પહોંચ્યા. અબુબકરે એઓને જોયા અને ચિન્તાતુર થઇ હજરત મહમ્મદને કહ્યું: " હજરત ! શત્રુઓ ઘણા છે અને આપણે બે જ છીએ. " ત્યારે હજરતે ગંભીરપણે જવાબ આપ્યો: " આપણી સાથે ત્રીજો ખુદા પણ છે, અને એ જ આપણો રક્ષણકર્તા છે. " ત્યાં બન્યું એવું કે ગુફાને મ્હોંએ કરોળીઆએ જાળ બાંધી, તેથી શત્રુઓને લાગ્યું કે આ ગુફામાં તો કોઈ ગયું ન જ હોવું જોઇએ. આ પ્રમાણે ત્રણ દિવસ અરણ્યમાં કાઢીને, હજરત મહમ્મદ મદીના પહોંચ્યા. આ એમનું મક્કા છોડીને મદીના તરફ નીકળી જવું તે 'હિજરત' કહેવાય છે, અને આ હિજરતની તારીખથી મુસલમાનોનો સંવત શરૂ થાય છે તેથી તે ' હિજરી ' (' હિજરત ' ઉપરથી અપભ્રંશ ) એવે નામે ઓળખાય છે.

૬. મદીનાના લોકોએ ઇસ્લામ ધર્મને સારો સત્કાર આપ્યો. આસપાસની વસ્તી સાથે લઢાઇઓ તો ઘણી થઈ, પણ આખરે ઇસ્લામ ધર્મનો વિજય થયો. મક્કાના લોક સાથે દસ વર્ષની સુલેહ થઇ. તેનો લાભ લઇ મ્હોટા કાફલા સાથે હજરત મહમ્મદ મક્કે *કાબા શરીફની યાત્રાએ આવ્યા. રખેને એમના સંગથી દૂષિત થઇએ એમ ધારીને મક્કાના કુરેશીઓ ગામ બહાર પર્વત ઉપર જઇને વસ્યા. ત્યાંથી એમણે ઇસ્લામીઓની ઉમદા રીતભાત જોઈ, તેથી એમનું મન પીગળ્યું. મહમ્મદ પયગમ્બરના પાછા ફરતા પહેલાં તેઓ મક્કામાં ગયા, અને ઘણાએ એમનો ધર્મ સ્વીકાર્યો.

૭. પણ આખરે મક્કાના લોકોએ સુલેહ ન પાળી. મહમ્મદ પયગમ્બરને એમના ઉપર ચઢાઇ કરવી પડી. ઇ. સ. ૬૩૦ માં એમણે

* આ એક કાળો પત્થર હતો, અને બહુ પ્રાચીન કાળથી એની પૂજા ચાલતી. હજરત મહમ્મદે મૂર્તિપૂજાનું ખંડન કર્યું પણ કાબા શરીફની પૂજા અને યાત્રા કાયમ રાખી

મક્કા લીધું. પણ એક પણ ઘર લૂટયું નહિ, અને માણસને હેરાન કર્યું નહિ. પણ કાબા શરીફના ધામમાં એકઠી કરેલી સઘળી મૂર્તિઓ તોડી નાંખી.

૯. ઇસ્લામ ધર્મ સારી રીતે જામ્યો. અરબસ્તાન બહાર પણ એની અસર પહોંચી. ઇ. સ. ૬૩૨ ના જૂન માસની તા. ૮ મીને સોમવારે બીબી આયેશાના ખોળામાં માથું મૂકીને પ્રભુની બંદગી કરતાં કરતાં હજરત મહમ્મદે આ ફના દુનીઆ છોડી, અને એમનો આત્મા પ્રભુના સાંનિધ્યમાં દાખલ થયો.

---

૪.

## ઈમાન.

૧. ઇસ્લામ ધર્મનાં બે અગ છેઃ (૧) ઇમાન અને (૨) દીન. (૧) 'ઇમાન' એટલે માનવું, શ્રદ્ધા રાખવી; અને (૨) 'દીન' એટલે એને ઘટતાં, ધર્મમાં ફરમાવેલાં, કર્મ કરવાં.

૨. ઇમાનમાં છ વિષયની શ્રદ્ધાનો સમાવેશ થાય છેઃ—
(૧) ઈશ્વર, (૨) ફિરસ્તા, (૩) કુરાન શરીફ, (૪) પયગમ્બર, (૫) કયામત (સૃષ્ટિને છેલ્લે દિવસે થવાનો ન્યાય.) અને (૬) કિસ્મત (પ્રભુ–ઇચ્છા, જે વડે મનુષ્યનું ભાગ્ય નિર્માય છે તે.)

૩. હવે આ છ વાનાં સંબન્ધી ઇસ્લામ ધર્મના શા સિદ્ધાન્ત છે એ ટૂંકામાં જોઇ જઇએઃ—
(૧) ઇશ્વર એક છે, નિત્ય છે; ચેતન છે, સર્વજ્ઞ છે, સર્વશક્તિમાન છે; સ્વતન્ત્ર ઇચ્છાવાળો છે; એ સઘળું સાંભળે છે, સઘળું જૂએ છે, અને વાણીવાળો છે. એનાં ત્રણ હજાર નામ છે–એમાંનાં ૯૯ કુરાનમાં પ્રકટ થયાં છે.

(૨) ફિરસ્તાઓ ખાતા પીતા નથી, અને તેઓમાં સ્ત્રી-પુરુષ એવી જાતિ પણ નથી. પણ તેઓમાં ન્હાના-મ્હોટાનો ક્રમ છે. કેટલાક પ્રભુનું સિંહાસન ઊપાડે છે, કેટલાક એની સ્તુતિ કરે છે; ગૅબ્રિઅલ કરીને એક ફિરસ્તો છે તેણે હજરત મહમ્મદને કુરાન આપ્યું; બીજો એક જગતનું રક્ષણ કરે છે; વળી એક ફિરસ્તો મૃત્યુનો છે, અને એક કયામત વખતે દેખરેખ રાખવા માટે છે. દુષ્ટમાં દુષ્ટ ફિરસ્તો તે ઇબ્લિસ યા શએ(શે)તાન છે. આ ફિરસ્તાઓ ઉપરાંત—ફિરસ્તાઓ અને મનુષ્યની વચ્ચે 'જિન' નામનો વર્ગ છે. આ જિન તે પિશાચાદિક-તેઓમાં સ્ત્રી અને પુરુષ એવી બે જાતિ છે.

(૩) **કુરાન શરીફ**: ઈશ્વરે મનુષ્યને જુદે જુદે વખતે મળી ૧૦૪ ધર્મગ્રન્થો પ્રકટ કર્યા છે. તેમાંના સો નષ્ટ થઈ ગયા છે, અને માત્ર ચાર જ રહ્યા છેઃ (૧) મોઝીઝનું 'તઉરાત' યા 'પેન્ટાટયૂક,' (૨) ડેવિડનાં સામ (ગીત), (૩) જીસસનું 'ઇંજિલ' યા ગૉસ્પેલ (સુવાર્તા) અને (૪) હજરત મહમ્મદને મળેલું કુરાન. તેમાંના પહેલા ત્રણમાં પાછળથી બહુ બગાડ દાખલ થઇ ગયો છે. સૌથી કુરાન શ્રેષ્ઠ છે, અને એને ઇસ્લામ ધર્મમાં માનવાચક 'શરીફ' શબ્દ લગાડીને 'કુરાન શરીફ' કહેવામાં આવે છે.

(૪) **પયગમ્બરો પાંચ** છેઃ (૧) નોહા, (૨) ઍબ્રહમ, (૩) મોઝીઝ, (મૂસા) જીસસ (ઇસુ), અને (૫) હજરત મહમ્મદ. જીસસ તે ઇસ્લામ ધર્મ પવિત્ર માને છે, પણ એ પ્રભુનો પુત્ર છે એ વાદ નાકબૂલ કરે છે. સર્વે ઈશ્વરના 'પયગમ્બર' યાને દૂતો છે, પણ તેમાં હજરત મહમ્મદ એ સૌથી છેલ્લા હોઈ, ધર્મના વિષયમાં સૌથી છેલ્લી છાપ એમની વાગી છે.

(૫) **કયામતઃ** કબરમાં જે શબને સૂવાડવામાં આવે છે તેને ઇઝરઇલ નામનો ફિરસ્તો પોતાના તાબામાં લે છે, અને છેવટ ના ન્યાયને દિવસે કબરમાંથી જ્યારે સઘળાં શબ ઊભાં થાય છે ત્યારે પાપ-પુણ્યનો જવાબ લેવા જે બે ફિરસ્તા

આવે છે તેને એ સોંપી દે છે. સારાં કર્મ કરનારને સ્વર્ગના બગીચામાં લઈ જવામાં આવે છે અને ખોટાં કર્મ કરનારને 'જહન્નમ'(જાહનમ) યાને નરકની ધગધગતી ખાઇમાં નાંખે છે. (૬) કિસ્મતઃ પ્રભુની ઇચ્છાથી મનુષ્યનાં સઘળાં સુખ દુઃખ નક્કી થઇ ચૂક્યાં છે.

---

૫.

## દીન.

૧. 'દીન' એટલે કે ધર્મનું આચરણ, તેના ઇસ્લામ ધર્મમાં પાંચ 'રૂકન' કહેતાં સ્તમ્ભ ગણાવ્યા છેઃ
(૧) 'કલ્મો' (૨) 'નમાઝ' (૩) 'રોજા' (૪) 'ઝકાત' વગેરે દાન, અને (૫) 'હજ્જ' યાને યાત્રા.

૨. "ઇશ્વર એક છે, અને હઝરત મહમ્મદ એના પયગમ્બર છે." એ મન્ત્રનો ઉચ્ચાર કરવો, અને એમાં જણાવેલી વાત ઉપર શ્રદ્ધા રાખવી એ દરેક મુસલ્માનની પહેલી ફરજ મનાય છે. આ મન્ત્રોચ્ચારને 'કલ્મો પઢવો' કહે છે.

૩. ઇસ્લામનો બીજો સ્તમ્ભ 'નમાઝ' એટલે કે પ્રભુને નમવું, પ્રભુની સ્તુતિ કરવી. તે દિવસમાં પાંચ વખત કરવાની હોય છેઃ (૧) સૂર્યોદય પહેલાં, (૨) બપોર થયા પછી તુરત, (૩) સૂર્યાસ્ત થતાં પહેલાં, (૪) સૂર્યાસ્ત થયા પછી તુરત, અને (૫) રાત્રિ પડ્યા પછી. મુસાફરીના, બિમારીના, અથવા ભયના વખતમાં નમાઝ માટે કેટલીક સરળતા કરી આપવામાં આવી છે, પણ તે તરછટ માફ કરી નથી.

ઇસ્લામ ધર્મમાં હિન્દુ અને પારસી ધર્મની માફક સ્વચ્છતા ઉપર બહુ ધ્યાન આપવામાં આવે છે. અને તે માટે 'વઝુ'

કરીને, એટલે કે કોણી સુધી હાથ પગ ધોઇ, કોગળા કરી, નાક સાફ કરી, મસ્તક કાન ગરદન વગેરે સ્થળે પાણી અડાડી, એમ સઘળો દેહ પવિત્ર કરી, નમાઝ કરવાની આજ્ઞા છે. અને તે કરતી વખતે મક્કા સામું ( હિન્દુસ્થાનમાં, પશ્ચિમે ) મ્હોં રાખવાનું હોય છે.

૪. ઇસ્લામનો ત્રીજો સ્તમ્ભ–' રોઝા ' કહેતાં ઉપવાસ છે. તે ખાસ કરીને રમઝાન મહિનામાં પાળવામાં આવે છે. રોઝામાં દિવસે ખાવા–પીવાની સખ્ત મના છે; એટલુંજ નહિ, પણ અપશબ્દ બોલવાની કે કામ ક્રોધ લોભ વગેરે વિકારો ઉત્પન્ન થાય એવી વાતચિત કરવાની પણ ના છે.

૫. ઇસ્લામનો ચોથો સ્તમ્ભ '<u>ઝકાત</u> ' વગેરે દાન યાને <u>ખેરાત</u> છે. ગરીબોને મદદ કરવી, મસજિદ ધર્મશાળા જળાશય વગેરે બંધાવવા માટે પોતાની પૂંજીનો અમુક ભાગ કાઢવો–વગેરે ઝકાત કહેવાય છે. તે ઉપરાંત બીજા પણ દાનના કેટલાક પ્રકાર છે.

૬. ઇસ્લામનો પાંચમો સ્તમ્ભ ' <u>હજ્જ</u> ' એટલે કે યાત્રા છે. હજ્રત મહમ્મદે મૂર્તિઓનું ખંડન કર્યું, તથાપિ મક્કામાં પ્રાચીન કાળથી ' કાબા ' નામનો એક કાળો પત્થર પૂજાતો તેની યાત્રા કાયમ રાખી. એટલુંજ નહિ પણ એ યાત્રા કરવાની દરેક મુસલ્માનની ફરજ ઠરાવી. એ યાત્રાની રીત એવી છે કે મક્કા પાંચ છ માઇલ દૂર રહે એટલે ગુચ્છ કરી હાજી( યાત્રાળુ )નાં વસ્ત્ર પહેરી, ઉઘાડે પગે મક્કાની મસજીદે જવું, ત્યાં કાબા શરીફની સાત વાર પ્રદક્ષિણા કરવી, પાસેના પર્વત ઉપર ચઢવું, અને પછી ત્રણ દિવસ પાછા મક્કામાં રહી, મદિને જઇ હજ્રત મહમ્મદની કબરની બંદગી કરવી.

---

૧. 'આને મળતા અન્ય ધર્મના–ખાસ કરીને હિન્દુ ધર્મના–વિધિ સંભારવા.

૬.

# ઇસ્લામ ધર્મના પન્થો.

હજરત મહમ્મદે ઇસ્લામ ધર્મ સંબન્ધી એવું ભવિષ્ય ભાખ્યું કહેવાય છે કે એ ધર્મના ૭૩ પન્થ પડશે. આનો અર્થ ઘણા પન્થો પડશે એટલો જ કદાચ હશે. પરંતુ પાછળથી જે પન્થો પડયા તેની સંખ્યા આ સંખ્યા સાથે બંધબેસતી કરવામાં આવે છે. વળી, ખરૂં જોતાં, આ સઘળા પન્થોમાં ખરા ધાર્મિક મતભેદ તો થોડાક જ છે.

ઇસ્લામ ધર્મના મુખ્ય પન્થ બે છેઃ (૧) 'સુન્ની' અને અને (૨) શિયા. 'સુન્ના' એટલે હજરત મહમ્મદ સંબન્ધી સાચવી રાખેલી વાર્તાઓ, સ્મૃતિઓ; નિયમ વા ધારા. એ ઉપરથી 'સુન્ની' શબ્દ થયો છે, અને એનો અર્થ સંપ્રદાયને અનુસરનાર, સ્માર્ત એવો થાય છે. ઇરાન, અને હિન્દુસ્થાનનો કેટલોક ભાગ–તે સિવાય સર્વત્ર મુસલમાન દેશમાં આ પન્થ જ ચાલે છે. હજરત મહમ્મદના ગુજરી ગયા પછી અબુબકર, ઓમર, અને ઓથમાન–એ ત્રણ ખલીફો એક પછી એક લોકસંમતીથી ધર્મની ગાદીએ આવ્યા, એમને સુન્ની પન્થવાળાઓ માને છે.

આખું ઇરાન, અને હિન્દુસ્થાનના મુસલમાનોનો લગભગ ત્રીજો ભાગ શિયા–પન્થી છે. 'શિયા' એટલે પક્ષકાર; હજરત પયગમ્બરના કુટુમ્બના પક્ષકાર. આ લોકો હજરત મહમ્મદના ભત્રીજા અને આદ્ય શિષ્ય અલિ–જે હજરત મહમ્મદ અને બીબી ખદીજાની દીકરી બીબી ફાતીમા સાથે પરણ્યા હતા–એમને જ હજરત મહમ્મદની ગાદીના ખરા વારસ ગણે છે. અને હજરત અલિ ખલીફની ગાદીએ આવ્યા તે પહેલાંના ઉપર કહેલા ત્રણ ખલીફોને ગાદીનો અધિકાર નહોતો એમ કહે છે. હજરત અલિ અને એમના અગીઆર વંશજો મળી બાર 'ઇમામ' યાને ધર્મ-

ગુરુ કહેવાય છે. તેમાં હજરત અલિને તો લગભગ હજરત મહમ્મદ જેટલું જ માન આપવામાં આવે છે.

૪. શિયાઓમાંથી 'સુફી' નામે એક પેટા-પન્થ નીકળ્યો છે. 'સુફી' એટલે શુદ્ધ, જ્ઞાની; અગર, જેણે ઊનનાં-ફકીરીનાં-વસ્ત્ર ધારણ કર્યાં છે તે. સુફીઓ વૈરાગ્યની ભાવના આચરે છે, અને હિન્દુ ધર્મના અદ્વૈત-પન્થને મળતા સિદ્ધાન્તો માને છે: જેમકે, ખુદા એક છે, એનું જ તેજ આ સૃષ્ટિમાં અને મનુષ્ય આત્મામાં પ્રકટ થાય છે; એની સાથે પ્રેમલક્ષણા ભક્તિથી જ મનુષ્ય એકતા પ્રાપ્ત કરે છે—ઇત્યાદિ.

---

૭.

# ઊતારા.

૧. તમારો ઇશ્વર એક છે; એ કૃપાળુ, દયાળુ, ઇશ્વર સિવાય બીજો ઇશ્વર નથી.

૨. ખરેખર, આ આકાશ અને પૃથ્વીની સૃષ્ટિ, રાત્રિ અને દિવસની ઘટમાળ, સમુદ્રમાં વહાણનું દોડવું, આકાશમાંથી (વૃષ્ટિરૂપે) પાણીનું પડવું, અને તે થકી મરી ગએલી પૃથ્વીનું ફરી જીવતાં થવું, અને સર્વ જાતનાં પશુઓનું ચોતરફ ફરવું, પવનનું આમ તેમ વાવું, અને આકાશ અને પૃથ્વી વચ્ચે વાદળાંએ સેવા કરવી—એ સમજે તેને (પ્રભુનાં) ચિહ્નરૂપ છે.

૩. એ રહવાર કરે છે અને રાત્રિની શાન્તિ બનાવે છે. ચન્દ્ર અને સૂર્ય વડે (રાત અને દિવસની) એ ગણતરીઓ કરે છે—એ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પ્રભુની આજ્ઞા છે. જમીન અને દરિઆના અન્ધકારમાં તમને દોરવા માટે એણે તારા બનાવ્યા છે. આકાશમાંથી જળ એ મોકલે છે. એના વડે આપણે સઘળું

ઊગાડીએ છીએ, આપણે વનસ્પતિ ઊપજાવીએ છીએ, અને કણુસલામાં ભરેલું ધાન્ય ઉત્પન્ન કરીએ છીએ. ખજૂરી ઉપર આપણે ઝાલી શકીએ તેમ ખારેકના ઝુમખાં બાઝે છે, દ્રાક્ષ અને દાડમડીની વાડીઓ પાકે છે અને એને ફળ આવે છે ત્યારે તે સર્વ કેવાં સુન્દર લાગે છે!—જેઓ શ્રદ્ધાવાળા છે તેમને માટે એમાં ઇશ્વરનાં ચિહ્નો તમે જોશો.

૪. પૂર્વ અને પશ્ચિમ ઈશ્વરનાં છેઃ અને જે તરફ તમે ફરો તે તરફ ઈશ્વરનું મુખ છે. ખરેખર, ઈશ્વર સઘળું સમજે છે, અને જાણે છે.

૫. તમે પૂર્વ કે પશ્ચિમ તરફ તમારાં મુખ ફેરવો તેમાં ધર્મ રહ્યો નથી–પણ જે ઇશ્વરને માને છે; કયામતનો (ન્યાયનો છેલ્લો-) દિવસ માને છે; ફિરસ્તાને માને છે; ધર્મગ્રન્થને માને છે; પયગમ્બરને માને છે; અને જે ઇશ્વર ઉપર પ્રીતિથી પોતાનાં સગાંને, અનાથ બાલકને, ગરીબને, મુસાફરને, ભીખારીને, બન્દીવાનને ધન આપે છે; જે પ્રભુની બંદગીમાં દૃઢ છે, અને દાન કરે છે; કર્યો કરાર ખાતરીથી પાળે છે; દારિદ્રય દુઃખ અને જુલમના વખતમાં જે સહનશીલ છે—એ જ ખરો ધર્મ સમજે છે. એ જ સાચા છે, અને એ જ પ્રભુથી બ્હીનારા છે.

૬. એક ખુદા સિવાય બીજો ખુદા નથી. તે એકલો જ પૂજવાને લાયક છે. તેના સિવાય બીજો કોઇ ઉદ્ધાર કરનાર નથી. મનુષ્ય-હત્યા અને વ્યભિચાર છોડો, સ્ત્રીઓ ઉપર જુલમ કરવો મૂકી દો, અને માત્ર એક નિરાકાર કિરતારની બંદગી કરો. હે ગૃહસ્થો! હું આશા રાખું છું કે મારૂં કહેવું આજે તમે સઘળા ધ્યાન દઇને સાંભળશો. પ્રથમ હું તમને કહું છું કે જેવી રીતે આ વખત હું તમારી સાથે આવ્યો છું તેવો ફરી આવવાનો નથી. તમારી મિલકત પવિત્ર છે. તેને હમેશાં એવી જ સમજો. તેનો કોઇ દિવસ ગેર ઉપયોગ કરશો નહિ. અને આ (રમજાન) મહિનો પવિત્ર સમજજો.

તમારે બધાઓને ખુદાની આગળ જવું પડશે, અને તમે જે કાંઇ

કર્યું હશે, તેનો તેના હુકમ પ્રમાણે જવાબ આપવો પડશે. ખુદાએ બધળાઓને વારસો નક્કી કરી આપ્યો છે. વારસાનો હક નાબુદ થઇ શકતો નથી. પહેલાના અજ્ઞાન લોકો ખુનનો બદલો ખુનથી લેતા હતા તે હવે લેવાનો નથી.

તમારામાં પુરુષોના હક કાયમ છે, તેમ જ સ્ત્રીઓના હક પણ કાયમ છે. તમે સ્ત્રીઓ ઉપર માયા રાખજો અને તેમની સાથે સારી રીતે ચાલજો. ગુલામોને પણ જે ખોરાક તમે ખાઓ તે તેમને ખવરાવજો. તેઓ કરી શકે એવું કામ તેમની પાસે કરાવશો નહિ. જો સખત કામ કરાવવું હોય તો તમે તેમને જાતે મદદ કરવા લાગજો. દહાડામાં ૭૦ વખત ગુલામને માફી આપવી જોઇએ. કારણ કે તેઓ પણ તમારા માલીક–ખુદા–ના બંદા છે. તેમના ઉપર સખતી કરવી દુરસ્ત નથી. ગુલામોને છૂટા કરવા એના કરતાં બીજી કોઇ ચીજ ખુદાને વધારે પસંદ નથી. હું જે કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળજો, અને તે પ્રમાણે ચાલજો. તમે બધા મુસલમાનો એક બીજાના ભાઇ છો.

કોઇ દિવસ ગેરઇન્સાફ તરફ જશો નહિ. હું તમારી પાસે એવી ચીજ મૂકી જાઉં છું કે જો તેને વળગી રહેશો તો કદી ભૂલા પડશો નહિ. એ કુરાનનું પુસ્તક છે.

નેકી, દયા અને સંપ એ ત્રણ ચીજો અન્તઃકરણને શુદ્ધ કરનારી છે. તેનું સેવન કરજો, અને જે લોકો અહિં ન આવી શકયા હોય તેમને આ હકીકત સંભળાવજો કે તેઓ પણ ફાયદો મેળવવા ભાગ્યશાળી થાય.

[ કુરાન શરીફ વગેરે. ]

---

ઉપસંહાર—

૧. પરમેશ્વર એક છે, અને મનુષ્ય માત્ર સરખાં છે — એ સાદુ પણ મ્હોટું સત્ય ઇસ્લામ ધર્મે ઉત્તમ રીતે આગળ પાડયું છે

---

# બૅબિલોનિયાનો ધર્મ.

૧.

## બૅબિલોનિયા અને ઍસીરિયાનો ધર્મ.

૧. અત્યાર સુધી આપણે જે ધર્મ જોયા તે હિન્દુસ્થાનમાં હાલ જે લોક વસે છે તેમના ધર્મ હતા. હવે આપણે હિન્દુસ્થાનની બહારના જે ધર્મ કદી હિન્દુસ્થાનમાં પ્રવેશ પામ્યા નથી તે ઉપર આવીએ. એ ધર્મ નીચે પ્રમાણેઃ—

(૧) પ્રાચીન બૅબિલોનિયા અને ઍસીરિયાનો ધર્મ.
(૨) ,, ઇજિપ્ટનો ધર્મ.
(૩) ,, ગ્રીસનો ધર્મ.
(૪) ,, રોમનો ધર્મ.
(૫) ચીનનો ધર્મ.
(૬) જાપાનનો ધર્મ.

૨. આ ધર્મોમાં બૅબિલોનિયા અને ઍસીરિયાનો ધર્મ સૌથી જૂનો હોઇ, સૌથી પહેલો લેવા જેવો છે. એ ધર્મે ઇજિપ્ટના ધર્મ ઉપર અસર કરી છે, અને છેક ચીનના પ્રાચીન ધર્મ સાથે પણ એને સંબન્ધ હોય એમ લાગે છે. બૅબિલોનિયાના ઉત્તર વિભાગમાં ઍકેડિયન અને દક્ષિણ વિભાગમાં સુમેરિયન નામના તુરેનિયન જાતિના લોક વસતા, તેમનો અમુક મૂળ ધર્મ હતો; તેમાં બૅબિલન સેમેટિક જાતિના લોકને તાબે ગયું તેથી કેટલાક ફેરફાર પણ થયા. એ મૂળ ધર્મ અને તેમાં ફેરફાર થઇને જે ધર્મ થયો તેને આપણે બૅબિલોનિયા અને ઍસીરિયાના પ્રાચીન ધર્મ તરીકે ઓળખીશું, અને એ તરફ થોડી નજર ફેરવીશું.

૩. આ ધર્મના આદિકાળમાં એક માન્યતા એવી હતી કે આ જગતના પ્રત્યેક પદાર્થમાં જુદા જુદા 'ઝી' યાને દેવ વસે છે અને એવા દેવથી આ જગત્ ભરેલું છે. સર્વ પ્રકારનાં દુઃખો અને વ્યાધિઓ એ દેવ કરે છે. અને એ દેવને **જાદુમન્ત્રથી** વશ કરી શકાય છે.

૪. વળી આ ઉપરાંત પ્રાણિપૂજા એ પ્રાચીન બૅબિલોનિયન ધર્મનું બીજું લક્ષણ છે. વૃષભ ગરુડ વગેરે પ્રાણીઓ (પશુ–પંખી) પવિત્ર મનાતાં તથા દેવરૂપે પૂજાતાં. પ્રથમ પ્રાણીઓના આકારના, પછી અર્ધ–પ્રાણી અને અર્ધ–મનુષ્ય એવા આકારના, અને છેવટે પ્રાણી ઉપર બેઠેલા અથવા એના ચિહ્નવાળા મનુષ્યના આકારના દેવની પૂજા–એમ એ પૂજામાં ધીમે ધીમે ફેરફાર થયો હશે એમ લાગે છે.

૫. જુદાં જુદાં ગામોનાં જુદાં જુદાં પવિત્ર પ્રાણી તથા દેવ હતા. એ સર્વ બૅબિલનનું એક મહારાજ્ય થયું ત્યારે એકત્ર થયા. અને એ રીતે એક મુખ્ય દેવની ભાવના ઉત્પન્ન થઈ. પણ તે જ સાથે અસંખ્ય ન્હાના દેવો પણ કાયમ રહ્યા.

૬. એ ન્હાના દેવો જવા દઈ–માત્ર મ્હોટા દેવો જ જોઈએ તો તેમાં પ્રકૃતિના મ્હોટા મ્હોટા પદાર્થો, ખાસ કરીને સૂર્ય અને ચન્દ્ર, અને તે ઉપરાંત પૃથ્વી જળ વગેરેના દેવો પણ નજરે પડે છેઃ (૧) ઇયા–એ જળનો દેવ છે. એને અર્ધ મત્સ્યાકાર-રૂપે બતાવવામાં આવે છે. અને એણે સમુદ્રમાંથી આવી મનુષ્યને વિદ્યા અને કળા શીખવ્યાં એમ કહેવાય છે (૨) અનાઃ એ આકાશનો દેવ છે. એ સ્વર્ગની પણ પેલી પાર, સર્વ સૃષ્ટ પદાર્થોની અને દેવોની પણ પાર મનાય છે. (૩) બેલઃ એ પૃથ્વી અને એની નીચેના પાતાળ લોકનો દેવ છે.

૭. ઇયા–પિતા; દાવકિના–માતા; અને દુમુઝિ અથવા તો મિરિ-દુગ્ગા યા મેરોડાક–પુત્રઃ એ ત્રણ મળીને એક દેવત્રયી બને છે. આ પુત્ર તે સૂર્યદેવ છે. અને એના સંબન્ધી બાબિલો-નિયન ધર્મમાં ઘણી કથાઓ છે. એ દુઃખીનાં દુઃખ હરનાર અને પાપની ક્ષમા આપનાર દયાળુ દેવ છે.

૮. ઇયા અને દાવકિનાના પુત્ર દુમુઝુ (દુમુઝિ) યા તામઝ અને

એની બ્હેન-માતા-વા પત્ની ઈસ્તર વિષે એવી કથા છે કે તામઝ જ્યારે પાતાલ લોકમાં ગયો અને ત્યાં બન્દીખાને પડયો, ત્યારે ઇસ્તર પણ એની પાછળ ગઇ, અને તેથી જગત્ બધું સૂકું થઈ ગયું. આખરે તામઝને મુક્ત કરવા ઇયાને પ્રાર્થના કરવામાં આવી, અને તામઝ અને 'ઇસ્તર પાછાં પૃથ્વી ઉપર આવ્યાં. આ તામઝ તે વસન્તઋતુનો સૂર્યદેવ છે, અને ઇસ્તર તે પૃથ્વીદેવી છે. વસન્તઋતુનો સૂર્યદેવ પૃથ્વીને લીલોતરીથી તાજી કરે છે એતું આ કથામાં રૂપક છે.

૯. બીજી એક કથા એવી છે કે-પૂર્વે આકાશ પૃથ્વી ગ્રહ દેવતાઓ કાંઈ જ ન હતુંઃ માત્ર જળ જ જળ હતું. એનો દેવ અપ્સુ અને દેવી(રાક્ષસી સ્ત્રી)તિયામત એ બે જ હતાં. એમાંથી આગળ જતાં બીજા દેવ ઉત્પન્ન થયા. તે સાથે તિયામતે અસુરો યા રાક્ષસો-ને પણ ઉત્પન્ન કર્યા. તિયામત એક રાક્ષસી હતી તેને મેરોડાકે (સૂર્યદેવે) મારી, એના શરીરના બે ભાગ કર્યા. એકનું આકાશ અને બીજાની પૃથ્વી બનાવી. આ તિયામત તે જળ છે. એનાથી પૃથ્વી છવાઇ રહે છે ત્યારે વનસ્પતિ હોતી નથી. પણ વસન્તઋતુનો સૂર્યદેવ એ જળને સૂકવી નાંખે છે, અને પૃથ્વી ઉપર લીલોતરી પ્રકટ થાયછે-એમ તિયામતને મેરોડાકે માર્યાની કથાનું તાત્પર્ય છે.

૧૦. મેરોડાક ઇડન નામના બાગમાં વસે છે. એમાં આ જગતનું મહાવૃક્ષ-જે દેવોને પ્રિય છે—તે આવેલું છે. યાહુદી ધર્મમાં આદમ અને ઇવ ઇડનના બાગમાં રહેતાં અને ત્યાં જ્ઞાનવૃક્ષનું ફળ ખાધું ઇત્યાદિ કથા છે તે આ વૃક્ષની જ છે. યાહુદી ધર્મમાં અને હિન્દુ ધર્મમાં મહાપ્રલયની જે કથા છે તે પણ બાબિ-લન ધર્મના લેખોમાં મળી આવે છે.

૧૧. પ્રાણીઓનાં બલિદાન આપવામાં આવતાં તેમાં ઘેટાનું બલિદાન (અજામેધ) મુખ્ય હતું. ધર્મગુરુદ્વારા જ દેવ પ્રસન્ન થતા. અને પાપથી મુક્ત થવા તથા દેવનો કોપ દૂર કરવા માટે અન્ન અને જળ ત્યજી (ઉપવાસ કરી) દેવને બહુ અસરકારક શબ્દોમાં પ્રાર્થના કરવામાં આવતી.

# ઊતારા.

૧ (મેરોડાક મનુષ્યને સર્જીને એને કહે છે —)
"તારા દેવ પ્રત્યે તારૂં હૃદય શુદ્ધ રાખજે-કારણ કે એ (શુદ્ધિ-પવિત્રતા) એ દેવત્વનો મહિમા છે
પ્રાતઃકાળે વહેલા ઊઠી, પૃથ્વી ઉપર નીચા નમી, પ્રાર્થના કરવી
દેવથી બ્હીએ છે તે એની કરુણાને પાત્ર થાય છે, એને બલિદાન આપવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે, અને પ્રાર્થના કરવાથી પાપમાથી મુક્તિ મળે છે
મિત્ર અને પાડોશી સામે કદી ભૂંડુ બોલીશ નહિ વચન આપે તે પાળજે

૨. આકાશમા કોણ મહાન છે? તું એકલો જ મહાન છે
પૃથ્વી ઉપર કોણ મહાન છે? તું એકલો જ મહાન છે
તારા શબ્દથી વરસાદ આવે છે, અન્ન અને જળ થાય છે
તારા શબ્દથી સત્ય અને ન્યાય ઉત્પન્ન થાય છે
તારો શબ્દ એ દૂર સ્વર્ગ અને ગૂઢ પાતાળ છે
તારો શબ્દ કોણ સમજી શકે? કોણ એને પહોચી વળે?

૩ હે દેવ!—કોપાયમાન દેવ!—મારી પ્રાર્થના સ્વીકાર હે દેવી!
—કોપાયમાન દેવી!—મારી અરજ સ્વીકાર હે દેવી! મારા ઉપર દયા કર, અને મારી અરજ સ્વીકાર મારા પાપની ક્ષમા થાઓ, મારા અપરાધો ભૂસાઈ જાઓ! મારા બન્ધનો છૂટો
આ નદીના વહેતા જળ મને સ્નાનવડે શુદ્ધ કરો

---

ઉપસંહાર —

બબિનનના લોકોએ જ્યોતિ શાસ્ત્રમા ઘણી પ્રવીણતા મેળવી હતી અને આકાશના જ્યોતિઓની—ખાસ કરીને સૂર્ય અને ચન્દ્રની—પૂજા એ બૅબિનનના ધર્મનુ લક્ષણ છે

---

# પ્રાચીન ઇજિપ્ટનો ધર્મ.

૧.

૧. બૅબિલન અને ઍસીરિયાની માફક ઇજિપ્ટ (મિસર) દેશ પણ બહુ જૂના કાળમાં–ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ ઉપર પણ–એક જાહોજલાલીવાળો અને સુધારામાં આગળ વધેલો દેશ હતો. એટલા જૂના કાળના ધર્મ સંબન્ધી બહુ ચોકસ નિર્ણયો કરવા કઠણ છે. તથાપિ, એના પ્રાચીન મહેલો દેવળો અને કબરો, એના ઉપર લખાએલા લેખો, અને એની અંદર રહેલાં 'પૅપિરસ' (જેના ઉપરથી અંગ્રેજી 'પેપર' શબ્દ નીકળ્યો છે.) યાને એક જાતના તાડપત્ર ઉપર લખાએલાં પુસ્તકો—એ સર્વની મદદથી વિદ્વાનોએ ઘણી હકીકત એકઠી કરી છે. એમાં એક વાત એ જણાય છે કે જુદી જુદી જાતના, બલ્કે એક બીજાથી ઉલટા, ધર્મના આચાર-વિચાર પ્રાચીન ઇજિપ્ટમાં ચાલતા. અને તે ઉપરથી એક અનુમાન એમ બાંધવામાં આવ્યું છે કે ઇજિપ્ટનો પ્રાચીન ધર્મ તે એક જ પ્રજાનો ધર્મ નહિ હોયઃ અનેક કોમના લોકો એકત્ર થવાથી એમના ધર્મ પરસ્પર ભળ્યા હશે, અને પરદેશી લોકની પણ અસર થઈ હશે. આવી એક અસર બૅબિલોનિયાની પણ થઇ હશે એમ લાગે છે.

૨. પ્રાચીન ઇજિપ્ટના ધર્મનું એક મ્હોટામાં મ્હોટું લક્ષણ તે પ્રાણિપૂજા છે. આ પ્રાણિપૂજા ઘણા દેશના ધર્મમાં મળે છે, પણ ઇજિપ્ટમાં એ જેવી જામી હતી તેવી બીજે કોઇ ઠેકાણે જામેલી જોવામાં આવી નથી. મગર, વૃષભ, અજ, વાનર, શ્વાન, માર્જાર, ઉંદર, દેડકાં, સર્પ—બલ્કે તમરાં સુદ્ધાં–અનેક ન્હાનાં મ્હોટાં પ્રાણીઓની પૂજા ચાલતી. એ પ્રાણીઓ દેવાલયમાં રાખ-

વામા આવતા, ત્યા તે દૃષ્ટથી ફરતા, અને અમુક પ્રાણીને માનનારા લોક તે એ પ્રાણીનું માસ ખાતા નહિ ઇજિપ્ટના મ્હોટા દેવોની જે આકૃતિઓ જોવામા આવે છે તેમા પણ મનુષ્ય આકાર સાથે પશુ-પખીનાં અવયવો જોડાએલા હોય છે જેમ કે, હાથોર નામની દેવીનો આકાર મનુષ્ય-સ્ત્રીનો અને માથે ગાયના શીંગડા, બીજે સ્થળે એ જ દેવીનુ માથુ અને શીંગડા ગાયના અને બાકીનો દેહ મનુષ્ય-સ્ત્રીનો, હૉરસનુ માથુ બાજ પક્ષીનુ, અને બાકીનુ શરીર મનુષ્ય-પુરુષનુ, અને તે જ પ્રમાણે કોઇકનું માથુ બિલાડીનુ, તો કોઇકનુ ઘેટાનુ-વગેરે મૂળ તો એ સર્વ દેવ-દેવીઓ તે તે પશુપખીના આકારના જ હતા, પણ પાછળથી જેમ જેમ લોકના ધાર્મિક વિચારમા સુધારો થતો ગયો તેમ તેમ મનુષ્યરૂપ દાખલ થવા લાગ્યુ

૩ ઇજિપ્ટના મ્હોટા દેવો ઘણે ભાગે આકાશના જ્યોતિઓ-તેમા પણ ખાસ કરી સૂર્યદેવ જ છે જુદા જુદા સ્થળના અને જાતિઓના જુદા જુદા દેવો છે એક જ સ્થળમા અને જાતિમા એક કરતા વધારે દેવો પણ હોય છે ઘણ કરીને ત્રણ, કે નવ ત્રણ દેવોમા એક પિતા, એક માતા, અને એક પુત્ર-એમ ત્રિમૂર્તિ હોય છે અને કેટલીક વાર એ ત્રણેના નામ એકઠા જોવામા આવે છે એમાના થોડાક મુખ્ય દેવોની હકીકત નીચે પ્રમાણે છે —

(૧) રા રવિ યાને સૂર્યદેવ એનુ સ્થાન હેલિઓપોલિસ (સૂર્યપુર) નામના ગામમા હતું એને મૂળ એક રાજા અને યોદ્ધા તરીકે વર્ણવવામા આવે છે એ અન્ધકાર સાથે લડે છે એને બાણવતી ભેદે છે, તેમ પોતે પણ એનાથી ઘવાય છે, ઘવાઇને પડે છે, અને એનો પુત્ર એનુ વેર વાળે છે

(૨) ઑસિરિસ આ પણ સૂર્યદેવ છે અને ઇજિપ્ટના સઘળા દેવોમા સૌથી વધારે પ્રખ્યાત છે એ પણ મૂળ મનુષ્ય હોઈ દેવત્વને પામ્યો કહેવાય છે એ સેબ અને નટ (પૃથ્વીનો દેવ અને આકાશની દેવી)નો પુત્ર છે, અને એની સ્ત્રીનુ નામ

**આઇસિસ** છે. રોગ અન્ધકાર અજ્ઞાન વગેરે દુષ્ટ તત્ત્વનો અધિષ્ઠાતા અસુર **સેટ** નામે ઑસિરિસનો એક ભાઇ છે–તેની સાથે ઑસિરિસને નિત્ય યુદ્ધ ચાલ્યાં કરે છે. વળી એ ઑસિરિસના ચૌદ ટુકડા થયા એ દાટવામાં આવ્યા અને પુનરુજ્જીવન થયું એવી પણ કથા છે.

( ૩ ) **હૉરસઃ** એ ઑસિરિસ્ અને આઇસિસનો પુત્ર છે. અને એ પણ પિતાની માફક એક સૂર્યદેવ છે.( હૉરસ ઉપરથી અંગ્રેજી ' Hour '–અવર=કલાક શબ્દ થયો છે. ) પ્રથમ એના માતાના ખોળામાં, પછી પિતા તરફથી યુદ્ધ ચઢેલો, અને છેવટે પિતાને સ્થાને બિરાજેલો એને બતાવવામાં આવે છે.

( ૪ ) **પ્તાહ્** : ત્વષ્ટા, વિશ્વકર્મા—એ અગ્નિદેવ છે. જગત્ના અન્તર્માં રહેલો, અને જીવન માત્રનું કારણ એવો જે અગ્નિ તે એ છે. એ રા અને ઑસિરિસની માફક પાતાળનો પણ દેવ છે. પ્રેત જીવો પાસે એ પાપ–પુણ્યનો જવાબ લે છે તથા એમનો ન્યાય કરે છે.

૪. આગળ જતાં આ જૂના દેવો ઝાંખા પડીને—**ઍમન, ચેમ, સેબક, થૉથ,** વગેરે દેવો પૂજાવા લાગ્યા. પણ ઇજિપ્ટના ધર્મનું એક ખાસ લક્ષણ છે કે એમાં જૂનું નાશ પામીને નવું ઉત્પન્ન થતું નથી, પણ બંને સાથે સાથે રહે છે. તે પ્રમાણે રા અને ઍમન બંને એકઠા મળી **ઍમન–રા** નામનો દેવ થયો. ઍમન–હોટેપ ( ચોથો ) નામના એક રાજાએ એકેશ્વરવાદ પ્રવર્તાવવાના હેતુથી માત્ર **ઍટન–રા** નામે સૂર્યબિમ્બની જ પૂજા કરવી એવી આજ્ઞા કરી. પણ તે લાંબી ચાલી નહિ; અને આખરે ઍમન–રાની પૂજા આવીને ઊભી રહી. ઍમન–રા એટલે પ્રકૃતિનો ગૂઢ સર્જનાર. આ ઉપરાંત નવા દેવોમાં **ચેમ** ખેતીનો દેવ, **સેબક** નાઇલ નદીનો દેવ, **થૉથ** સત્ય અને વિદ્યાનો દેવ વગેરે મુખ્ય છે.

૫. ઇજિપ્ટનાં પ્રાચીન દેવાલયોમાં ખુલ્લો ચાચરનો ભાગ હતો તેમાં સૌને જવાની છૂટ હતી. પણ દેવના નિજમન્દિરમાં તો માત્ર ધર્મગુરુઓ જ જઇ શકતા. એમાં દેવની પેટી રાખવામાં આવતી,

અને એની આગળ યજ્ઞનાં બલિદાન આપવામાં આવતાં. દેવળમાં મૂર્તિઓ પૂજા માટે નહોતી, પણ દેવને વસવાના શરીર તરીકે અર્પણ કરવામાં આવતી. (હિન્દુ દેવીના દેવળમાં માતાને આંગી ચઢાવવામાં આવે છે તેમ.) યુદ્ધના વખતમાં દેવની પેટી સૈન્ય સાથે ફેરવવામાં આવતી.

૬. પ્રાચીન ઇજિપ્ટના લોકોની **મરણ-ક્રિયા** જાણવા જેવી છે. તેઓ મુડદાંને મશાલો ભરીને સાચવી રાખતા, અને દાટતા ત્યારે—પ્રેતને ઉપયોગી થશે એવી સમજણથી—જાતજાતની વસ્તુઓ એની સાથે મૂકતા. નાઇલનદીનો પશ્ચિમનો દેશ સ્મશાન તરીકે ઉપયોગમાં લેવાતો. ત્યાં શિયાળ ઘણાં હતાં, અને તેથી શૃગાલ(શિયાળ)દેવ ઍન્યુબિસ નામે પ્રેત જીવનો દેવ હતો.

૭. પ્રાચીન ઇજિપ્ટનું એક સર્વોત્તમ જાણીતું પુસ્તક 'બુક ઑફ ધ ડેડ' યાને 'પ્રેતસંહિતા' કરીને છે. (પ્રેતનું દિવસમાં વા દિવસ પ્રત્યે નિષ્ક્રમણ એમ એનો ખરો અર્થ થાય છે.) જુદા જુદા સમયનાં વચનો એકઠાં થઇને આ સંહિતા બનેલી છે. પણ એમાં મુખ્ય ભાગે ઑસિરિસનો મહિમા વર્ણવેલો જોવામાં આવે છે. એ પુસ્તક એટલું બધું પવિત્ર ગણાતું કે પૅપિરસ-પત્ર ઉપર લખીને શબની સાથે એને દાટવામાં આવતું, અને એના શબ્દોમાં જાદુઈ શક્તિ મનાતી, તથા એનાં માદળીઆં કરવામાં આવતાં. મુવા પછી જીવ સત્યલોકમાં જાય છે અને ત્યાં પાપપુણ્ય માટે એનો જવાબ લેવામાં આવે છે. તેમાં જીવ તે તે પાપ ગણાવીને કહે છે કે મેં એ પાપ નથી કર્યાં. પછી એક તાજવામાં સત્ય અને બીજા તાજવામાં પ્રેત જીવનું હૃદય મૂકીને ન્યાય કરવામાં આવે છે. એ વર્ણન વાંચતાં જણાય છે કે પ્રાચીન ઇજિપ્ટના લોકો ધર્મમાં નીતિનો મહિમા બરાબર જાણતા, અને હૃદયની પવિત્રતા શું છે એ સમજતા.

---

૧. હિન્દુ જરથોસ્તી યાહુદી અને ખ્રિસ્તી ધર્મમાંથી સરખામણી કરવી. પ્રાણિપૂજા, દેવાસુર (સંપદ)સમાગ, પુનરુજ્જીવન વગેરે બાબતમાં.

૨.

# ઊતારા.

૧. (જીવ ધર્મરાજાના દરબારમાં કહે છેઃ—)
મેં કોઇને છેતર્યો નથી કે કોઇનું ભૂંડું કર્યું નથી.
મેં ગરીબને દુઃખ દીધું નથી.
હું અન્યાયથી વર્ત્યો નથી.
મેં ગેરવાજબી રીતે મજૂર પાસે કામ લીધું નથી.
હું કૃપણ થયો નથી.
મેં કોઇને ભૂખ્યો રાખ્યો નથી.
મેં કોઇને રોવડાવ્યો નથી.
મેં કોઇનું ખૂન કર્યું નથી.
મેં વ્યભિચાર કર્યો નથી.
મેં ખોટાં તોલ કર્યાં નથી.
મેં વાછડાના મ્હોંમાંથી દૂધ લીધું નથી.
મેં વગડામાં પશુઓનો શિકાર કર્યો નથી.
મેં પંખીઓને જાળમાં બાંધ્યાં નથી.
હું શુદ્ધ છું; હું શુદ્ધ છું; હું શુદ્ધ છું.

૨. હું (ઑસિરિસ) આકાશ અને પૃથ્વીનો કર્તા છું. સર્વ દેવોમાં આત્મા છે તે મેં આપ્યો છે. હું આંખ ઊઘાડું છું ત્યારે અજવાળું થાય છે, હું નેત્ર મીંચું છું ત્યારે રાત્રિ પડે છે.

---

ઉપસંહારઃ—

પ્રાણિપૂજા એ ઇજિપ્ટના ધર્મનું ખાસ લક્ષણ છે.

---

# પ્રાચીન ગ્રીસનો ધર્મ.

૧.

૧. પ્રાચીન ગ્રીસનો ધર્મ જાણવાનાં મુખ્ય સાધન—એની કવિતા, શિલ્પકળા, જૂનાં ખંડેર, હિરૅાડોટસનો ઇતિહાસ અને ત્યાર પછીના બીજા કેટલાક પરચુરણ ગ્રન્થો છે. હોમર (ઈ. સ. પૂ. ૧૦૦૦) અને હિસિયડ (ઇ. સ. પૂ. ૮૦૦)નામના કવિઓએ—હિન્દુઓનાં પુરાણો જેવી—દેવદેવીઓની વાર્તાઓ અને વંશાવળિઓ રચી છે અને ફિડિઍસ વગેરે શિલ્પકારોએ એની મૂર્તિઓ ઘડી છે. તે ઉપરથી અસલના ગ્રીક લોકોની પોતાના દેવો સંબન્ધી કેવી માન્યતા હતી તથા ધર્મ સંબન્ધી કેવા વિચારો હતા વગેરે બાબત સમજી શકાય છે. પણ આ કવિઓ અને શિલ્પકારો થયા તે વખતે તો ગ્રીસદેશ મનુષ્યસુધારાની જાહોજલાલીમાં દાખલ થઇ ચુક્યો હતો. તેથી એના ધર્મનું મૂળ સ્વરૂપ જાણવા માટે આપણે એ કવિઓ અને શિલ્પકારોની પણ પાર જવું પડે છે. ગ્રીસ અને એની આસપાસના દેશોનાં પ્રાચીન ખંડેરો ખોદી કાઢીને, તથા ભાષાશાસ્ત્ર વગેરેની મદદથી કેટલોક પ્રાચીન ઇતિહાસ ઊભો કરવામા આવ્યો છે, એ આ સંબન્ધી નિર્ણય કરવામાં બહુ મદદે આવે છે. વળી આ બધું એકઠું કરતાં—ગ્રીસના ધર્મ સંબન્ધી જે ચિત્ર આપણી નજર આગળ ખડું થાય છે તે પ્રાચીન ગ્રીક ઇતિહાસકાર હિરોડોટસના વર્ણન સાથે મળતું આવે છે, એટલે એની સાચાઈ માટે આપણને કશી શંકા રહેતી નથી.

૨. ગ્રીક લોકો એક આર્ય પ્રજા છેઃ અને તેથી સ્વાભાવિક રીતે જ

એમના દેવોનાં નામમાં તથા એ સંબન્ધી કથાઓમાં હિન્દુઓના વેદધર્મ સાથે કેટલુંક મળતાપણું જોવામાં આવે છે. મધ્ય એશિયામાંથી અગર તે કરતાં પણ ઉત્તરેથી છૂટા પડેલા આર્યોની એક શાખા યૂરોપમાં જઇ વસી હતી. તેમાંના કેટલાક ગ્રીસમાં ઉત્તર તરફથી દાખલ થયા, અને એના મૂળ વતનીઓ જે 'પેલેસગીયન' કહેવાય છે તેમની સાથે ભળ્યા—અને બંનેના ધર્મનું સંમિશ્રણ થયું. આ સમય તે હોમરના પહેલાંનો.

૩. આ સમયમાં, અતિપ્રાચીન કાળની ઘણી મનુષ્યજાતિઓની માફક, ગ્રીક લોકો પણ નદી–ઝરા–વૃક્ષ–પાષાણ–પશુ–પંખી વગેરે પદાર્થમાં દેવનો વાસ જોતા અને એને દેવભાવે પૂજતા. ખેતરને સીમાડે તથા કબર ઉપર, વગરઘડયો પત્થર જે 'હિર્મીસ' કહેવાતો તે ઊભો કરી એની પૂજા કરવાનો ચાલ ઘણો સામાન્ય હતો. ડેલ્ફિમાં આવો એક પત્થર હતો, તેના ઉપર દરરોજ ત્યાંના લોક તેલ ચઢાવતા, તથા તહેવારને દહાડે અણકાંત્યું ઊન મૂકતા, અને બલિદાન ધરાવતા. આવા પાષાણ કબર આગળ સ્થાપવામાં આવતા તેથી એ પાષાણની પૂજામાં મહાન પુરુષોની પૂજા પણ ભળતી હતી. એ પાષાણમાં જાદુઇ શક્તિ મનાતી; અને એના પ્રભાવથી સર્વ તરેહના શારીરિક અને માનસિક રોગ મટે છે એવી સાધારણ માન્યતા ચાલતી. વળી દરેક કુટુમ્બમાં **હેસ્ટિઆ** નામે એક ગૃહદેવતાનું પૂજન થતું. **ડીમીટર** નામે એક પૃથ્વીદેવી હતી. તથા **હીરા** કરીને મૂળ વતનીઓના ધર્મમાંથી આવેલી એક મુખ્ય દેવી હતી. સૌથી મ્હોટો દેવ તે આર્ય ધર્મમાંથી આવેલો 'ઝયૂસ' (સં. द्यौस्) નામે હતો. એની કુલદેવ અને ગ્રામદેવ રૂપે પૂજા ચાલતી. જેમ આપણા દેશમાં મહાદેવ ગણપતિ વગેરે દેવો એક છતાં સ્થળ–સ્થળના અને કુળ–કુળના જુદા જુદા પણ હોય છે, તેમ ઝયૂસ પણ ગામ ગામના અને ઘર ઘરના જુદા હતા. એ ઉપરાંત મુખ્ય દેવોમાં **ઍપોલો** (સૂર્યદેવ), **હીરૅક્લીસ**

અને **પોસીડન** (સમુદ્રનો દેવ) વગેરે હતા. વળી જુદા જુદા ધંધાના પણ જુદાં જુદાં દેવદેવીઓ હતાં.

૪. જતે દહાડે હોમરના વખત સુધીમાં આ પ્રાચીન દેવદેવીઓના સ્વરૂપમાં અને કાર્યમાં અનેક રૂપ-રૂપાન્તરો થયાં. નદી ઝરા વગેરેની દેવતાઓ આગળ જતાં બહુ મનોહર કવિપ્રતિભાની મૂર્તિઓ બની. ઝ્યૂસ વગેરે દેવો વૃષભ ઘેટું રીંછ વગેરે પ્રાણી-રૂપે પૂજાતા, તે મટી જઇને, એમાંથી, અથવા તો પશુપંખી માત્ર ચિહ્નરૂપે રહીને, માનુષી ભાવથી ભરપૂર એવાં દેવદેવીઓ ઉત્પન્ન થયાં. અને અત્યાર સુધી એ છૂટાં છૂટાં ગણાતાં તેને બદલે એમનું એક મંડળ બંધાયું, એમનાં જુદાં જુદાં કર્મો ઠર્યા, અને સૌનો પિતા યા મુખ્ય દેવ ઝ્યૂસ, અને એની પાર કોઈ હોય તો તે માત્ર કાલ ભગવાન ક્રૉનૉસ એમ માન્યતા થઈ. દેવમંડળને વ્યવસ્થિત કરવામાં હોમરનાં કાવ્યોએ ઘણી મદદ કરી છે અને તે અનુપમ. એક રીતે જોતાં એણે દેવોને મનુષ્ય બનાવી દીધા, તથાપિ એ દેવોમાં પહેલાં કરતાં એણે બહુ ઉચ્ચતા દાખલ કરીઃ હોમરનો ઝ્યૂસ મનુષ્ય અને દેવોનો પિતા છે, ન્યાયી કરુણાવાન અને સર્વ જ્ઞાનથી ભરપૂર છે; હીરા મૂળ-વતનીઓની દેવી ઝ્યૂસની પત્ની થઇ છે, અને સૌન્દર્ય અ ગંભીર પ્રભાવથી ભરેલી છે. ઍપોલો આજ્ઞાંકિત પુત્ર છે. હર્મીસ સીમાડાનો પત્થર હતો તે હવે દેવદૂત બન્યો છે.

૬. હોમરના વખતમાં પ્રાર્થના બહુ સાદી હતી, રાજા અને ગૃહપતિ (કુટુમ્બનો મુખ્ય માણસ) જાતે જ યજ્ઞ કરી લેતા, પુરોહિતની જરૂર ન પડતી. દેવળો ન્હાનાં હતાં. દેવને નૈવેદ્ય ધરાવીને સૌ એકઠા મળી ભોજન કરતા, અને તે પછી ધાર્મિક સંગીત થતું. સુખ દુઃખ સંબન્ધી એવી સમજણ હતી કે. તે દેવો જ કરે છે; અને ખરૂં જુવો તો ભાવી જ કરે છે, કારણ કે દેવો પણ ભાવીને ઉલટાવીને કાંઇ કરી શકતા નથી. ઝ્યૂસ ઉપર શ્રદ્ધા રાખીને એને શરણે રહેવું અને સારે માર્ગે ચાલવું એવો નીતિ અને ધર્મનો સિદ્ધાન્ત હતો.

૬. આ સમયના ગ્રીક લોકો સારા ખોટા શુકન બહુ માનતા. જૂની વૃક્ષપૂજાનું એક ચિહ્ન એ રહ્યું કે અમુક વૃક્ષનાં પાંદડાં અમુક રીતે હાલે તે ઉપરથી ભવિષ્ય જણાય એમ સમજણ હતી. ઈ. સ. પૂર્વે સાતમા સૈકામાં ગ્રીસમાં નવું જીવન આવ્યું. સારાં સારાં દેવાલયો બંધાવા માંડયાં. ત્યાં દેવના વાર્ષિક મહોત્સવો બહુ ઉત્સાહ અને દબદબાથી ઊજવાવા લાગ્યા. એમાં સંગીત નૃત્ય કસરતી રમતગમતો વગેરે પણ થતાં, અને તેમાં આખી પ્રજા ભાગ લેતી આ સમયમાં જૂના દેવમંડળમાંથી **ઝ્યૂસ** અને **ઍપૉલો** એ બે દેવ ખાસ તરી આવ્યા. ઝ્યૂસ સર્વ ઉત્તમ ગુણથી ભરપૂર પરમેશ્વર તરીકે મનાવા લાગ્યો. જગત્‌નો એ જ નિયન્તા છે, એનો શબ્દ કદી પણ મિથ્યા થતો નથી, એ જ મનુષ્યનો મોક્ષદાતા છે–વગેરે ઉચ્ચ ધાર્મિક વિચારો એના નામ સાથે જોડાયા. ઍપૉલો એ સર્વ વિદ્યા અને કળા–જ્ઞાન માત્ર–નો દેવ છે. એના પૂજારીઓ એને પૂછીને ભવિષ્ય ભાખે છે. પણ એને સત્ય અને પવિત્રતા જ પ્રિય છે, એટલે એ ભવિષ્યવાણી ગ્રીક પ્રજામાં ઉત્તમ સદ્‌ગુણો પ્રેરવામાં સહાયભૂત થાય છે.

૭. સૉક્રેટિસ અને પ્લેટોના સમયમાં આવતાં—ગ્રીસના ધર્મમાં બે નવાં તત્ત્વો દાખલ થાય છેઃ એક તત્ત્વજ્ઞાન, અને બીજું તાન્ત્રિક ભક્તિ. (૧) હોમરનાં દેવદેવીઓમાંથી લોકને શ્રદ્ધા ઘટી ગઈ હતી, અને મનુષ્ય જેવા રાગદ્વેષ દેવમાં અનુચિત છે એમ લાગવા માંડયું હતું. તેથી સ્વતન્ત્ર તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ થઇ. રાગદ્વેષ જીતી, ઇન્દ્રિયો વશ કરી, મનુષ્યે બુદ્ધિયોગ સાધવો જોઇએ એમ આ તત્ત્વજ્ઞાનનો સામાન્ય સિદ્ધાન્ત હતો. આ ઉપરાંત 'ઑરફ્યૂસ' સંપ્રદાયના કેટલાક તત્ત્વજ્ઞાનીઓ હતા એ ડાયોનિસસને સૃષ્ટિના આદિકાળમાં મૂકી, એ પરમ પુરુષમાંથી સઘળું ઉત્પન્ન થયું છે અને એમાં એકરૂપ છે એવો અદ્વૈતનો ઉપદેશ કરતા, તથા પુનર્જન્મનો સિદ્ધાન્ત માનતા. આમાં કેટલીક પરદેશી અસર હશે એમ લાગે છે.

(૨) તાન્ત્રિક ભક્તિ એશિયામાંથી દાખલ થઈ હતી અને પ્રજાના ઉત્સવો સાથે જોડાઇ હતી. ડીમીટર, ડાયોનીસસ અને સીબીલીની ઉપાસના આ જાતની છે. એમાં ભક્તમંડળ બહુ આવેશથી ધાર્મિક સંગીત અને નૃત્ય કરે છે. એ ઉપાસનાના વિધિમાં કેટલીક ક્રિયા કેવળ મૌનપૂર્વક કરવામાં આવે છે તેથી એ 'મિસ્ટરી' ને નામે ઓળખાય છે. ('મિસ્ટરી' એટલે ગુપ્ત વિદ્યા નહિ, પણ મૌનપૂર્વક કરવાની ક્રિયા એવો અર્થ વિદ્વાનો કરે છે.) એ ક્રિયા માટે ઉપાસકે અન્તઃકરણ શુદ્ધ કરી દીક્ષા લેવી પડે છે, અને એને અંગે ઉપવાસ યાત્રા વગેરે કરવાનાં હોય છે.

---

૨.

## ઉતારા.

૧. સર્વ મનુષ્યને દેવની જરૂર છે.

૨. ઝ્યૂસ આદિ છે, ઝ્યૂસ અન્ત છે, ઝ્યૂસમાંથી સઘળી ચીજો ઉત્પન્ન થઈ છે. એ પુરુષ છે, તેમ જ સ્ત્રી છે. એ પૃથ્વીનો અને આકાશ(ઘૌઃ)નો પાયો છે. સર્વનો પ્રાણ એ છે. અગ્નિનું બળ એ છે, સમુદ્ર સૂર્ય અને ચન્દ્રનું મૂળ એ છે. ઝ્યૂસ રાજા છે, સર્વનો સર્જનહાર છે.

૩. મનુષ્યના નિર્બળ મનને સત્કર્મનું બળ આપનાર પ્રભુ છે. પોતાની પૂર્ણતામાંથી એ મનુષ્યને જ્ઞાન આપે છે, હાથની તાકાદ અને પગની ઝડપ આપે છે, તથા વાણીની મીઠાશ આપે છે.

૪. તમે એમ ધારો છો કે ખોટાં કૃત્યો પાંખો વડે ઊડીને દેવો પાસે જાય છે, અને ત્યાં એક દેવ ઝ્યૂસના પુસ્તકમાં એને નોંધે છે, અને એ નોંધ જોઇને ઝ્યૂસ ન્યાય કરે છે? અરે!

આખું આકાશ પણ મનુષ્યનાં પાપ લખવા માટે બસ ન થાય. ન્યાય પૃથ્વી ઉપર જ છે, અહીં જ છે, આપણે હાથે જ થાય છે—માત્ર, એ જોવાને માણસને આંખ જોઇએ.

૫. હે ઍપોલો ! તું સર્વનું છેવટ શું નક્કી થઇ ચૂક્યું છે તે જાણે છે. એના માર્ગો પણ તું જાણે છે. વસન્ત ઋતુમાં પૃથ્વી ઉપર જેટલાં પાંદડાં ઊગે છે તે તું જાણે છે, અને સમુદ્રમાં અને નદીઓમાં રેતીના કણ કેટલા છે તે પણ જાણે છે.

૬. સૉક્રેટિસ કહે છે: "ભાઇ યુથીડીમસ ! તમે કોઇ વાર ડેલ્ફી ગયા છો ?" યુથીડીમસ: "બે વાર." સૉ૰ "અને ત્યાં દેવળ ઉપરનો લેખ વાંચ્યો ?—

'તને પોતાને ( તારા આત્માને ) ઓળખતાં શીખ.' "

૭ સૉક્રેટિસ: "આખી દુનીઆ તમારી સાથે મળે, તો પણ હું એક તમારી સાથે નથી મળતો: અન્યાયના બદલામાં અન્યાય કરવો એ ખોટું છે. કોઇ માણસે ગમે તેટલું ભૂંડું કર્યું હોય તોપણ એનું ભુંડું કરવું એ બરાબર નથી."

૮. આ પહેલાં ( પૂર્વ જન્મમાં ) હું છોકરો, છોકરી, ઝાડ, પક્ષી અને સમુદ્રની માછલી થયો છું.

---

ઉપસંહાર:—

ઉત્તમ અને પરિપૂર્ણ મનુષ્યત્વની ભાવના પ્રાચીન ગ્રીસના ધર્મે પૂરી પાડી છે.

---

# પ્રાચીન રોમનો ધર્મ.

૧.

૧. ગ્રીસ પછી યુરોપમાં મનુષ્યસુધારામાં આગળ પડતો ભાગ લેનાર મહાન પ્રજા રોમની હતી. રોમે પ્રથમ લેશિયમ, પછી ઇટાલિ, અને પછી યુરોપના મ્હોટા ભાગ ઉપર પોતાનો અમલ બેસાડ્યો. તે દરમિયાન, એ અનેક જાતિની પ્રજા સાથે સંબન્ધમાં આવી, અને એ સંબન્ધથી એના ધર્મ ઉપર અસર થઇ. એ રીતે મૂળ રોમન ધર્મમાં જે બહારના અંશો ભળ્યા છે તે સર્વને છૂટા પાડી મૂળ ધર્મનું સ્વરૂપ સમજવું સહેલું નથી. પણ તેમ કરવાનાં કેટલાંક સાધનો છે, એનો ઉપયોગ કરી વિદ્વાનોએ જે નિર્ણય બાંધ્યા છે તે આપણે જોઇશું. એ સાધનો તે અસલનાં રોમન લોકોનાં પંચાંગ, એમના દેવોની પ્રાચીન ખ્રિસ્તી ધર્મગુરુઓએ આપેલી નામાવલિ, એમના પ્રાચીન રીતરિવાજોની લૅટિન ભાષાના સાહિત્યમાં રહેલી નોંધ—વગેરે છે.

૨. ગ્રીકની માફક રોમન લોકો પણ આર્ય જાતિના હતા. એમનો મુખ્ય દેવ 'જુપિટર' તે (સંસ્કૃત 'द्यौष् पितर्') ચોખ્ખો આર્ય પ્રજાનો જૂનો દેવ છે, અને એમનાં પચાંગમાં જે ઉત્સવોની નોંધ છે તે અન્ય સ્થળના આર્ય લોકોના (દાખલા તરીકે, હિન્દુઓના) ઉત્સવોને મળતી આવે છે.

૩. રોમન લોકોના જેટલી દેવોની સંખ્યા બીજા કોઇ લોકમાં જોવામાં આવતી નથી. દરેક વન અને જળાશયમાં એક એક દેવ મનાતો, એટલું જ નહિ, પણ અંકુર ફૂટતા પહેલાં અનાજનો એક દેવ, અંકુર ફૂટયા પછીનો બીજો, અનાજ કોઠારે નાંખ્યા પછીનો ત્રીજો; ગૃહના દ્વારનો એક દેવ, ઊમરાનો બીજો દેવ, મજાગરાનો ત્રીજો દેવ; બાળક ઘોડીઆમાં હોય તે સમયનો

એક, ઊભું રહેતાં શીખે તેનો બીજો, બોલતાં શીખે તેનો ત્રીજો વગેરે. તથાપિ, એ જૂના દેવોમાંના થોડાક મુખ્ય દેવ ગણાવીએઃ

(૧) **જ્યુપિટર** (સં. 'દ્યૌષ્ પિતર્'): મૂળ આર્ય લોકનો પ્રકાશવન્ત આકાશનો દેવ; તે પછી મદ્યનો દેવ થઇ ગયો હતો.

(૨) **જૂનો** : જ્યુપિટરની પત્ની, અને દરેક સ્ત્રીની અધિદેવતા.

(૩) **જેનસ** : દ્વારનો દેવ; પ્રારંભનો દેવ. (એના ઉપરથી અંગ્રેજી 'જાન્યુઆરી' માસનું નામ પડયું છે.)

(૪) **વેસ્ટા** : ગૃહની અગ્નિદેવતા.

(૫) **સૅટર્નસ** : વાવણીનો દેવ.

(૬) **ટર્મિનસ** : સીમાનો દેવ.

(૭) **માર્સ** : અનાજ ઊગાડનાર (વસન્ત ઋતુ વખતે) દેવ. એ રોમન લોકોના દેવમાં પ્રથમ ગણાતો. (એના ઉપરથી 'માર્ચ' માસ–જે પૂર્વે વર્ષનો પહેલો મહિનો હતો–એનું નામ પડયું છે.) આગળ જતાં, એ યુદ્ધનો દેવ થયો.

આ ઉપરાંત **લેર્સ** અને **મેઇન્સ**ના નામથી પિતૃઓનું પણ પૂજન થતું.

૪. દેવોની ઉપાસના કરવામાં બહુ જ કાળજી રાખવી પડતી. દેવના નામનો નિર્દેશ બહુ જ ચોકસ થવો જોઇએ; સ્વર્ગના દેવને શ્વેત પશુ જ અર્પાય, પાતળના દેવોને શ્યામ પશુ જ અર્પાય; પુરુષદેવને પુરુષ પશુ જ અર્પાય, સ્ત્રીદેવીને સ્ત્રી પશુ જ અર્પાય–ઇત્યાદિ ક્રિયાકાંડની ઝીણી ઝીણી બાબતો ઉપર પુષ્કળ લક્ષ અપાતું. ઘરને લગતી સઘળી ધાર્મિક ક્રિયાઓ કુટુમ્બનો વડો માણસ ગૃહપતિ કરતો, અને એની સાથે કુટુમ્બનાં બીજાં માણસો સ્ત્રી પુત્ર વગેરે ભાગ લેતાં. દ્વારનો દેવ **જેનસ** તેની પૂજા ગૃહપતિ કરતો, અને ગૃહની અગ્નિદેવતા **વેસ્ટા** તેની પૂજા એની પત્ની–ગૃહિણી–કરતી. અનેક કુટુમ્બોએ એકઠાં થઇ ખેતીવાડીના ધાર્મિક ઉત્સવો ઊજવવાનો રિવાજ હતો. એવા ઉત્સવોમાં એક વર્ષારંભે–માર્ચ માસમાં–વસન્ત ઋતુનો, બીજો

ઑગસ્ટ માસમાં કાપણીનો, અને ત્રીજો શિયાળામાં નવા વર્ષની વાવણીનો એમ ત્રણ હતા.

૫. રોમન લોકોમાં ધર્મગુરુઓની સંસ્થા હતી, પણ તે વંશપરંપરાની નહિ. મૂળ તો રાજા જ પ્રજાનો ધર્મગુરુ ગણાતો, પણ પાછળથી જ્યારે ધર્મને લગતી ક્રિયાઓ વધી પડી ત્યારે યોગ્યતા જોઇને એ અધિકાર માટે બીજાં મનુષ્યો પસંદ કરવામાં આવતાં. એમાં એક જાણવાજોગ મંડળ 'વેસ્ટલ વર્જિન' યા 'ગૃહ્યાગ્નિની કુમારિકાઓ'નું છે. સમસ્ત રોમન રાજ્ય તરફનો એક ગૃહ્ય (ગાર્હપત્ય) અગ્નિ રાજાના મહેલ પાસે રાખવામાં આવતો, અને એની પૂજા કુમારિકાઓ કરતી. એ કુમારિકા નૈષ્ઠિક બ્રહ્મચારિણી રહેતી. (પરણતી નહિ.) રાજાની દીકરીઓ પણ આ વ્રત લેતી.

૬. રોમન ધર્મ ઉપર બહારની અસર થઇ તે ત્રણ પ્રકારની હતી: (૧) એક એટ્રૂરિયાની, (૨) બીજી ગ્રીસની, અને (૩) ત્રીજી એશિયા(પશ્ચિમ ખૂણા)ની. એટ્રૂરિયાની ધર્મક્રિયા ઘણી જંગલી હતી. રોમમાં શુકન વગેરેના વહેમો તો હતા જ, તેમાં એટ્રૂરિયાએ વધારો કર્યો. પશુનાં આંતરડાં ઉપરથી ભવિષ્ય ભાખવાનો એક રિવાજ એટ્રૂરિયામાંથી આવ્યો હતો. વળી, રોમે ગ્રીસ જીત્યું તેમાં એ પોતે જ જીતાયું: ગ્રીસની વિદ્યા તત્ત્વજ્ઞાન વગેરે રોમમાં દાખલ થયાં એટલું જ નહિ, પણ એના દેવો પણ જથાબંધ સ્વીકારવામાં આવ્યા અને રોમન દેવ ગ્રીક બન્યા:—

જ્યુપિટર (રોમન) = ઝ્યૂસ (ગ્રીક)
જૂનો ( ,, ) = હીરા ( ,, )
નેપ્ચ્યુનસ–સમુદ્રદેવ ( ,, ) = પૉસીડન ( ,, )
ડીમીટર ( ,, ) = સીરીઝ ( ,, ) ઇત્યાદિ.

એટલું જ નહિ પણ ગ્રીસના દેવોની મૂર્તિઓ પણ ગ્રીસમાંથી લાવીને રોમમાં પધરાવવામાં આવી. સીબીલી અને ડાયોનિસસની ઉપાસના જે તાન્ત્રિક વિધિથી ભરપૂર હતી તે પણ

એશિયામાંથી ગ્રીસદ્વારા રોમમાં દાખલ થઈ. શાન્ત સંયમની વૃત્તિવાળા રોમનોના સ્વભાવ સાથે આ બંધ બેસતી થતી નથી. પણ મનુષ્યહૃદયને ભક્તિરસની કેટલી તૃષા છે એ આ ઉપરથી જણાઇ આવે છે. જતે દહાડે એક ચોથી અસર પણ થઇ છે-અને તે ઈરાનની. ઇરાનના મિથ્રદેવનો પન્થ આખા યુરોપમાં એવો પ્રસરી ગયો કે કેટલાંક કારણથી આખરે ખ્રિસ્તી ધર્મનો વિજય ન થયો હોત તો મિથ્રની ઉપાસના જ સર્વત્ર જામી હોત.

---

૨.

## ઊતારા.

૧. હે રોમન પ્રજાની માતા અને રાણી! દેવ અને મનુષ્યના આનન્દરૂપ!—**વીનસ!**—દરેક સ્થાને તું વસે છે; જ્યાં ફળ અને વનસ્પતિ ઊગે છે ત્યાં, તેમ જ નૌકાવડે ખેડાતા સમુદ્રના રસ્તા ઉપર—જળ સ્થળ અને વાયુ સર્વત્ર—તેં વસ્તી કરી છે. આ આકાશ નીચે જે કોઇ વસે છે તેને પ્રાણ આપનાર શક્તિ તારી છે.

૨. જેમણે આ જીવનમાં ભાઇનો દ્વેષ કર્યો છે, માબાપને માર્યાં છે, અસીલને વિશ્વાસઘાત કર્યો છે; જેમને ધન જડયું છે અને એને એકલા સેવ્યા કરે છે, પણ એમાંથી સગાંવહાલાંને કે કોઇને કાંઇ પણ આપતા નથી; જેઓ રાજદ્રોહનો ઝંડો ઊપાડે છે, અને સ્વામી પ્રત્યે બેવફા થાય છે—તેમને માટે નરકમાં બહુ ઘોર શિક્ષા થવાની છે.

૩. સદ્‌ગુણ એ શાન્તિનો માર્ગ છે. હું તને બતાવું છું એ છૂટથી તું ગ્રહણ કર. જ્ઞાની પુરુષો કદી નસીબને માન આપતા નથી. મૂર્ખજનો જ એને ઊંચે બેસાડે છે—જેથી તે આકાશને વળગી પડે છે.

૪. તમને સંકટ પડે ત્યારે તે શાન્તિથી લેજો: એ સંકટ વિશ્વની

તન્દુરસ્તી માટે, અને ઝયૂસની સમૃદ્ધિ માટે જરૂરનું હશે ખાતરી રાખજો કે એ સંકટ તમારા ઉપર કદી મોકલવામાં આવત નહિ—જો વિશ્વને એથી લાભ ન હોત તો.

૫. દેવોને ભજો; અને મનુષ્યની રક્ષા કરો. આ જીંદગી ટૂંકી છે, અને એમાંથી તમે લાભ ખેંચી શકો એમ છે તે એટલો જ કે ઇશ્વરભક્તિ અને પરોપકાર.

૬. વેર વાળવાનો ઉત્તમ રસ્તો એ છે કે અપકારનું અનુકરણ ન કરવું. એક માણસ ભૂંડું કરે છે એથી મને શું ? એ ભુંડું કૃત્ય એનું છે, એ કૃત્ય કરવાની ભૂંડી વૃત્તિ પણ એની છે—અને તેથી એની ફિકર એને હોવી જોઇએ.

૭. તમે હમેશાં દેવ, માતાપિતા, ભાઇઓ, સ્ત્રી, અને છોકરાં પ્રત્યે, ગુરુઓ, શાસકો, મિત્રો, સંબન્ધીઓ અને સેવકો પ્રત્યે, કેવી રીતે વર્તો છો એ યાદ કરો. મનુષ્યો તમારે માટે એમ કહી શકે કે આ માણસે કદી વાણી કે કૃત્યથી કોઇનું ભૂંડું કર્યું નથી ત્યારે ખરૂં.

૮. કેટલીક ચીજો સારી છે, કેટલીક બુરી છે, અને કેટલીક બેમાંથી એકે નથી. હવે, સારી ચીજો તે સદ્‌ગુણો અને જે પદાર્થોમાં સદ્‌ગુણનો સ્વભાવ રહેલો છે તે છે; બુરી ચીજો તે દુર્ગુણો અને જે પદાર્થોમાં દુર્ગુણનો સ્વભાવ રહેલો છે તે છે; અને બેમાંથી એકે નહિ એવી ચીજો તે—ધન, આરોગ્ય, આયુષ્ય, મૃત્યુ, સુખ અને દુઃખ.

૯. એક જડ પૂતળાની માફ મારે વૃત્તિહીન રહેવું ન જોઇએ; પણ સ્વાભાવિક અને આગન્તુક જે જે સમ્બન્ધો મારા છે—જેમકે એક ધાર્મિક પ્રાણી તરીકે, પુત્ર તરીકે, ભાઇ તરીકે, પિતા તરીકે, અને પોર તરીકે—તે સર્વ મારે સંભાળવા જોઇએ.

---

ઉપસંહારઃ—

આત્મસંયમ અને ધર્મના નિયમ માટે માન—એ બે રોમન ધર્મનાં ખાસ લક્ષણ છે.

---

# ચીનનો ધર્મ.

૧.

૧. ચીન દેશ બહુ પ્રાચીન કાળથી સુધારામાં આવેલો દેશ છે. કાગળ, છાપવાની કળા, અને બંદૂકનો દારૂ—જે અર્વાચીન કાળમાં યૂરોપમાં થએલી મ્હોટી શોધો ગણાય છે તે–તે પહેલાં ઘણાં વર્ષો ઉપર ચીનમાં શોધાઇ ચૂકી હતી. એ દેશ અત્યારે પૃથ્વીના બીજા દેશો કરતાં અળગો પડી રહેલો દેખાય છે, પણ પ્રાચીન કાળમાં એનો હિન્દુસ્થાન અને બીજા દેશો સાથે પુષ્કળ વ્હેપાર ચાલતો, અને લોકની પણ જા–આવ હતી, જેથી બૌદ્ધ ધર્મ એ દેશમાં દાખલ થયો તથા જામ્યો છે. વળી એના પ્રાચીન ધર્મનો બૅબિલનના ધર્મ સાથે સંબન્ધ છે એમ પણ વિદ્વાનોનું માનવું છે.

૨. આ બૌદ્ધ ધર્મ દાખલ થતા પહેલાં ચીનનો ધર્મ કેવો હતો એ જાણવાનાં મુખ્ય સાધનો—ઇતિહાસ, કાવ્ય, ધર્મક્રિયા આદિને લગતાં પાંચ મહાગ્રન્થો, છઠ્ઠું પિતૃભક્તિને લગતું એક પુસ્તક, અને તે ઉપરાંત 'મહાવિદ્યા,' 'સમતાનો સિદ્ધાન્ત' વગેરે વિષયનાં ચાર બીજા દર્જ્જાનાં પુસ્તકો છે. તેમાંનાં પહેલાં પાંચ જૂનાં છે, અને કૉન્ફ્યૂસ્યસ નામે ચીનના એક મહાન પુરુષે (ઇ. સ. પૂ. ૫૫૦–૪૭૮) એનો ઉદ્ધાર કર્યો છે. છઠ્ઠું કૉન્ફ્યૂસ્યસ અને એના શિષ્યના સંવાદરૂપે છે. અને તે પછીનાં ચાર તે એના શિષ્યોએ રચેલાં છે.

૩. ચીનનો પ્રાચીન ધર્મ બીજા ઘણા દેશોના ધર્મ સાથે મળતો આવે છે. વેદધર્મના 'દ્યાવપિતર્' ની માફક, ચીનના લોકો આકાશમાં એક ઇશ્વર યા બ્રહ્મનું સ્વરૂપ જોતા. એને 'તી'

એમ પણ સમજતા. પરંતુ તે જ સાથે, સૂર્ય ચન્દ્ર અને પર્જન્ય વાયુ પર્વત નદી વગેરે અસંખ્ય પદાર્થોના જુદા જુદા દેવોને પણ માનતા. તેમાં, આકાશ પૃથ્વી પર્વત અને નદીઓ વગેરે મ્હોટા દેવોની પૂજા તે રાજા જ કરે, અને પરચુરણ ન્હાના દેવોની પૂજા પ્રજા કરે-ઇત્યાદિ ભેદ હતા.

૪. ચીનના પ્રાચીન ધર્મમાં પિતૃઓનો મહિમા દેવ જેટલો જ હતો. પિતૃઓનાં શ્રાદ્ધ બહુ ઠાઠથી કરવામાં આવતાં, તથા તેઓનાં દેવળો બાંધવામાં આવતાં. રાજા પોતાના પૂર્વજોનું, અને બીજા અધિકારીઓ એમના પૂર્વના અધિકારીઓનું એ દેવળોમાં શ્રાદ્ધ કરતા. વળી રોમન અને હિન્દુ (વેદ)ધર્મની માફક, ઘરમાં પિતૃઓનું પૂજન થતું.

૫. ચીનના પ્રાચીન ધર્મના ઇતિહાસમાં કૉન્ફ્યૂશ્યસ(કન્-ફૂ-ત્સે) નું નામ સૌથી મ્હોટું છે. એ મહાન પુરુષ એક કુળવાન પણ દરિદ્ર થઇ ગએલા કુટુમ્બમાં જન્મ્યો હતો. એના વૃદ્ધ પિતા એને ત્રણ વર્ષનો મૂકીને જ મરી ગયા. સોળ વર્ષનો થયો ત્યારે એણે ભણવા માંડ્યું. પરણીને ન્હાની સરખી નોકરી લીધી, પણ તે ત્રણ વર્ષમાં છોડી દીધી, અને બાવીસ વર્ષની ઉમ્મરેથી એણે ચીનના ઉદ્ધારક અને ઉપદેશા તરીકે જીવન શરૂ કર્યું: કૉન્ફ્યૂશ્યસ ઉદ્ધારક અને ઉપદેશા બંને હતો. એને રાજ્યકારભારની લાલસા નહોતી, છતાં પણ પોતાનો ઉપદેશ યથાર્થ છે એ બતાવવા માટે રાજ્યના અધિકારમાં દાખલ થઇ એણે પ્રજાનું કલ્યાણ કરી બતાવ્યું. એના વખતમાં કેટલાક નિવૃત્તિમાર્ગી સાધુઓ હતા તે ઘરબાર છોડી વનમાં જઇને રહેતા. તેને લગતી એક એવી વાત છે કે કૉન્ફ્યૂશ્યસ અને એના શિષ્યો એક વખતે જતા હતા, ત્યાં નદી પૂર આવેલી જોઇ પાસેના ખેતરમાં ઊભેલા એક માણસને એના શિષ્યે પૂછ્યું કે " ભાઇ ! આ નદી કયે ઠેકાણેથી ઊતરાશે ? ' એ માણસ—જે નિવૃત્તિમાર્ગી સાધુ હતો—

તેણે કૉન્ફ્યૂશ્યસ ઉપર ટાણો મારીને કહ્યું: " પૂછ તારા ગુરુને: એ તોફાનની વચ્ચે જઈ એમાંથી કેમ રસ્તો કાઢવો એ જાણે છે!" શિષ્યે કૉન્ફ્યૂશ્યસને આ ઉત્તર કહ્યો. ત્યારે કૉન્ફ્યૂશ્યસે કહ્યું: " જગતમાંથી નીકળી પશુ-પંખીઓનો સંગ કરવો વૃથા છે. આપણે અને પશુપંખીઓને શું ? સંકટમાં આવી પડેલાં મનુષ્યબન્ધુઓ સાથે જ હું રહીશ. રાજ્યોમાં અન્ધાધુન્ધી ચાલે છે, માટે જ એ મટાડવા પ્રયત્ન કરવાની મારી ફરજ છે. સઘળું સારૂં હોત તો કશું સુધારવાની જરૂર જ શી હતી ? " મનુષ્યબન્ધુઓ માટે કૉન્ફ્યૂશ્યસને કેવી લાગણી હતી એ આ ઉપરથી જણાઇ આવે છે. કૉન્ફ્યૂશ્યસ—કુલ ૩૦૦૦, તેમાં મુખ્ય ૭૦–૮૦ શિષ્યો મૂકીને, ૭૨–૭૩ વર્ષની વૃદ્ધ ઉમ્મરે ગુજરી ગયો. એ કહેતો કે " પરંપરાથી મને જે સત્ય મળ્યાં છે તે જ હું લોકોને આપું છું "—તથાપિ એણે એના ઉપદેશથી ચીનમાં નવું જ ચૈતન્ય દાખલ કર્યું એમ કહીએ તો ચાલે. એના મુખ્ય સિદ્ધાન્તો આ હતાઃ—

(૧) દેવોની તથા પિતૃઓની ઉપાસના કરવી: પણ સદાચાર અને માબાપની ખરી ભક્તિ વિના એ નિરર્થક છે.

(૨) હમેશાં મધ્યમપણાનો મહિમા સમજી, કશું પણ અતિશય કરવું નહિ.

(૩) જેવું પોતાનું તેવું જ પારકું સમજવું.

(૪) કહેવું તે કરતાં કરી બતાવવું એ વધારે સારૂં છે.

૬. કૉન્ફ્યૂશ્યસના જ વખતમાં એના કરતાં પચાસ વર્ષ મ્હોટો—લાઓ-ત્ઝે નામનો એક નિવૃત્તિમાર્ગી મહાન જ્ઞાની અને યોગી થઈ ગયો છે. એનો ઉપદેશ ' તાઓનો સિદ્ધાન્ત ' એ નામે ઓળખાય છે. ' તાઓ ' એટલે બ્રહ્મ, યાને પ્રકૃતિમાં રહેલું ગૂઢ સત્ત્વ: માર્ગ એમ પણ એ શબ્દનો અર્થ કરે છે

જેણે તાઓનો સાક્ષાત્કાર કર્યો છે, એ સઘળા વિધિનિષેધની પાર જઈ આત્મામાં રમમાણ રહે છે—એવો, નિવૃત્તિમાર્ગી વેદાન્તના સિદ્ધાન્તને મળતો, આ તાઓનો સિદ્ધાન્ત છે. એમ કહેવાય છે કે જ્યારે કૉન્ફ્યૂશ્યસે 'ઉપકારને બદલે ઉપકાર, અને અપકારને બદલે ન્યાય' એમ ઉપદેશ કર્યો, ત્યારે લાઓ-ત્ઝેએ 'ઉપકારને બદલે ઉપકાર, તેમ જ અપકારને બદલે પણ ઉપકાર' એમ ઉપદેશ કર્યો. પણ નવાઈ જેવું છે કે આવો ઉત્તમ પરદેશ ભૂલાઈ જઈ-લાઓત્ઝેનું નામ જાદુ અને ખોટા વહેમો સાથે જોડાઈ ગયું

ઇ. સ. પછી પહેલા સૈકામાં ચીનમાં બૌદ્ધ ધર્મ દાખલ થયો. એ ધર્મની મહાયાન શાખા—જે તે વખતે હિન્દુસ્થાનમાં પૂર્ણ જાહોજલાલીમાં હતી—તેના અનેક સાધુઓ ચીનમાં ગયા, અને ઉપદેશ કર્યો. બૌદ્ધ ધર્મના ઘણા ગ્રન્થોનું ચીનાઈ ભાષામાં ભાષાન્તર થયું, અને બુદ્ધદેવની મૂર્તિઓ પૂજાવા લાગી. ચીનમાં પ્રથમ સંન્યાસ લેવાની કોઇને છૂટ નહોતી તે પણ મળી, અને ઈ.સ. ચોથા સૈકામાં બૌદ્ધ ધર્મ (મહાનયાન શાખાનો) પૂરેપૂરો જામ્યો.

ક્વાન્યિન—નામની એક દેવીની ઉપાસના ચાલે છે. એ મૂળ એક બૌદ્ધ ભિક્ષુણી હતી એમ ધારવામાં આવે છે. એ કરુણાની દેવી છે મનુષ્યનાં સઘળાં સંકટ હરે છે, તથા છોકરાં આપે છે. દરેક ઘરના રસોડામાં એનું ચિત્ર હોય છે

ઈ. સ. સાતમા સૈકામાં અને તે પછી ચીનમાં બીજા ઘણા ધર્મો દાખલ થયા. સાતમા સૈકામાં—જરથોસ્તી ઇસ્લામી અને ખ્રિસ્તી ધર્મે પ્રવેશ કર્યો અને ઇ. સ. ૧૨ મા સૈકામાં યાહુદી ધર્મે પણ દેખા દીધી. પણ આમાંના કોઇ પણ ધર્મની ચીનના ધર્મ તરીકે ગણના થઇ શકે એમ નથી.

---

૨.

# ઊતારા.

મનુષ્યે પોતાનો મૂળ સ્વભાવ સ્વર્ગમાંથી પ્રાપ્ત કર્યો છેઃ એ સ્વભાવને અનુસરતું આચરણ તે સદાચરણ.

. સત્ય જાણે તે કરતાં સત્યને ચાહે તે વડો; અને સત્યને ચાહે તે કરતાં સત્યને આચરે તે વડો.

. માતપિતાની સેવા એટલે તેઓનુ ભરણપોષણ કરવું એમ લોકો સમજે છે. પણ ભરણપોષણ તો આપણે કૂતરા અને ઘોડાનું–પશુઓનું–પણ કરીએ છીએ! ભક્તિ વિનાનું ભરણપોષણ એ ખરી સેવા નથી.

. પાંચ જાતના ધર્મઃ રાજા અને મન્ત્રી યા પ્રજા વચ્ચેના, પતિ અને પત્નીના, પિતા અને પુત્રના, ભાઇઓના, અને મિત્રોના. ત્રણ સાધનોઃ જ્ઞાન, મૈત્રી ( પ્રેમ–ઉપકાર ) અને ઉત્સાહ. એક આવશ્યકતાઃ સાચાઇ.

૫. યોગ્યતા યાને ઔચિત્યનો મહિમાઃ ઔચિત્યવિનાનો આદરભાવ તે ધાંધળરૂપ છે; ઔચિત્યવિનાની કાળજી તે બ્હીકણપણું છે, ઔચિત્યવિનાની હિમ્મત તે ધૃષ્ટતા છે; અને ઔચિત્ય વિનાની સીધાઇ તે અવિવેક છે.

૬. જીવતાં માણસોની સેવા ન કરો તો મુવા પછી એમના પ્રેતની સેવા શી રીતે કરવાના હતા? જીવનને ઓળખતા નથી ત્યાં સુધી મૃત્યુ વિષે તમે શું જાણવાના હતા?

૭. પરોપકાર અને નમ્રતાઃ સર્વોત્તમ સદ્ગુણ તે જળ જેવો છે; જળ સર્વને લાભ કરે છે, છતાં તેમ કરવામાં એને યત્ન કરવો

પડતો નથી. કોઈને ન ગમે એવું નીચલું સ્થાન એ પોતે લે
સમુદ્ર અને મહાનદીઓ ન્હાનાં ન્હાનાં ઝરણાં
સામ્ય ભોગવે છે તેનું કારણ એ છે કે એથી નીચે કેમ
એ તેઓ જાણે છે.

૯. કાદવવાળા પાણીને પોતાની મહેનતથી કોણ નિર્મળ કરી
વાનું હતું? પણ એને શાન્ત પડી રહેવા દેશો તો એ
મેળે સ્વચ્છ બની જશે.

૧૦. જ્યારે પૃથ્વી ઉપર તાઓનો અમલ થશે ત્યારે ઘોડાએ
ઉપયોગ ખેતીમાં થશે; તાઓનો અમલ નહિ હોય ત્યારે
સેના ઘોડા લડાઈ માટે તૈયાર કરવામાં આવશે.

૧૧. ભપકાદાર જમ્બા પહેરવા, ચકમકતી તરવારો બાંધવી, ખ
પીવામાં શોકીન થવું, માલમિલકત ખૂબ એકઠી કરવી–એને
લૂંટ કહું છું એ તાઓ (પ્રભુનો માર્ગ) નથી.

૧૨. ત્રણ ચીજોને હું સૌથી કિંમતી ગણું છું: કોમળતા, કરકર
અને નમ્રતા. કોમળ થશો તો બહાદુર થઈ શકશો, કરકસરી થ
તો ઉદાર થઈ શકશો, નમ્ર થશો તો મનુષ્યોમાં અગ્રણી થશે

૧૩. ભલા પ્રત્યે હું ભલો થઈશ; ભૂંડા પ્રત્યે પણ ભલો થઈશ–જે
ભૂંડો પણ ભલો થાય.

---

ઉપસંહાર—

૧. કૉન્ફ્યુશ્યસનો ધર્મ એ પ્રાચીન ચીનના ધાર્મિક જીવનનો પ્રાણ છે
પિતૃભક્તિ અને સમતા–માતપિતાની સેવા અને મધ્યમપણાનો મહિમા.
એ એના ઉપદેશનાં ખાસ તત્ત્વો છે.

---

# જાપાનનો ધર્મ.

૧.

ચીનની માફક જાપાન પણ અત્યારે બૌદ્ધ ધર્મનો દેશ છે. પણ એનો પ્રાચીન ધર્મ જુદો હતો. એ ધર્મનું નામ શિન્તો છે. ' શિન્તો '—ચીનાઈ શબ્દ છે, અને એનો અર્થ ' દેવતાઈ માર્ગ ' એવો થાય છે. ઇ. સ. છઠ્ઠા સૈકા પછીથી આ નામ જાપાનના પ્રાચીન ધર્મને લગાડવામાં આવ્યું છે. તે પહેલાં એ ધર્મનું શું નામ હશે એ જણાતું નથી.

શિન્તો-ધર્મનું મ્હોટું પુસ્તક ' કોજિકિ ' કરીને છે. એ ઇ. સ. આઠમા સૈકાને આરંભે—જૂની દેવકથાઓ વગેરે ધર્મને લગતી બાબતો જાણનાર એક પૌરાણિકને મુખેથી ઉતારી લીધેલું છે. એમાં સૃષ્ટિની ઉત્પત્તિ, પુરાણી દેવકથાઓ, જાપાનનો જૂનો ઇતિહાસ વગેરે બાબતો વર્ણવો છે. આવું જ એ સમયનું એક બીજું પુસ્તક 'નિહોંગી' કરીને છે. આ ઉપરાંત કર્મકાંડનો પણ એક ગ્રન્થ છે.

શિન્તો ધર્મમાં દેવને ' કમી ' કહે છે. આ 'કમી' યા દેવના વર્ગ પાડીએ તો તેમાં એક વર્ગ પ્રકૃતિના દેવોનો અને બીજો મનુષ્ય-દેવોનો એમ બે વર્ગ થાય. આ બીજા વર્ગ ઉપરથી શિન્તો ધર્મને પિતૃપૂજા કહેવામાં આવે છે પણ તે તદ્દન ખરૂં નથી. જાપાનમાં ચીનની માફક પિતૃપૂજાનો મહિમા ઘણો છે પણ જૂનામાં જૂના શિન્તો ધર્મના દેવ તે સૂર્ય ચન્દ્ર પૃથ્વી સમુદ્ર વગેરેમાં વસનારા દેવ છે. એમાંના મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

(૧) અમતેરસુઃ સૂર્યદેવી. આ દેવીના વંશજો જાપાનના મિકાડો ( રાજા ) છે એમ મનાય છે. જાપાનમાં એ દેવીનું એક મ્હોટું મન્દિર છે. એમાં એક અષ્ટભુજ યા

આઠ ખૂણાવાળું દર્પણ એ દેવીની મૂર્તિ છે, અને એ દર્પણ દેવીએ પોતે પહેલા મિકાડોને આપ્યું હતું એમ કહેવાય છે.

(૨) ત્સુકિ-યોમિઃ ચન્દ્રદેવ. સૂર્ય દેવી, એટલે ચન્દ્ર દેવ.

(૩) સુસ નો વોઃ પર્જન્યદેવ.

(૪) ઓહોનમોચિઃ પૃથ્વીદેવ.

(૫) ઉકેમોચિઃ અન્નદેવી.

આ ઉપરાંત પર્વત વાયુ સમુદ્ર નદી અગ્નિ વગેરેના દેવો છે વૃક્ષ અને કૂપ(કુવા)ના પણ દેવો છે. તથા ગૃહસ્તમ્ભનો પણ એક દેવ છે.

શિન્તો ધર્મના દેવળો અદ્દલ લાકડાનાં અને કોઇ પણ તરેહ કોતરકામ વગરનાં હોય છે—જેથી પવિત્રતા અને સાદાઇ ભાવ સૂચવાય છે. દેવની મૂર્તિ હોતી નથી. પણ એના પ્રત (ચિહ્ન)રૂપે તરવાર દર્પણ કે રત્ન હોય છે, અને તે રેશ વસ્ત્રથી આચ્છાદિત રાખવામાં આવે છે. આ ધર્મમાં દેવની ઉ સનાને અંગે યાત્રા વગેરેનો પણ વિધિ છે પવિત્રતા ('શો યોચ') માટેના નિયમો હિન્દુ જરથોસ્તી વગેરે ધર્મને મ છે—જેમકે જાતસૂતક (વૃદ્ધિ), મૃત્યુસૂતક વગેરે.

૫. બૌદ્ધ ધર્મ જાપાનમા ઈ. સ. છઠ્ઠા સેકામાં આવ્યો. એ ધર્મનો નાશ ન કરતાં, એની સાથે ભળી ગયો. શિન્તો ધ દેવળો ઉત્સવો વગેરે કાયમ રહ્યાં, અને શિન્તોના દે બુદ્ધદેવના જ અવતાર છે એમ મનાવા લાગ્યું. આ પછી જાપાનમાં બૌદ્ધ ધર્મના ઉપદેશને અંગે—અનેક ઉત્પન્ન થયા. કોઇએ શાન્તિનો ઉપદેશ કર્યો, કોઇકે ધ્યાન સમાધિનો કર્યો, કોઇકે ભક્તિ અને પ્રપત્તિનો કર્યો. બુદ્ધદે એક છે, પણ જેમ એક ચન્દ્ર અનેક જળમાં પ્રતિબિમ્બ અનેક થાય છે તેમ એક બુદ્ધદેવના અનેક બુદ્ધ થા

છે—એમ એકેશ્વરવાદનો ઉપદેશ પણ થયો છે.
નમાં મુખ્ય નામ 'અમિદા'('અમિતાભ') છે.
માં ખ્રિસ્તી ધર્મે પણ પ્રવેશ કર્યો છે. પણ એ
ધર્મમાં ગણી શકાય એમ નથી.

---

૨.

## ઊતારા.

ઝનમી આકાશનાં તરતા પૂલ (મેઘધનુષ્ય)
રહી માંહોમાંહે વિચાર કરવા લાગ્યાં: "આની
દેશ નથી? એમ કહી એમણે આકાશનો રત્નજડિત
ખોસ્યો અને જોયું તો સમુદ્ર જણાયો. પછી એ
ાડયો અને એને છેડેથી સમુદ્રના જળનાં ટપકાં પડયાં.
દ્વીપ બન્યો. એના ઉપર બંને—દેવ અને દેવી—રહ્યાં.
બીજા સાથે પરણવાનો વિચાર કર્યો. એ દ્વીપની વચ્ચે
નાખ્યો અને પછી ઇઝનગીએ ઇઝનમીને કહ્યું: "આવો
મા દિવ્ય સ્તમ્ભની આસપાસ ફેરા ફરીએ, અને સામી
એકઠાં થઇ પરણીએ....તમે ડાબી બાજુએ જાઓ,
જમણી બાજુએથી જાઉં છું." એમ કહી એ ડાબી
ણી બાજુએથી જઈને સામસામાં મળ્યાં, અને પરણ્યાં.
: "મને કેવો મારો પતિ મળ્યો!" બીજાએ કહ્યું:
ેવી સારી પત્ની મળી!"

---

અને રાજ્યભક્તિ એ જપાનના ધર્મના ખાસ લક્ષણ છે.